# ચરિતાવળી.

અથવા

## જૈન કથા સંગ્રહ.

ભાગ ૧

પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાંથી રસિક અને બોધદાયક ચરિત્રોનું

ભાષાંતર કરીને

લખનાર

અમરચંદ ઘેલાભાઈ
( જૈ૦ ધ૦ પ્ર૦ સભાના મંત્રી. )

महात्मनां कीर्त्तनं हि श्रेयो निःश्रेयसास्पदम् ॥

हेमचंद्राचार्य

પ્રસિદ્ધકર્ત્તા

શ્રી જૈનધર્મ પ્રસારક સભા

ભાવનગર

અમદાવાદ—એંગ્લોવર્નાક્યુલર પ્રીંટીંગ પ્રેસમાં

મુદ્રાંકિત.

સંવત ૧૯૪૮ વૈશાખ—સને ૧૮૯૨.

મૂલ્ય રૂપિઓ ૦ા૦.

## અર્પણપત્રિકા,

ભાઈ કુંવરજી આણંદજી.

ધર્મ ઉપર દ્રઢ શ્રદ્ધા, જિનશાસનની ઉન્નતિ
કરવાની આકાંક્ષા, ધર્મ કાર્યો કરવામાં અ-
તિશય ખંત, જૈન કોમના મનુષ્યો નીતિ-
માન, સદાચરણી અને ધર્મ ઉપર દ્રઢ પ્રી
તિવાળાં થાય તેવા ઉપાયો યોજવાની
સહર્ષ ઇચ્છા, પ્રસારક સભા ઉપર
સંપૂર્ણ મમતા અને આપણો
ધર્મસ્નેહ એ સર્વ કારણો-
થી પ્રેરિત થઈ આ ચ-
રિતાવળી રૂપ કુસુ-
માવળી આપને અ-
ર્પણ કરૂં
છું.

અ. ઘે.

# પ્રસ્તાવના.

જે સમયે સર્વ પ્રકારના સંશયછેદક, કેવળજ્ઞાન અને કેવળદર્શનના ધારક, ત્રિભુવનદીપક તીર્થંકર મહારાજા સાક્ષાત્ વિચરતા હતા તે સમયની શું વાત કરવી, પરંતુ અંતિમ તીર્થંકર શ્રીવીરસ્વામીના વિરહ પછી પણ જૈનદર્શનમાં થઈ ગમેલા ધુરંધર આચાર્યોએ પોતાના જ્ઞાનબળથી ચોતરફ જૈનધર્મની જયધ્વજા ફરકાવી હતી. તેઓના પ્રતાપથીજ ધર્મમાં થોડે કે ઘણે અંશે દ્રઢ શ્રદ્ધાવાળા રહી હાલના જૈનીઓ કલ્લોલ કરે છે. તેઓ તે સમયના મનુષ્યોને પોતાના જ્ઞાનથી પ્રતિબોધ આપતા એમજ નહોતું પણ પાછળ થનારાઓના હિતને માટે પણ પોતાના જ્ઞાનની પ્રસાદી રૂપ અનેક ગ્રંથો બનાવી ગયા છે. પરંતુ કાળના પ્રભાવથી, પ્રમાદથી કે કોણ જાણે બીજા શાએ કારણોથી હાલના જૈનીઓની જ્ઞાન ઉપર પ્રીતિજ ઓછી છે. જૈનોના બહોળા ભાગમાં બીજા સર્વ વિષય કરતાં જ્ઞાન સંપાદન કરવાનો વિષય નીરસ અને નિરૂપયોગી થઈ પડયો છે. બીજી સર્વ કોમ કરતાં જૈનકોમ વિદ્યા વિષયમાં તદ્દન પછાત છે. વિદ્યાની કિંમત હાલના જૈનીઓમાં હલકામાં હલકી થઈ પડી છે. તેઓનું દ્રવ્ય બીજી અનેક બાબતમાં ખરચાય છે પણ જેના ઉપર આખી કોમના ઉદયનો, મનુષ્ય માત્રનો આનંદનો, પરભવની સ્થિતિનો અને ટુંકામાં સર્વ પ્રકારના સુખનો સંપૂર્ણ આધાર રહેલો છે તે જ્ઞાનના ઉત્તેજન-સંભાળ માટે કાંઈ પણ ખર્ચ કરવાની હોંશ કોઈને પણ નથી. બીજી પ્રકારના માની લીધેલા ગમે તેવા સુખ જણાતા હોય પણ ઊંડી રીતે આલોચ કરીએ તો જ્ઞાનની ઓછાશના કારણથી હાલના જૈનીઓની શોચનીય અવસ્થા છે.

જૈન શાસ્ત્રોના વિષયના દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ અને કથાનુયોગ એવા ચાર વિભાગ પાડેલા છે. ચોતરફ અવલોકન કરીએ છીએ તો હાલના સમય પ્રમાણે એ સર્વ વિષયનું સારૂં જ્ઞાન ધરાવનારા આંગળીને ટેરવે ગણાય એટલા મુનિઓ છે. ગૃહસ્થસમૂહતો શાસ્ત્રોમાં વિષયના આવા વિભાગ પાડેલા છે એવું જાણનારા પણ વિરલા હશે તો તે સબંધી જ્ઞાન મેળવનારાતો કયાંથીજ

હોય. તોપણ ઘણા મનુષ્યો કથાનુયોગ ઉપર પ્રીતિવાળા હોય છે.

કથાનુયોગ એટલે થઈ ગયેલા મહાન્ જનોના ચરિત્રો. આટલુંતો ખરૂં છે કે શ્રેષ્ટ મનુષ્યો જેવા આચરણે વર્તે તે પ્રમાણે ઇતર જનો વર્ત્તે છે. નાની વયના બાળક ઉપર પણ માતાપિતા અથવા ઘરમાં જે કોઈ વડિલ હોય તેના આચાર અને વર્ત્તનની છાપ પડે છે. આખી કોમના મનુષ્યો પણ પોતાના કહેવાતા આગેવાનોને રસ્તે ચાલે છે. જે કોમનો ઘણો ભાગ વેપારી હોય તેના અનુયાયીઓ વેપારીજ થાય છે ચાકરી કરનારાના અનુયાયીયો ચાકરી કરનારજ થાય છે અને વિદ્યા વિલાસી જનોના અનુયાયીઓ વિદ્વાનજ થાય છે એતો સુપ્રસિદ્ધ વાત છે. એવી રીતે સર્વ કોઈ મોટા પુરૂષો જે પ્રમાણે અનુવર્ત્તન કરે તે પ્રમાણે થોડે ઘણે અંશે અનુકરણ કરે છે. જેવી રીતે વર્ત્તમાન જનોના ચરિત્રો ઇતિર મનુષ્ય ઉપર આ પ્રમાણે અસર કરે છે તેવી રીતે થઈ ગયેલાના ચરિત્રો પણ વાંચનારના મન ઉપર અસર કરે છે અને તેથીજ મહાન્ પુરૂષોના ચરિત્રો બીજાને સારા ગુણવાળા થવાને સાધન ભૂત ગણાય છે એટલુંજ નહિ પણ જે ગ્રંથોમાં એક પણ મહાત્મા પુરૂષના જન્મ ચરિત્રનું વર્ણન કર્યું હોય તે બીજાને અનેક પ્રકારના કલ્યાણનું સ્થાન થઈ પડે છે.

જેઓએ લેશમાત્ર પણ વિદ્યાનું અધ્યયન કર્યું ન હોય તેવાઓને પણ કથાવિષય સાંભળવાની જિજ્ઞાસા હોય છે. બીજા વિષયના વ્યાખ્યાન સમયે ઉંઘનારા મનુષ્યો પણ જ્યારે કાંઈ કથાપ્રસંગ આવે ત્યારે ટટાર થઈને સાંભળવા બેસે છે અને તેમાં આવતી વાતો ધ્યાનપૂર્વક સાંભળે છે. સ્રીઓ, નાના બાળકો અને બીજા અજ્ઞાનજનો પણ કાંઇ રમુજી વાર્ત્તા કહેતુ હોય ત્યાં એક મનથી સાંભળવા ઉભા રહે છે. કોઇ ઠેકાણે રાસ વંચાતા હોય તો ત્યાં માણસની સારી ઠઠ જામે છે અને સાંભળનારા સર્વે વખતસર ભરાઈ જાય છે. આમ કથા વિષયમાં હાલ થોડી કે ઘણી પ્રીતિ હોય એવું જણાય છે.

ઉત્તમ પુરૂષોના જીવન ચરિત્રો સાંભળવામાં અને વાંચવામાં જેમ માણસો પ્રીતિવાળા હોય છે તેમ તેથી તેઓ લાભ પણ મેળવી શકે છે. કારણ કે પ્રીતિથી શ્રવણ કરેલા અથવા વાંચેલા વિષયો વાંચ-

નારના મન ઉપર સારી અસર કરે છે, તેમાં આવતા બોધદાયક પ્રસં-
ગો તેઓના હૃદયમાં જડાઈ જાય છે. આવા ઘણા દ્રષ્ટાંતો છે કે કોઇ શિ-
ષ્ટજનના વર્તન સંબંધી વ્યાખ્યાન અથવા સમાચાર સાંભળી બીજાના
પાપકર્મનો નાશ થઈ જાય છે. આટલા માટેજ માણસને અવસાન વ-
ખતે ઉત્તમ પુરૂષોના નામ અને ગુણોનું સ્મરણ કરાવવામાં આવે છે.
વર્તમાનમાં પણ કોઇનું ઉત્તમ પ્રકારનું વર્તન જોઈ માણસોને પોતાના
અસત્ય–ખરાબ વર્તન માટે પશ્ચાત્તાપ થાય છે અને પોતે સારા ગુણો
ગ્રહણ કરવાને ઉજમાળ થાય છે. એવી રીતે કથાઓમાં ચરિત્રોમાં અં-
તર્ગત આવેલા વૈરાગ્ય, નીતિ, સત્વ, સૌજન્યતા, સત્યપ્રતિજ્ઞા વગેરે ગુ-
ણો ઘણું કરીને સર્વ પ્રકારના મનુષ્યોના મન રંજન કરવાને તથા તે-
મને તેવા ગુણવાળા થઇ વ્યવહારમાં સન્માર્ગે પ્રવર્ત્તાવવાને ઉત્તમગુરૂ રૂ-
પ થઈ પડે છે માટે બુદ્ધિમાન્ પુરૂષોએ ચરિત્રગ્રંથ રૂપ અતિથિનું, પ્રી-
તિએ અવલોકન, અને શ્રવણ રૂપ વિનોદે આતિથ્ય કરવું યોગ્ય છે.

ઉપદેશ આપવામાં પણ જે વિષય સંબંધી શ્રોતાના મનમાં અસ-
ર કરવી હોય તે વિષયને દ્રષ્ટાંતથી વધારે દ્રઢ કરવો જોઇએ એમ ક-
રવાથી સાંભળનારના મનમાં તે વાત વધારે સારી રીતે ઠસે છે. વૈરા-
ગ્ય સંબંધી, વ્રત નિયમ પાળવા સંબંધી, આચરણ સબંધી કે બીજી
હરકોઈ બાબત સંબંધી વાત ચાલતી હોય તો તે ઓછા જ્ઞાનવાળાને
નીરસ લાગે છે. પરંતુ કોઇ દ્રષ્ટાંત સાથે તેતે વિષયો જોડયા હોય તો
તેવાઓને પણ તે કથા રસિક લાગે છે. પોતાની તરતની પરણેલી આઠ
સ્ત્રીઓને વૈરાગ્યવતી કરવાને જંબૂકુમારે એવીજ રીતે કથાઓ કહી વૈ-
રાગ્યમાં દ્રઢ કરી હતી અને તે કથાત્મક વાદવિવાદ શ્રવણ કરીનેજ પ્ર-
ભવચોર અને તેના પાંચશે સોબતીઓ પ્રતિબોધ પામ્યા હતા. માટે
હરેક વિષયને દ્રઢતર કરવાને પણ ઉત્તમ પુરૂષોના જીવનચરિત્રોજ યોગ્ય છે.

ઉત્તમ જનોના ચરિત્રો એવી રીતે જનમંડળને પોતાના વર્તન–આ-
ચારની સુધારણામાં ઉત્તમ પ્રકારના સાધનરૂપ છે અને તે ઓછા અથ-
વા વધતા સર્વ પ્રકારના જ્ઞાનવાળાને પ્રીતિકર થઇ ધારેલો લાભ પ્રાપ્ત
કરાવે છે એમ ધારીનેજ પૂર્વાચાર્યો એવા અનેક ચરિત્રો સંસ્કૃત અને
માગધી ભાષામાં લખી ગયા છે, એટલુંજ નહિ પણ બીજા વિષયોના

ગ્રંથોમાં પણ તે વિષયને દ્રઢ કરવાને સ્થળે સ્થળે શિષ્ટજનોના ચરિત્રો વર્ણવ્યા છે. ક્રમેક્રમે સંસ્કૃત વગેરે ભાષાના જ્ઞાનમાં જૈનીઓ પાછા પડતા ગયા અને પૂર્વાચાર્યોના તે પ્રયત્નોનો લાભ મળતો બંધ થયો ત્યારે પાછલા સમયના પંડિતોએ તેવા ચરિત્રોને રાસમાં ગુંથ્યા. હાલમાં ઈંગ્રેજી વિદ્યાના પ્રસંગથી રાસ વાંચવાનો શોખ પણ ઓછો થયો છે અને હોલની પદ્ધતિને અનુસરતા અભ્યાસ કરનારા બાળક બાળકીઓને ગદ્યાત્મક ચરિત્રો વાંચવાનો શોખ થતો જાય છે. તે સાથે જમાનાને અનુસરીને મોટી વયના માણસોને પણ તેવાજ ગ્રંથો ઉપર પ્રીતિ થતી જાય છે પરંતુ જૈનોને વાંચવા જેવા ચરિત્ર ગ્રંથો હજી સુધી ઘણા પ્રસિદ્ધ થયા નથી તેથી તેઓ બીજી જાતના ચરિત્ર ગ્રંથો વાંચવામાં પ્રવૃત્ત થાય છે. એમ થવાથી વખતે તેઓનાં મન ઉપર ધર્મની દ્રઢતામાં બાધક આવે એવી પણ અસર થાય છે. માટે વર્તમાન સમયના જૈનીઓને સદ્‌ગુણી, નીતિમાન્, સદાચારી અને તે સાથે ધર્મમાં પણ દ્રઢ શ્રદ્ધાવાળા થવાને આવા ચરિત્રોનો સમૂહ ઉત્તમ સહાય કારી થઈ પડશે એમ ધારી આ પ્રયત્ન કર્યો છે જે સર્વ પ્રકારે સફળ થાય એવી સર્વજ્ઞ પાસે યાચના કરીએ છીએ.

# અનુક્રમણિકા.

यत्कुर्वंति महांतो हि तदाचाराय कल्पते ॥

हेमचंद्राचार्य.

महाजनो येन गतः स पंथाः ॥

बृहत्शांतिः ।

## વસંતતિલકા.

આદ્ય પ્રબોધકર અવ્યય આત્મરૂપ,
અજ્ઞાનહારિ અચલ પ્રમિતિસ્વરૂપ;
અધ્યક્ષ અર્ચ્ય અમલાશયગમ્ય સાર,
નિત્યે નમી શિરથી આર્હત ધામ તાર. ૧
સન્નીતિ કોમલ લતાથી મનો હરે જે,
સદ્બોધ રૂપ કુસુમે ખુશબો ધરે જે;
સદ્દેશનામૃત ઝરે બહુ નીક વાળી,
શોભે સુભાષિત સુપક્ષિરવે રૂપાળી. ૨
જ્યાં ભક્તિભાવવશથી પ્રભુની અહૂર,
નાચે સુભાવિજન રૂપ મહા મયૂર;
સત્કોકિલો સુકલકંઠથી બોધ બોલે,
હર્ષે વિહાર કરતા મુનિ હંસ ટોલે. ૩
ધર્માર્થ કામ શિવકલ્પ નગાવલી જ્યાં,
શોભે મહાવ્રત તપાદિક મંડપો ત્યાં;
સદ્ધર્મિ પાંથ જન આશ્રિત થૈ રહ્યાછે,
આ સંતની સુચરિતાવલિ વાટિકા છે. ૪
તેમાં વિહાર કરવા જન સર્વ ધારો,
આ કર્મ તાપસકલા ક્ષણમાં વિદારો;
અંતે અતીવ લઘુકર્મ કરી ધરામાં,
પામો ક્રમેથી જન સૌ શિવને ત્વરામાં. ૫

# चरितावळी.

अथवा

# जैन कथा संग्रह.

श्रीपरमात्मने नमः

## જયવિજય.

આ ભરતક્ષેત્રને વિષે ઘણી વિભુતિએ ભરિત, અવર્ણનીય ઋદ્ધિવડે અન્ય નગરની સ્પર્ધા કરનાર અનોપમ શોભાથી વિશ્વને આનંદ પ્રાપ્ત કરાવનાર નંદિપુર નામે નગર હતું. દારિદ્ર, દોભાર્ગ્ય, દુર્ભિક્ષ અને દુઃખનો એ નગરમાંથી ક્ષય થયો હતો. સર્વ પ્રકારની સંપત્તિનું એક સ્થાન હતું. સર્વ શત્રુને ત્રાસ પમાડનાર, ધર્મ ન્યાય અને ઐશ્વયરૂપ સંપદાનો પ્રિયમેલક ધર્મ નામે એ નગરનો રાજા હતો. એ રાજાને ઘણી રાણીઓ હતી તેમાં શ્રીકાંતા શ્રીદત્તા અને શ્રીમતિ નામની ત્રણ મુખ્ય રાણીઓ હતી. શ્રીકાંતાને તથા શ્રીદત્તાને એક એક પુત્ર થયો હતો તેના જય અને વિજય એવા નામ આપ્યા. આ બંને પુત્રો પંડિત પુરૂષોને માન્ય અને નામ તથા તેજે કરી સર્વ જગતને જીતનાર હતા. અમર સદૃશ તેઓ રૂપવંત હતા. તેઓ બાળક હતા પરંતુ પૂર્વ ભવના અભ્યાસથી તેમને વિષે કર્પાસ રંગની જેમ સમ્યકત્વે સહીત સર્વ ગુણો દ્રષ્ટિગત થયા હતા. આકૃતિ, વય, વિદ્યા, શીળ, ગુણ અને લક્ષ્મીએ બંને તુલ્ય હતા તેથી તેઓને પરસ્પર અત્યંત પ્રીતિ થઈ. ત્રીજી શ્રીમતિ પ્રકૃતિએ દુર્મતિ

હતી. જેમ કાદવની ભૂમિને વિષે કમળ ઉત્પન્ન થાય તેમ તેણીને પણ ન્યાય બુદ્ધિને ધારણ કરનાર નયવીર નામે પુત્ર થયો. જયવિજયના ગુણનું અતિશયપણું અને પ્રજા વર્ગનો તેઓની ઉપર રાગ જોઈને શ્રીમતિ ઈર્ષાથી વિચાર કરવા લાગી કે 'પરસ્પર પ્રીતિવંત અને સર્વ પ્રકારની બુદ્ધિને ધારણ કરનાર આ બંને છતાં દાસી પુત્રની જેમ મારા પુત્રને રાજ્યની આશા કયાંથી?' જેમ ઘણી અજ્ઞાની સ્ત્રીઓ શોકના પુત્ર ઉપર દ્વેષ ધારણ કરી અનેક જાતના કુડકપટ કરે છે તેમ શ્રીમતિ પણ જયવિજયના નાશનો ઉપાય શોધવા લાગી. છેવટે તેણીને એક પરિવ્રાજિકાનો સમાગમ થયો તેને ઘણું દ્રવ્ય આપી તથા પ્રાર્થના કરીને વશ કરી પોતાનો હેતુ જણાવ્યો. પછી તે તાપસીએ શ્રીમતિના કહેવાથી સિદ્ધ ચેટક શક્તિવડે રાજ્યાધિષ્ટાયિકા દેવીના નામથી રાજાને સ્વપ્નવિષે કહ્યું 'હે રાજન નવા ઉદય પામેલા દૈત્ય સદૃશ દુર્જય જયવિજય થોડા કાળમાં તને હણીને રાજ્ય ગ્રહણ કરશે માટે પોતાના પુત્ર છે તોપણ દુષ્ટવ્રણની જેમ એઓ મારવા લાયક છે. પુર્વના પ્રાજ્યાનુરાગે તારા રાજ્યની અધિષ્ટાતા હું તારા હિતને અર્થે કહું છું માટે યથોચિત કરજે.' આ પ્રમાણેનું સ્વપ્ન જોઈ રાજા જાગૃત થયો તેવામાં કપટ ક્રિયાને વિષે કુશળતાને ધારણ કરનારી શ્રીમતિએ પોતાને પણ તેવુંજ સ્વપ્ન આવ્યા સંબંધી જણાવ્યું. પોતે જોયું તેજ પ્રમાણે રાણીએ પણ કહ્યું તેથી ખેદ પામી રાજા ચિત્તને વિષે વિચારવા લાગ્યો., 'સત્યવંત અને વિવેકી જયવિજયને વિષે આવા કૃત્યનો સંભવ કેમ થાય? શું ચંદ્રસૂર્યથી અંધકાર પ્રગટ થાય? પરંતુ દેવદત્ત સ્વપ્ન આપ્ત [1]વાકયની જેમ મિથ્યા હોય નહિ, ત્યારે હું શું કરૂં? શું આ પુત્રોનો નાશ કરૂં? નહિ, પોતે વાવેલ વિષવૃક્ષ પણ વૃદ્ધિ પામ્યા પછી છેદન કરવું યુક્ત નથી તો કલ્પવૃક્ષ સદૃશ પુત્રોનો મારાથી કેમ નાશ થાય!' એમ ઘણો વિચાર કરી નિશ્ચય કર્યો કે એ બંને ભાઈને વશ કરી બંધનમાં રાખું જેથી

[1] કેવળી.

મારે ભયનું કારણ રહે નહિ. પ્રાતઃકાળ થયો એટલે કુમારથી શંકા પામેલા રાજાએ તેઓને મહેલમાં પ્રવેશ ન કરવા દેવો એવો હુકમ ફરમાવ્યો. પછી લક્ષ્મીના સ્થાનક રૂપ સભામંડપને વિષે રાજા આવીને બેઠો એટલે નિત્ય નિયમ પ્રમાણે પિતાને પ્રણામ કરવા બંને ભાઈઓ આવ્યા એટલે દ્વારપાળે અંદર પ્રવેશ કરતા અટકાવ્યા. દ્વારપાળના વચનથી મનમાં અત્યંત ખેદ પામી તેનું કારણ કલ્પી તેઓ તરતજ ત્યાંથી પાછા વળ્યા અને પરસ્પર વિચારી નિશ્ચય કર્યો કે 'અપરાધ વિના આપણી ઉપર રાજાનિ અપ્રીતિ થઈ તો હવે આપણે અહીં રેહેવું ઉચિત નથી. કહ્યું છે કે.

माजीवन् यः परावज्ञा दुःखदग्धोपि जीवति
तस्या जननी रेवास्तु जननी क्लेश कारिणः

જે પરાવજ્ઞા રૂપ દુઃખથી દગ્ધ થઇ જીવે છે તે ન જીવ્યા બરાબર છે અને તેનો જન્મ જનનીને કલેશ કરાવનાર છે. માટે આપણે અવશ્ય દેશાંતર ભણી પ્રયાણ કરવું કારણ કે શુભાશુભ પરિણામ દૈવવશ જાણતા છતા કોણ પરાધીનતા ભોગવે વળી દેશાંતર ગમનથી આપણી દેશાંતર જોવાની ઈચ્છા સંપૂર્ણ થશે અને રાજા પણ પોતાના પુત્રના અભિમાનને જાણશે. કહ્યું છે કે;

त्रयः स्थानं न मुंचाति काकाः कापुरुषा मृगाः
अपमाने त्रयोयांति सिंहाः सत्पुरुषा गजाः

અપમાન થયા છતાં કાગડા, દુષ્ટ પુરૂષો અને મૃગો તે સ્થાનને તજતા નથી પરંતુ સિંહ સત્પુરૂષ અને હસ્તિ અપમાન સ્થાનનો ત્યાગ કરે છે.

આ કાર્યમાં પિતાનો દોષ નહિ હોય કારણ કે આવા મોટા રાજ્યના અધિપતિમાં વિપરીત રીતે દોષનું ભાસન થાય નહિ. પરંતુ આમાં દુર્મતિ અપરમાતાનો કાંઈક પ્રપંચ હશે માટે પિ-

તાને ઉપાલંભ પૂર્વક યુક્તિવડે જણાવવું. એમ ધારી તેઓએ અનુક્રમે આ પ્રમાણે અન્યોક્તિ લખી.

तूलेव लेपं वहसे वृथैव समा प्रमाणं निखालाखीलान्नयेहं

गुरुन धस्ताद गुरुन् यदुच्चान् करोष्यशेषान्कुदन्नत्समांश्च. १

હે તૂલા! તું સર્વેને સરખા પ્રમાણવાળા કરવાનો ખોટો ગર્વ ધારણ કરે છે કારણ કે જે ગુરૂ છે તેને નીચા રાખે અને પથર સમાન જે હલકા છે તેને ઊંચા રાખે છે.

रत्नानि रत्नाकरमात्रमंस्था महोर्म्मिभिर्यद्यपि तेव्रहूनं।

हानिस्तवैवेह गुणैस्त्विमानि भावीनि भूवल्लभमौलिभांजि. २

नचैष दोष स्तव किंतु कस्या प्यन्यस्य यः क्षोभकरस्तवापि

गुणोथवायं कथमन्यथास्तु तेषांगुणैः स्वैर्महिम प्रवृद्धिः ३

હે રત્નાકર! યદ્યપિ તારે રત્નો ઘણાં છે પણ મ્હોટા ઉર્મિવડે તું તેની અવજ્ઞા ન કર કારણ કે તેથી તારીજ હાનિ છે અને તે રત્નો તો તેના ગુણેકરીને પૃથ્વીપતિઓના મુગટમાં ચડનારા થશે. પરંતુ તેમ કરવામાં તારો દોષ નથી પણ કોઇ બીજાનો છે કે જે તને ક્ષોભ કરનાર છે. અથવા તું તેનો ત્યાગ કરે છે એ તારા તો ગુણજ છે કારણ કે તે વિના તેઓના ગુણની પ્રખ્યાતિ શી રીતે થાત. મુખ્યદ્વારે એ પ્રમાણે ત્રણ અન્યોક્તિ લખીને સિંહ સદૃશ સાહસિકતાને ધારણ કરનાર તેઓ સંધ્યાકાળે જીવ જેમ શરિરમાંથી તત્કાળ નીકળે તેમ ગુપ્તપણે તે નગરમાંથી નીકળ્યા. નગર બહાર મણિરૂપ દીપોએ નિત્ય પ્રકાશકારી શાંતિનાથ ભગવાનનાં ચૈત્યમાં પ્રવેશ કરી જીનેશ્વરને નમસ્કાર કરી બંને ભાઇઓ બેસી સ્તુતિ કરવા લાગ્યા.

नित्यानंद पद प्रयाण सरणी श्रेयोवनी सारणी

संसारार्णव तारणै क तरणी विश्वर्धि विस्तारणी

पुण्यांकूर भरमरोह धरणी व्यामोह संहारिणी
प्रीत्यै कस्यन तेऽखिलार्त्ति हरणी मूर्ति र्मनोहारिणी

હે ભગવાન્! નિત્યાનંદ પદ જે મોક્ષ તે પ્રત્યે પ્રયાણ કરવાને સરણી (નીસરણી) સમાન, કલ્યાણ રૂપ પૃથ્વીને નવ પલ્લવ કરવાને નીક સમાન, સંસાર સમુદ્ર તરવાને વહાણ સમાન, વિદ્યની ઋદ્ધિને વિસ્તારનારી, પુણ્યાંકૂરનો સમુહ પ્રગટ થવાને ધરતી સમાન, મોહ અને અજ્ઞાન ભાવને સંહારનારી, સર્વ પ્રકારની પીડાને હરનારી અને મનોહારિણી તમારી મૂર્તિ કોને પ્રીતિને અર્થે ન થાય? અર્થાત્ સર્વને તમારા દર્શનથી પ્રીતી પ્રાપ્ત થાય.

એ પ્રમાણે નમસ્કાર સ્તુતિ વિગેરે કરીને ત્યાંથી બંને ભાઈ ચાલ્યા. ઘણે દૂર ગયા એટલે શ્રાંત થઈ વિશ્રાંતિને માટે એક વડની નીચે બેઠા ત્યાં વિજયકુમાર ઊંઘી ગયો તેથી જય જાગૃત રહી તેની પાસે બેઠો. તેવામાં તે વટવૃક્ષ ઉપર રહેનાર યક્ષણી યક્ષ પ્રત્યે બોલી 'હે નાથ! આ બે પંથી આપણા પ્રાહુણા થયા માટે ભક્તિ પૂર્વક તેની પરોણાગત કરવી એ આપણી ફરજ છે. જેવો તેવો અતિથી પણ સર્વે મનુષ્યોને સર્વ પ્રકારે પૂજ્ય છે તો જગત્‌ને વિષે ઉત્તમતાને ધારણ કરનાર આ બે પુરૂષો આપણા પુણ્યે પ્રાપ્ત થયા છે તેની તો સારી રીતે ભક્તિ કરવી.' યક્ષ બોલ્યો 'હે પ્રિયે તેં ભલું કહ્યું ત્રણ દિવ્ય વસ્તુ આપીને તેમનું આતિથ્ય કરવાને હું ઇચ્છું છું. એક તો મહામંત્ર જે કે મનની શુદ્ધિએ સાતવાર સ્મરણ કરવાથી સાતમે દિવસે મોટા રાજ્યના ઋદ્ધિને આપે, બીજુ મહામણિ આપવાની ઇચ્છા રાખું છું જે મણિ, માત્ર પ્રાર્થના કરવાથી ઇષ્ટ આકૃતિ, આકાશ ગમન કરવાની શક્તિ, સર્વ પ્રકારના વિષની પરાહતિ, શ્રેષ્ટ સમૃદ્ધિ તથા ભોજયાદિ પદાર્થો આપે છે. ત્રીજી મહૌષધી જે કે શસ્ત્ર, અગ્નિ સર્પ અને ભુતાદિનાં ભયનો નાશ કરે છે. હે પ્રિયે એ ત્રણ વસ્તુ ત્રણ લોકને વિષે સારભૂત છે.'

પછી જય કુંવરને તેના ગુણ સંભળાવીને મહા આશ્ચર્યકારી તે ત્રણ વસ્તુ યક્ષે હર્ષ સહીત આપી. 'ભાગ્યશાળીને શું દુર્લભ હોય?' તે ઔષધીના મહિમાથી ઉપદ્રવ રહિત પણાનો નિશ્ચય કરી જય પણ ઊંઘી ગયો. 'પુણ્યવંતને કોઈ સ્થળે ભય હોતો નથી' પછી બ્રાહ્મ મુહુર્ત્તને વિષે નિદ્રાનો ત્યાગ કરી હિત વત્સલ જયે પિતા જેમ પુત્રને બોલાવે તેમ વિજયને બોલાવીને યક્ષે કરેલ પરોણાગત સબંધી વૃત્તાંત જણાવ્યો અને રાજ્ય મારા લઘુ બંધુનેજ પ્રાપ્ત થાઓ એમ વિચારી તે મંત્ર તેને આપવા લાગ્યો. તે સમયે અત્યંત વિનયને ધારણ કરનાર વિજય કપટ રહિત થઇ બોલ્યો 'હે ભ્રાતા! રાજ્યને યોગ્ય તમે છો અને હું તો લક્ષ્મણની પેઠે જેમ તમારી સેવા કરવાને યોગ્ય છું. રાજ્ય તો વડા ભાઈનેજ હોય માટે આપ એ મંત્રનો જાપ કરો.'

લઘુ બંધવને રાજ્યર્દ્ધિ આપવાની ઈચ્છા રાખતો જયકુમાર હર્ષ સાથે બોલ્યો 'હે ભ્રાતા ! આપણે બંને રાજ્યને યોગ્ય છીએ. હું રાજ્યને યોગ્ય અને તું અયોગ્ય એ ન્યાય ઘટિત નથી. માટે આપણે બંને એ મંત્ર જપીએ, એમ કહી તેની પ્રતીતિને અર્થે જાણે મંત્ર જપતો હોય તેમ રહયો. 'જુઓ સ્નેહની બુદ્ધિ ! ઉત્તમ પુરૂષોનો સ્નેહ આવોજ હોય છે. કનીષ્ટ મનુષ્યો થોડી પણ સંપત્તિને માટે પોતાના સ્નેહી ભ્રાતા વિગેરેની સાથે કલેશ કરે છે પરંતુ ઉત્તમ પુરૂષોના ગુણ અને સ્નેહ અપૂર્વ હોય છે. તેઓ સર્વદા પોતાના બંધુ વિગેરેની તરફ પ્રીતિ પુર્વક નિસ્પૃહીપણે વર્તે છે.'

પોતાના વડિલ બંધુની આજ્ઞાથી વિજયકુમારે મર્યાદા અને વિનયપુર્વક મંત્રનો જાપ કર્યો. કારણ કે લઘુએ વૃદ્ધને અનુગામી થવું એજ ન્યાય છે.

પછી જગત્ વ્યાપી અંધકારનો નાશ કરવાને સૂર્ય ઉદય પામ્યો ત્યારે તે બંને ભાઇઓએ પ્રયાણ કર્યું. કેટલેક દૂર ચાલ્યા એટલે પોતાના નાના ભાઇને શ્રમિત થએલ જાણી જયકુમાર વિચારવા લાગ્યો કે એવો કોણ મુર્ખ હોય કે જે સુખની સામગ્રી

છતાં પણ દુ:ખભોક્તા થાય. એમ વિચારી મણિરત્નની અર્ચના અને પ્રાર્થના કરી તેના પ્રભાવથી આકાશગામી શક્તિ સંપાદન કરી બંને આકાશ માર્ગે ચાલ્યા. રસ્તે તે મણિના પ્રભાવથી ઇચ્છિત ભોજ્ય ભોગાદિની પ્રાપ્તિથી તેઓ સર્વ પ્રકારે સુખી થયા, સુકૃતના ફળની બલિહારિ!

નાના પ્રકારના આશ્ચર્ય અવલોકન કરતા, તીર્થવંદન કરી પોતાને કૃતાર્થ માનતા તે બંનેએ સૂર્યની પરે ઘણા દેશનું ઉલ્લંઘન કર્યું. અનુક્રમે સાતમા દિવસના પ્રાત:કાળ સમયે ઋદ્ધિવડે સ્વર્ગ લોકની સ્પર્ધા કરનાર અને ચૈત્યના શિખરોએ દૂરથી દ્રષ્ટિગત થનાર કાંમ્પિલ્યપુર નગર પ્રત્યે પોહોંચ્યા. માર્ગના શ્રમથી ખેદ પામેલા તેઓ તે નગરની બહારના ઉપવનને વિષે એક રૂડે પ્રકારે ફલિત થયેલ આમ્રવૃક્ષની નીચે બેઠા ત્યાં જયકુમારે વિચાર્યું કે મંત્ર સાતવાર ગણ્યો છે—આજે સાતમો દિવસ છે માટે આજે જરૂર રાજ્ય પ્રાપ્તિ થશે પરંતુ હું સાથે હઇશ તો મારો લઘુ બંધવ રાજ્યગ્રહણ કરશે નહિ અને નીતિ નિપુણ તે બલાત્કારે મને રાજ્ય આપવાનો આગ્રહ કરશે માટે મારે એની પાસે રહેવું ઉચિત નથી એમ ધારી કાંઇક મિષ કરી ત્યાંથી મુનિની પરે એકાકી ચાલ્યો. જુઓ ઉત્તમ પુરૂષની નિસ્પૃહતા! સત્પુરૂષ વિધાતા તરફથી ઉપાધિ રહિતજ હોય છે કારણ કે તેઓ પોતાની પદવી પરને આપવા ઇચ્છે છે અને પોતે પદવી ધારણ કરવી તે ઉપાધિ સમજે છે.

હવે બન્યું એમ કે તે નગરનો રાજા આગલે દિવસે નિષ્પુત્ર મરણ પામ્યો છે. પ્રભાત સમયથી પ્રધાનાદિ રાજપુરૂષો હસ્તિ, અશ્વ, છાત્ર, ચામર, કળશ વિગરે સાથે લઇ રાજ્ય યોગ્ય પુરૂષની શોધ કરે છે. સમગ્ર નગર મધ્યે ફરી જ્યાં વિજયકુમાર બેઠેલ છે ત્યાં તે સર્વે આવ્યું. તેના પુણ્યે પ્રેરણા કરી હોય તેમ હસ્તિએ કુમારને જોઇ વર્ષાકાળને વિષે પવન પ્રેરિત મેઘ ગર્જના કરે તેમ ગર્જના કરી, ઘોડાએ હર્ષપૂર્વક હૈષારવ કર્યો અને જાણે તેના ભક્ત હોય તેમ માથે કળશ ઢોલી જેમ

કોઇ દેવ તુષ્ટમાન થઇને આપે તેમ રાજ્યશૃંગાર આપ્યો. દેવ પ્રભાવથી શું ન હોય? અર્થાત્ સર્વે પ્રાપ્ત થાય. મન વચન અને કાયરૂપ ત્રિયોગે પૂર્વના પુણ્ય ઊદય થયા હોય તેમ બે પડખે ચામર વીંજાયા અને માથે છત્ર ધારણ થયું. ઊન્નત પુરૂષને ઊન્નત સ્થાનજ ઊચિત હોય છે એમ ધારી હસ્તિએ વિજયકુમારને ઉપાડી પોતાના સ્કંધ ઉપર આરોપણ કર્યો. અને સકળ પ્રજા વર્ગે હર્ષ સહિત પ્રણામ કર્યો. રાજ્ય યોગ્ય તે રાજા એમ જાણી હર્ષવંત થયેલી પ્રજાએ જયજયારવ કર્યો. તે સમયે એવી આકાશવાણી થઇ કે 'અતિશય વંત અને નામ તથા ગુણેકરીને વિજય એવા આ પુરૂષને મેં રાજ્ય આપ્યું છે માટે જે દુષ્ટ પુરૂષ એને મહીપતિ તરીકે નહીં માને તેનો હું નિગ્રહકરીશ.' એવી વાણી સાંભળી શક્રની આજ્ઞાથી દેવતાઓ ભય પામે તેમ ભય પામી સર્વે સામંતો તેની સેવામાં તત્પર થયા.

એ વખતે વિજયકુમારે પ્રધાનાદિ મુખ્ય પુરૂષો પ્રત્યે કહ્યું 'મારો વડો ભાઇ આટલામાં ગયેલ છે તેને તત્કાળ શોધી કાઢો અને રાજ્ય તેને આપો કારણ કે રાજ્યને યોગ્ય સર્વે ગુણો તેનામાં છે વળી વૃદ્ધ બંધવ છતાં હું જે લઘુ તેનાથી રાજ્ય કેમ ગ્રહણ કરાય?

તેનું એવું વિનીતપણું અને નીતિને વિષે ઊચિતપણું જોઈ આશ્ચર્ય પામી તેઓ બોલ્યા 'સ્વામિન્ રાજ્યાધિષ્ઠતા દેવોએ રાજ્ય તમને આપ્યું તે અમારાથી અન્યથા કેમ થાય? માટે આપજ આ કામપુર નગરને પાવન કરો.' તેઓ એમ કહે છે તેવામાં તો હસ્તિ સ્વયમેવ નગર તરફ ચાલ્યો. 'દેવકૃત્ય અનુલંઘ્ય હોય છે.' પછી આશ્ચર્યકારી મ્હોટા ઊત્સવે તેણે નગરમાં પ્રવેશ કર્યો અને તેની કીર્તિએ દિગંતરમાં પ્રવેશ કર્યો. રાજ્ય મ્હેલમાં પ્રવેશ કરાવી સિંહાસન ઉપર બેસારી સર્વ સામંતોએ અર્દ્ધચક્રિની જેમ રાજ્યાભિષેક કર્યો.

હવે જયકુમાર જે એટલામાંજ રહ્યો હતો તેણે વિજયને રાજ્ય પ્રાપ્ત થયું એમ જાણી પોતાને કૃતાર્થ માનતો રાજ્ય સંકો

ચની શંકાએ ભાઇને મળ્યાવિના ત્યાંથી આગળ ચાલ્યો. મ
ણિના પ્રભાવથી આકાશનેવિષે વિદ્યાધરનીપરે લીલાવડે ગમન
કરતો તે ઘણા દેશાવર ફર્યો. અનુક્રમે નામ પ્રમાણે ગુણને ધાર
ણ કરનારી અને હેમના હર્મ્યની સ્મૃદ્ધિવડે લંકા નગરીની શં
કા ઉપજાવનારી જયાપુરી પ્રત્યે પહોંચ્યો. ત્યાં જૈત્રમલ્લ નામે
રાજા હતો. તેને જૈત્રદેવી વિગેરે ઘણી સ્ત્રીઓ હતી, એકશો
પુત્ર હતા અને જગતની શોભાને જીતનારી જૈત્રશ્રી નામે
પુત્રી હતી. એ નગરને વિષે સાક્ષાત્ કામલતા હોય એવી
કામલતી નામની વેશ્યાને જોઇ.તેની ઉપર આસક્ત થયો અને
તેના ઘરમાં રહ્યો. ઘણા વખત સુધી ત્યાં રહ્યો તેવામાં ઉપાય-
વિના ઇચ્છિત ધન પ્રાપ્તિ જોઈ શંકા પામેલી અક્કાએ તે સંબં-
ધી પુછવાને પુત્રી પ્રત્યે કહ્યું.

કામલતાએ કહ્યું 'માતા એ તુચ્છ બાબત પુછવાનું આપણે
શું પ્રયોજન છે? આપણે માંડાની સાથે પ્રયોજન છે માંડાને
અર્થે કલેશ કરવાનું કારણ નથી.'

એમ કહ્યા છતાં પણ લાભે પીડિત અક્કાએ દુષ્ટ ગ્રહે ગ્રહણ
કર્યાની જેમ પુછવાનો કદાગ્રહ ન મુકયો. તેથી એક દિવસ કામ-
લતાએ આગ્રહ પૂર્વક જયકુમારને તે સંબંધી પુછયું. તેણે પ-
ણ પ્રેમ ભંગના ભયથી યથાસ્થિત કહ્યું. 'ગુપ્ત વાત કોઈની પ-
ણ પાસે પ્રકાશવી નહિ. તેમાં સ્ત્રી પાસે તો વિશેષે સાવચેતી
રાખવી, એવો નિયમ છતાં સ્ત્રીને વશ થઇ તેણે તે નિયમનું ઉ-
લ્લંઘન કર્યું. તેણીએ ધનપ્રાપ્તિ સંબંધી તે સર્વે વાત અક્કા પ્ર-
ત્યે કહી એટલે દુષ્ટાશયને ધારણ કરનારી તે હર્ષ પામી મણિ-
લઈ લેવાનો ઉપાય શોધવા લાગી પછી કપટિની અને નીતિનો
ભંગ કરનાર કુટ્ટિની દુગ્ધ લુબ્ધ બીલાડીની જેમ તેના કપડા
વિગેરેમાં મણિ જોવા લાગી. પરંતુ બીજે ન દેખવાથી તેની પા-
સેજ હશે એમ સંભાવના કરી. એક દિવસ તેણીએ દધિને મી-
ષે કુમારને ચંદ્રહાસ મદિરાનું પાન કરાવ્યું. જ્યારે તે મુર્છાવશ
થયો ત્યારે ગુપ્ત વસ્ત્રને છેડે બાંધેલ તે મણિ છોડી લઈ તેની જ-

ચ્યાએ તેવોજ પાષાણુ બાંધ્યો. અનુક્રમે જ્યારે સાવધાન થયો ત્યારે મણિને લુગડાની ગાંઠે જોઈ વિષાદ પામવા લાયક છતાં વિષાદ ન પામ્યો અજ્ઞાનતાની આવીજ ક્રિયા છે. કારણ કે ખોવાયેલી વસ્તુનું જ્યાં સુધી સ્મરણ થયું નથી ત્યાં સુધી મનુષ્યને ખેદ થતો નથી પરંતુ ખેદનો સમય વીતી ગયા છતાં સ્મરણ થાય ત્યારે ખેદ થાય છે. એમ કેટલએક દિવસ પછી કાંઈ યાચના કરવાની જરૂર પડી ત્યારે તેની અર્ચા કરવા માટે વસ્ત્રગ્રંથિ છોડવા સાથે ગુપ્ત રહેલ ખેદને પણ ઊખેડયો અને મણિને બદલે પાષાણુ જોઈ અત્યંત શોક કરવા લાગ્યો. પછી વિચાર્યું કે નિશ્ચયે આ અક્કાનુંજ કામ છે નહિ તો મને ચંદ્રહાસ મદિરાનું પાન શા માટે કરાવે? ચંદ્રહાસ મદિરાના પ્રયોગથી મસ્તકનો પણ છેદ થાય પરંતુ હું તો એટલો ભાગ્યશાળી કે જીવતો રહ્યો છું. એમ હૃદયને વિષે અગ્નિ લાગેલા વૃક્ષની જેમ બળી રહયો છે તોપણ કામલતાને વિષે આસક્તિ હોવાથી ત્યાંજ રહયો. 'દુર્વ્યસનનો એવોજ સ્વભાવ છે,' હવે તે અક્કા કામલતા પ્રત્યે નિર્ધન થઇ ગયેલ કુમારને વિસર્જન કરવાની વારંવાર પ્રેરણા કરવા લાગી કારણ કે વેશ્યાઓનો એવો ધર્મજ છે કે ધનવંતનો સંગ કરવો. કહ્યું છે કે

विभवो वीतसंगानां वैदग्धं कुलयोषितां
दाक्षिण्यं वणिजां प्रेम वेश्यानाममृतंविषं॰

નિસ્પૃહીને વૈભવ, કુલયોષિતાને ચપળતા, વ્યાપારીને દાક્ષિણ્યતા અને વેશ્યાને પ્રીતિ—એ સર્વ વસ્તુ અમૃત છતાં પણ તેઓને વિષ સમાન છે.

કુમારના ગુણે આકર્ષણ કરેલી કામલતાએ મનમાં કુમાર ઉપર અત્યંત સ્નેહ હોવાથી અક્કા પ્રત્યે કહ્યું 'હે માતા! આપણા પુન્યે વિદેશથી આ પુરૂષ આવ્યો અને તેણે ક્રોડો સોનૈયા આપણને આપ્યા તેનો ત્યાગ કેમ થાય?' એમ બહુ પ્રકારે કામલતાએ તે અક્કાને સમજાવી પરંતુ તેણીએ માન્યું નહી અને

પછી દાસી પાસે તિરસ્કાર કરાવવા લાગી. તેવારે મનમાં અભિમાન લાવી લજ્જા અને વિષાદને ધારણ કરતો કુમાર તેના ઘરમાંથી નિકળ્યો અને દરિદ્રીની જેમ કોઇ શૂન્ય સ્થાને બેઠો. વેશ્યાઓની સાથે વિષયાભિલાષી થઇ જે મનુષ્ય એ વ્યસનને વશ થાય છે તેઓના અંતે.આવાજ હાલ થાય છે.

એવામાં એ નગરના રાજાની પુત્રી પોતાની કેટલીએક સખીઓ સાથે નદિ કાંઠે રમવા ગઇ ત્યાં નાના પ્રકારની ક્રીડા કર્યા પછી હંસીસદૃશ તે બાળા નદિમાં ન્હાવા ઉતરી તેવામાં કોઇ દુષ્ટ દેવતાના યોગે છેદ કરેલી લતાની જેમ તે પૃથ્વી ઉપર પડી અને મૃત્યુ પામી હોય તેમ અચેતન જણાઈ. આ સમાચાર સાંભળી ખેદ પામી તેણીને રાજયભુવનમાં લાવી રાજાએ ઘણા ઉપાય કર્યા. કારણ કે સ્નેહી જનોની એજ સ્થિતિ-રીતિ-છે. પરંતુ વજ્રને વિષે જેમ ટાંકણું ન લાગે તેમ અનેક ઉપાયો કર્યા છતાં કુમરીને ગુણ થયો નહિ. એટલે અત્યંત દુ:ખને ધારણ કરનાર રાજાએ હુકમ કર્યો કે નગરમાં એવી પટ્હોદ્ઘોષણા કરાવો કે 'જે ગુણી પુરૂષ પોતાની શક્તિથી રાજકન્યાને શાતા ઉપજાવશે તેને ક્રોડ સોનૈયા સાથે તે રાજકન્યા અર્પણ કરવામાં આવશે' તે પ્રમાણે પટ્હોદ્ઘોષણા કરતા રાજપુરૂષો જ્યાં કુમાર છે ત્યાં આવ્યા. તેઓને તેવા પ્રકારની ઉદ્ઘોષણ કરતા સાંભળી કુમારે હર્ષ પામી પટહ ગ્રહણ કર્યો અને તેઓની સાથે રાજમહેલમાં ગયો. રાજાએ અનુજ્ઞા આપી એટલે બુદ્ધિવંત કુમારે મંત્રવાદીની પેઠે સ્નાન કરી પવિત્ર થઇ મંત્રજાપ કરવાનો ડોળ ઘાલી ઘણીવાર સુધી બેઠો. કારણ કે મ્હોટા સ્થાનોમાં એવો આંડબર જરૂર જોઇએ. પછી તે ઔષધી પાણીમાં ત્રણવાર બોળી તે પાણી કન્યા ઉપર છાંટી તેણીને સજ્જ કરી. દિવ્ય આષધિનો મહાન્ પ્રભાવ હોય છે. લોકોત્તર આકૃતિ અને કળાથી રાજાએ કુમારના ઉત્તમ કુળનું અનુમાન કર્યું. પછી નાગકન્યા સદૃશ પોતાની પુત્રીને પૃથ્વી ઉપર બેઠેલી જોઈ આનંદ પામી રાજાએ કુમારને ક્રોડ સોનૈયા આપ્યા. પછી

સુ મુહુર્ત્ત જોવરાવી રાજાએ મહોત્સવ પુર્વક તે બંનેનું પ્રાણિ ગ્રહણ કરાવ્યું. કારણકે સત્પુરૂષોનું વચન અન્યથા હોય નહિ.

પછી કુમાર રાજાએ આપેલા મ્હેલને વિષે સુખ ભોગવતો રહે છે પરંતુ મનને વિષે નિરંતર મહામણિ પાછું લેવાનો ઉપાય શોધે છે. એવામાં રાજાની પુત્રીનો પ્રેત દોષ ટાળવાથી કોઈ એક ધૂર્ત્ત પુરૂષ આની પાસે કાંઈ ઔષધિ હશે એમ વિચારી તે લેવાને માટે ક્ષત્રીનો વેષ ધારણ કરી નિરંતર કુમાર પાસે પ્રીતિ બતાવતો આવવા લાગ્યો અને સેવકની જેમ વિનય ભક્તિમાં બહુમાન કરવા લાગ્યો. એ રીતે થોડા દિવસમાં કુમારને વિશ્વાસ પમાડી લાગ જોઇ ગુપ્ત રાખેલ તે ઔષધિ લઈ લીધી અને મનને વિષે હર્ષિત થઈ ચોરની જેમ નાસી ગયો. ધિક્કાર છે તે વિશ્વાસને કે જેનાથી અનર્થની ઉત્પત્તિ થાય. बृहस्पतिराविश्वासं એ વચન આવે સમયે સિદ્ધ થઇ જાય છે. કન્યાદિનો લાભ થવાથી સુખ માનનાર કુમારને ઔષધિ જવાથી સુખ તો દુઃખમાં અંતર્ભાવ પામ્યું અને વિચારવા લાગ્યો કે 'રાજપુત્રને કન્યાનો લાભ, ધનનો લાભ વિગેરે દુષ્કર નથી પરંતુ દેવદત્ત વસ્તુનો લાભ એ દુષ્કર છે અને તેથી એવી વસ્તુની હાનિ કોને દુખકર્તા ન થાય? તોપણ દેવતાએ આપેલી અને દૈવે હરણ કરેલી તે વસ્તુઓ ભાગ્યેજ પાછી મેળવી શકાય છે તે માટે બાહ્યશોક શું કરવો અને બીજાને દીનપણું શા માટે દેખાડવું?' એમ ધારી સમુદ્ર મધ્યે વડવાનળ લાગવાથી જેમ અંતર બાળે તેમ અંતઃકરણની અંદર દુઃખિત થતો કુમાર રહેવા લાગ્યો.

હવે પેલી અક્કાકુમારને ઘરમાંથી તિરસ્કાર કરી કાઢી મુકયા પછી મણિની અર્ચના કરી તેની પાસે યાચના કરવા લાગી પરંતુ સામાન્ય મણિવંત્ કાંઈ પણ પ્રાપ્ત થયું નહિ. અભીષ્ટ પુરનાર વસ્તુપ્રાયે ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થાય છે. અન્યાયથી ઈચ્છીત વસ્તુ પ્રાપ્ત થતીજ નથી પરંતુ એવા પાપીને ઉલટો તેથી પાપનોજ ઉદય થાય છે. પછી કામલતાએ તે હકીકત જાણીને અક્કાનો અત્યંત ધિક્કાર કરવા સાથે કહ્યું કે તે મણિ એનાજ ભા

ણ્યનો છે માટે એને પાછો આપો. વળી વિચાર કરકે કલ્પવૃક્ષ સરીખો એ પુરૂષ તો રાજ્યલીલાનો ભોગવનારો અને રાજાને માન્ય થયો પણ તેને ઘરથકી કાઢવાથી નુકશાનતો આપણનેજ થયું. કામલતા વિગેરે એ આ પ્રમાણે ઉપાલંભ આપ્યો તેથી લોભ બુદ્ધિ ધારણ કરનાર તે કુટ્ટિની મનમાં કાંઈ વિચાર કરી મણિ લઈ જયકુમાર પાસે ગઈ. ત્યાં જઈ તે દંભિની પોતાની કળાવડે ઉપરથી અત્યંત દુઃખ દેખાડતી કુમાર પ્રત્યે કહેવા લાગી હે વત્સ! કેમ અમને મુકીને ચાલ્યા ગયા! અમારી સાર સંભાળ પણ કરતા નથી. પુન્યોદયથી તમે રાજાનું પ્રૌઢ માન પામ્યા તેથી સ્વર્ગગત મનુષ્ય જેમ બીજાને સંભારે નહિ તેમ તમે અમને સંભારતા પણ નથી. તમે અમને વિસારી મુકયા પણ અમે કેમ વિસ્મૃત થઈએ, કારણ કે પદ્મિની ચંદ્રથીજ વિકસ્વર થાય. તમારા વિયોગરૂપી અગ્નિથી સંતપ્ત થયેલ કામલતા રૂપીલતાને જીવન આપવાથી શિતળતા પમાડો. વળી આ કોઈ અપૂર્વ વસ્તુ અમને અમારા ઘરમાંથી જડી છે તે કોની છે એ અમે જાણતા નથી માટે તમને આપવા લાવી છું કારણ કે અમારે તમારાથી અધિક કોઈ નથી. માટે આ અપર્વ વસ્તુ ગ્રહણ કરી અમને અનુગ્રહ કરો અને અમારે ઘરે પધારી અમારી પ્રાર્થના સફળ કરો. આપ સત્પુરૂષ છો સર્વ કાર્યમાં કુશળ છો માટે વધારે કહેવાની જરૂર નથી' એમ કહી તેણીએ તે મહામણિ કુમાર પ્રત્યે આપ્યું. કુમાર પણ જેમ ગયેલું પુન્ય પાછું આવે તેમ એ અપૂર્વ વસ્તુની પુનઃ પ્રાપ્તિથી આનંદ પામ્યો અને તેણીની કપટને વિષે કેવી પટુતા છે એમ વિચારવા લાગ્યો. કહ્યું છે કે પક્ષિને વિષે વાયસ ધૂર્ત્ત, ચતુષ્પદને વિષે જંબુક ધૂર્ત્ત, પુરૂષોને વિષે ધુતકાર ધૂર્ત્ત અને સ્ત્રીઓને વિષે ગણિકા ધૂર્ત્ત હોય છે. તે અકકાનું કપટ, તેની પુત્રીનું સ્મરણ અને મણિનો લાભ એ સર્વેથી કુમારના મનમાં તે સમયે ક્રોધ, ઉત્સાહ અને હર્ષનો સંકર ભાવ થયો. પછી આ ક્રોધ કરવાનો સમય નથી એમ વિચારી 'હું આવીશ' એમ કહી તેણીને વિદાય કરી અને

પોતે હસ્તિ જેમ વિંધ્યાચળની પૃથ્વીનું ધ્યાન કરે તેમ કામલતાનું ધ્યાન કરતો તત્કાળ તેણીને ઘરે ગયો. 'પ્રાણિને જે પ્રકારનું વ્યસન લાગે છે તે છુટવું મહા દુષ્કર છે. આવા સત્પુરૂષને પણ તેની ઉપર આસક્તિ હોવાથી તેણીનું કપટ વિગેરે જાણતા છતાં તે વ્યસનના પ્રભાવથી તેણીને ઘરે જવાની ઉત્કંઠા રહી. ત્યાં કામલતાને વિષે આસક્ત થઈ મણિના પ્રભાવથી ઈચ્છિત ઋદ્ધિને આપતો પૂર્વનીપરે કુમાર તેના ઘરમાં રહી સુખ ભોગવવા લાગ્યો.'

પછી ઘણા દિવસના વિયોગથી ઉદ્વિગ્ન ચિત્તવાળી થઇ ચિંતા સમુદ્રને વિષે બુડેલી રાજપુત્રી તરફથી કુમાર સબંધી વૃત્તાંત જાણી અત્યંત દુઃખિત થયેલ રાજાએ કુંવરને બોલાવી લાવવા પ્રધાનને મોકલ્યો. ગણિકાના દ્વાર પ્રત્યેઆવી પ્રધાન જયકુમરને બોલાવે છે તેવામાં તે આમંત્રણના ખબર સાંભળી લજ્જા પામી મનમાં વિચારવા લાગ્યો ધિઃક્કાર છે મને કે હું વ્યસનને વિષે કીડાની જેમ અત્રે પડી રહ્યો. આ સંબંધી ભૂપતિને ખબર પડી તો હવે હું તેને કેમ મુખ બતાવું? માટે રાજા સમીપે ન જતાં કોઈ દૂર દેશાવર તરફ ગમન કરૂં' એમ વિચારી મણિના પ્રભાવથી ગરૂડની જેમ ઉડી તે ઘરમાંથી બહાર નીકળી રૂપ પરાવર્ત્તન કરી નગર બહાર નીકળ્યો. કેટલેક દૂર જઇ વનમાં અવધૂત રૂપે ભમે છે તેવામાં નષ્ટ વસ્તુની પ્રાપ્તિસૂચક શુકન દેખી હર્ષવંત થયો. તેવામાં અવધૂત રૂપને ધારણ કરેલ તેની ઔષધિની ચોરી કરનાર પુરૂષ તેને મળ્યો. તેણે કુમારને ઔષધિ બતાવી તેના ગુણ સબંધિ પુછ્યું ત્યારે પોતાની ઔષધિને ઓળખી કુમાર બોલ્યો 'એ ઔષધિ ક્યાંથી પ્રાપ્ત થઈ એ સંબંધિ સાચો વૃત્તાંત જો તું કહેનો તેના ગુણ અને આમ્નાય હું બતાવું' તે ધૂર્ત્ત બોલ્યો 'મહાત્મન! પૂર્વે કોઈ મહા પુરૂષની અત્યંત સેવા કરી મહા વિદ્યાની પરે તેમની પાસેથી મેં આ ઔષધિ મેળવી છે. કેટલાકએક મોટા દોષને તે હરનારીછે અને મેં પણ તેને અનુભવિ છે. એમ થોડા ગુણતો હું

જાણું છે પણ બીજા ઘણા ગુણ એ ઔષધિમાં છે માટે તમે જાણતા હોતો કહો.'

કુમારે ક્રોધાતુર થઇ કહ્યું 'રે પાપી! તું અસત્ય બોલે છે. ચોરીથી પ્રાપ્ત કરેલ દિવ્ય વસ્તુ કદી પણ ફળદાતા થતી નથી. ચોરી કરવી એ આ ભવ અને પરભવને વિષે અનર્થ કરનાર ક્રુર પરિણામનું કારણ છે અને મહા પાપકારી કાર્ય છે તો વિશ્વાસઘાત કરી કરેલી ચોરીના પાપનું તો શું કહેવું? રે ધૂર્ત્ત! તું અસત્ય બોલી મને ઠગે છે પણ હવે સત્ય બોલ કે એ ઔષધિ ક્યાંથી લાવ્યો નહિ તો હમણા જનારા પાપનું ફળ તું પામીશ' એમ સાંભળી તે ધૂર્ત્ત ભય પામી ક્ષુદ્ર દારૂ* વત્ ઔષધિ કુમાર તરફ ફેંકી જીવ લઇને નાશી ગયો. દોષવંત મનુષ્ય ગમે તેટલો ડોળ ઘાલી દોષ છુપાવવાનું કરે પણ અંતે તે પ્રકંપિત થાય છે.

ગઇ વસ્તુની પ્રાપ્તિથી પોતાને કૃતાર્થ માનતો કુમાર સમર્થ છે તોપણ પાપી પોતાના પાપેજ પચે છે એમ વિચારી તેની પાછળ ન ગયો, અને પરદેશમાં અટન કરવું, અરણ્યમાં વાસ, એકાંત અવસ્થા વિગેરે કલેશકારિ સ્થિતિમાં પણ અનાયાસે ઔષધિની પ્રાપ્તિ થવાથી રોગી પુરૂષ જેમ ઉગ્ર ઔષધથી હર્ષ પામે તેમ હર્ષ પામ્યો. પછી એક દિવસ વિનોદ કરતો કુમાર શ્યામવામન રૂપ ધારણ કરી ભોગાવતી નામના નગર પ્રત્યે ગયો. સંપત્તિએ વિદ્યાધર સદૃશ ઋદ્ધિવંત સુભોગ નામે તે નગરનો રાજા છે અને તેની ભોગવતી નામની રાણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ ભોગની નામે સ્વરૂપવાન્ કન્યા છે. ભયંકર, શ્યામ અને વામન રૂપથી કૌતુક પામેલા લોકોએ પરિવૃત કુમાર ચૌટામાં ફરે છે તેવામાં આ પ્રમાણે પટહોદ્દઘોષણા સાંભળી.' રાજપુત્રીને દુષ્ટ સર્પે ડસી છે તેને જે કોઇ મનુષ્ય સજીવન કરે તેને રાજા હજાર અશ્વ અને સો હસ્તિ સાથે તે કન્યા આપે.' એવી વાણી શ્રવણ કરી ઉત્કલિકાને નૃત્ય કરાવતા વામનરૂપ કુમારે હાસ્યપૂ-

* લાકડું.

વેક પટહને સ્પર્શ કર્યો અને લોકોના કૌતુકમાં વધારો કર્યો. તે-વારે પ્રજાવર્ગના ઘણા મનુષ્યો ત્યાં એકત્ર થયાં છે તે ભિન્નાભિન્ન પ્રકારની વાણી બોલવા લાગ્યા. કેટલાએક ભલા પુરૂષો હ-તા તેઓએ શિક્ષા આપી કે હે વામન! ઘણા વૈદ્ય અને મંત્ર વા-દીઓએ પ્રયાસ કર્યો છે પણ તેઓ સફળ થયા નથી માટે તું ક-ન્યાના લોભથી ફોકટ પ્રયત્ન ન કર. નીચ પુરૂષોએ હાસ્ય કરી પ્રેરણા કરી હા ઉપાય કરો વામનજી છો એટલે જરૂર ફળીભુત થશો. મધ્યસ્થ પુરૂષો ઉપેક્ષા કરી કાંઇ બોલ્યા નહિ. અહો જ-ગતની સ્થિતિ ત્રણ પ્રકારની છે એમ વિચારતો અને લોકોની અ-નુકુળ પ્રતિકુળ વાણીથી હર્ષ વિષાદ નહીં ધારણ કરતો કુમાર લોકવૃંદ પરિવૃત રાજ્ય મહેલમાં પેઠો અને ભૂપતિને પ્રણામ કરી તેના આજ્ઞાથી કુંવરી પાસે જઇને બેઠો. પછી કેટલીએક ખોટી બાહ્ય ક્રિયા કરી ઔષધિના ગુપ્ત પ્રયોગે કુંવરીને તરતજ સજીવન કરી. કહ્યું છે કે ઉત્તમ પુરૂષો વિસંવાદિ ન હોય. સર્વે સભાજનોને તેના આ કૃત્યથી વિસ્મય પામવા સાથે કુંવરીના જીવવાથી હર્ષ અને તેના વામન રૂપથી વિષાદ થયો. રાજા વિ-ચારવા લાગ્યો કે 'ગુણકુળને જોને કન્યા આપવા યોગ્ય છે એવા આ ઊત્તમ પુરૂષ પ્રત્યે મારે કન્યા આપવી પરંતુ રત્નદૂષક દૈવ-ને ધિ:કાર પડો કે જેણે આવા ગુણ છતાં વિચિત્ર પ્રકારનું રૂપ નિરૂપણ કર્યું. અથવા હવે મારે અગ્નિરૂપ ચિંતા શા માટે ક-રવી? કારણ કે દૈવકૃત અને મહત્ પુરૂષોના વચન અન્યથા ન થાય.' કન્યા અને તેની માતાને થતો ખેદ, દુશ્મનોને હર્ષ અને વામનપણાનો લોકાપવાદ ન ગણતા રાજા કુંવરીને કુમાર પ્રત્યે આપવા તૈયારી કરે છે તેવામાં કુમાર નમ્ર વાણીથી પોતાની લ-ઘુતા પ્રગટ કરતો બોલ્યો 'હે રાજન્! હીનમાં હીન અંગથી દુ-રાવસ્થાને પામેલ હું તેના પ્રત્યે કન્યા આપવી એ યોગ્ય નથી કારણ કે હંસી કાગડાને આપવી એ ઘટિત નથી. વળી કદાચ તમે કન્યા મને આપશો પણ રાજકુંવરી મને કેમ ગ્રહણ કરશે? અથવા સભાજનો એ અઘટતું કાર્ય કેમ થવા દેશે? માટે તમે આ-

પશો તોપણ હું કન્યા ગ્રહણ નહી કરૂં કારણ કે પોતાના ઉત્તરીય વસ્ત્રને અનુસારેજ પગ પસારવા. જે પુરૂષ સ્વાનુરૂપ નથી જાણતો તે પુરૂષ કેર અને લીંબડાને વિષે રક્ત થઇ દ્રાક્ષના વનથી દૂર જનાર ઊંટથી, અને ચંદનથી વિનિર્મુખ થઇ શ્લેષ્મ તરફ જનાર મક્ષિકાથી પણ ક્ષુદ્ર છે. લેવું, દેવું, ભોજન કરવું, સુવું, બેસવું, બોલવું, ચાલવું, ભણવું, ભણાવવું, ક્રોધ કરવો વિગેરે દરેક ક્રિયાને વિષે જે પોતાનું સ્વરૂપ જાણે તેનેજ ડાહ્યો સમજવો. સ્વગૃહ અથવા અન્યગૃહને વિષે સર્વ કાર્યમાં કૃત્યવિત મનુષ્યે પોતાની પ્રતિષ્ઠાને યોગ્ય અને શક્તિ પ્રમાણે પ્રવર્ત્તન કરે.' એ પ્રમાણે તેના ઉત્તમપણાને યોગ્ય અને અવિસંવાદિ વચન સાંભળીને નરેશ્વરાદિ સર્વ લોકો અત્યંત આશ્ચર્ય પામ્યા. કારણ કે કહ્યું છે કે—

गुणानुरागीणःस्वल्पा तेभ्योपि गुणिनस्ततः
गुणिनो गुण रक्ताश्च तेभ्यः स्वागुण वीक्षिणः

ગુણના અનુરાગી મનુષ્યો થોડા હોય છે, તેથી ગુણવંત થોડા હોય છે, તેથી પોતે ગુણી અને બીજાના ગુણને વિષે રક્ત એવા થોડા હોય છે અને પોતાના અવગુણને જોનાર તો તેથી પણ થોડા હોય છે.

એ પ્રમાણે વિચારી પોતાના મુખ રૂપી રંગભૂમિને વિષે નર્તકીની જેમ નાચતી વાણી વડે રાજા બોલ્યો 'ભો ભદ્ર! મારે એ કન્યા તમને આપવી તેમાં કાંઈ પણ વિચાર કરવા જેવું નથી. કારણ કે સત્ય વચન એજ પુરૂષની પ્રતિષ્ટાના પૂર્વ પ્રાણ છે તો તેનો આદર કોણ ન કરે? તેમાં પણ મહાશયો તો પોતાનું વચન અન્યથા નજ કરે. પોતાનું વચન સત્ય કરવાને પૂર્વે દશરથ રાજાએ પોતાના પ્રાણથી પણ પ્રિય પુત્ર રામચંદ્રને વનવાસ આપ્યો હતો અને સત્યવાદી રાજા હરીશ્ચંદ્ર નીચ મનુષ્યને ઘર નોકર રહી માથે પાણી ભરી લાવ્યા હતા. એ પ્રમાણે બોલી અન્ય જનોના વચનની ઉપેક્ષા કરી નૃપતિએ ભવિષ્ય

કાળે લક્ષ્મીને અર્થે અનેક પ્રકારની લક્ષ્મી સાથે કુમાર પ્રત્યે તે કન્યા અર્પણ કરવા તૈયારી કરી. કન્યાએ અને કન્યાની માતા વિગરે એ પણ તે પ્રમાણ કર્યું. 'મહત્ પુરૂષો પોતાના વચનના નિર્વાહને મોટો ઉત્સાહ માને છે!

એમ રાજાની સંપૂર્ણ પરીક્ષા કર્યા પછી દેવની જેમ પોતાની શક્તિ અને સત્યરૂપ પ્રગટ કરવાનો વિચાર કરી વામન બોલ્યો 'હે રાજન આવી રૂપવતી કન્યાનું આવે રૂપે પાણિગ્રહણ કેમ કરૂં? માટે કોઇ ઉપાયે સુંદર સ્વરૂપ થાય તેવો ઉપાય કરૂં કારણ કે સાહસથી પ્રાણિ માત્રને અભીષ્ટ કાર્યની સિદ્ધિ થાય છે અને સત્વથી નિર્લક્ષણ મનુષ્ય પણ બત્રીશ લક્ષણવાળાથી અધિક થાય છે. કહ્યું છે કે અસ્થિને વિષે અર્થ, માંસને વિષે સુખ, ત્વચાને વિષે ભોગ, નેત્રને વિષે સ્ત્રી, ગતિને વિષે વાહન, સ્વરને વિષે આજ્ઞા એમ સર્વે સત્વવંત પુરૂષનાં શરીરમાં પ્રતિષ્ટીત છે. માટે હું પણ સત્વ વડે, જાત્યવંત સુવર્ણ જેમ અગ્નિએ તપાવ્યાથી વિશેષ શોભા આપે તેમ, મારા દેહને અગ્નિમાં નાંખી અપૂર્વ રૂપશ્રીને પ્રાપ્ત કરીશ.' પછી કાષ્ટની ચય તૈયાર કરાવી સર્વ લોકોના મનમાં વિસ્મય, ભય અને ખેદના ઉદય સાથે દીપ્યમાન અગ્નિ પ્રકટાવી તે વામન પતંગની જેમ તેમાં પડયો, પરંતુ મહોષધિના મહાત્મ્યથી લેશ માત્ર દાઝ્યા શિવાય બહાર નીકળ્યો અને મણિના પ્રભાવથી પૂર્વવત્ દિવ્ય રૂપ પ્રાપ્ત કર્યું. રાજા પ્રમુખ સર્વ લોકોએ આશ્ચર્ય પામી આગ્રહ પૂર્વક કારણ પુછવાથી મંત્ર શક્તિથી બનવા સંબંધી કહ્યું પરંતુ મહામણિ તથા મહોષધિ સંબંધી વૃત્તાંત ગુપ્ત રાખ્યો.

પછી મેદનીપતિએ હર્ષ પૂર્વક મ્હોટા ઉત્સવે કરી કન્યાનું પાણિ ગ્રહણ કરાવ્યું. કન્યાદાનમાં સો હાથી, સહસ્ત્ર ઘોડા, મહેલ, વસ્ત્ર અને અનેક પ્રકારની સંપદા અર્પણ કરી. રાજાના આગ્રહવડે કેટલાએક દિવસ સુધી નાગકન્યા સાથે ભોગીંદ્રની જેમ સુખ ભોગવતો ત્યાંજ રહ્યા. એક દિવસે હર્ષિત થઇ અશ્વની સંપદા સહિત ક્રીડા કરવા જાય છે તેવામાં તેને જોઇ કોઇ

તરૂણ સ્ત્રીએ પોતાની સખિ પ્રત્યે પુછયું કે આ પુરૂષ કોણ છે? તે સમયે તે સખીએ ગાઢ શબ્દે ઉત્તર આપ્યો કે 'એ આ નગરના રાજાનો જામાતા છે. કુમારે પણ એ સ્ત્રીનું વચન સાંભળ્યું અને તેથી લજ્જા પામી પોતાનો પરાભવ થયો જાણી ઉદ્વેગ પામ્યો. વિચારવા લાગ્યો કે ઉત્તમ પુરૂષો પોતાને ગુણે પ્રખ્યાત હોય, મધ્યમ પુરૂષો પિતા ગુણે પ્રખ્યાત હોય, અધમ પુરૂષો માતુલ ગુણે પ્રખ્યાત હોય પરંતુ જે સ્વસુરને નામે ઓળખાય તેને તો અધમાધમ જાણવો. એમ વિચારી મનમાં ખેદ પામતો ત્યાંથી પાછો વળ્યો અને તરતજ પોતાના મ્હેલમાં આવ્યો.

હવે મારે અત્રે રહેવું એ સર્વ પ્રકારે ઉચિત નથી એમ ધારી લઘુ બંધવ વિજય સમીપે જવા વિચાર કર્યો. વળી મનમાં સંશય આવ્યો કે મેં તો હજી રાજ્ય ઉપાર્જન કર્યું નથી અને વિજય તો મ્હોટા રાજ્યનો ભોક્તા છે માટે મારો ને એનો સંયોગ કેમ બનશે? સૂર્ય સાથે ગ્રહનો મેલાપ થાય નહીં; માટે કોઇ મ્હોટું રાજ્ય ઉપાર્જન કરી, પછી લઘુ ભ્રાતા સમીપે જઉં તો મારૂં મહત્વ રહે. એમ ધારી રાજ્યમંત્રનું સ્મરણ કરવા માંડયું પરંતુ પ્રમાદના યોગે વિસ્મૃતિ થઈ જવાથી તે મંત્ર યાદ આવ્યો નહિ. મંત્ર ભ્રષ્ટ થયાથી હૃદયમાં અત્યંત ખેદ પામ્યો. પોતાના દુષ્કર્મની શોચના કરવા લાગ્યો; પ્રમાદરૂપ મદિરાથી મંત્રજ્ઞાનમાં અંધપણું પ્રાપ્ત થયું ધારી પ્રમાદને ધિઃક્કારવા લાગ્યો અને પ્રાંતે નિશ્ચય કર્યો કે હવે વિજય પાસે ગયા વિના સિદ્ધિ નથી. એમ ધારી મેઘ જેમ સમુદ્ર પાસે જળ લેવા જાય તેમ મંત્રરૂપ જળ પ્રાપ્ત કરવાને લઘુ બંધુ સમીપે જવા નીકળ્યો. ભાઇની પરીક્ષા કરવાને અષ્ટાંગ નિમિત્ત જાણનાર નિમિત્તિઓ થઈ પ્રભાતે વિજયરાજા પાસે ગયો અને કહેવા લાગ્યો 'હે ભૂપતિ! નિમિત્ત જ્ઞાનેકરી તારો વાસ, પ્રવાસ અને દિવ્ય વસ્તુ તથા ઐશ્વર્યની ઉપાર્જના એ સર્વે હું જાણું છું.' તેના આવા સંકેતિક વચનથી સર્વ સંબંધ સાંભરી આવ્યો તે સાથે

ભ્રાતૃવિયોગ પણ સાંભર્યો અને તેથી અશ્રુભરિત નેત્રવાળો થઇ બોલ્યો 'ભો નિમિત્તક ? મ્હારો જયેષ્ટ ભ્રાતા કયાં છે? મને ક્યારે તેનો સંગમ થશે? એ સંબંધી નિમિત્ત જોઇને કહે.

નિમિત્તકે કહ્યું 'દેવની જેમ સ્વેચ્છાએ વિચરતો તે સુખી છે. અહીંથી તે ઘણે દૂર છે તેથી તેનો સંગમ તત્કાળ શી રીતે થાય? કદાચ વિદ્યાના યોગથી તેમ બને પરંતુ તેનો ને તારો સંગમ યોગ્ય નથી કારણ કે જયેષ્ટ બંધુ લઘુ બંધુની બહુત ઋદ્ધિને કેમ સહન કરે?' વિજયે કહ્યું. 'હે ભદ્ર ! એવી હૃદયને ભેદ કરનારી વાણી ન બોલ. હું તો રાજય અર્પણ કરવા માટેજ ભાઇને મળવા ઇચ્છું છું. નિસ્પૃહિ અને સ્નેહીને વિષે મુખ્યતા ધારણ કરનાર તે પણ બાળકને ભોજન આપવાની જેમ મને રાજ્ય આપીને ચાલ્યો ગયો છે. મ્હોટાનો એ ન્યાયજ છે; હું તો તેને પુત્ર સમાન છું અને રાજય એનુંજ છે. રાજ્ય પ્રાપ્તિ સમયે તેને દૂર ગયો જાણી મેં ઘણી શોધ કરાવી પરંતુ પાપીના હસ્તથી ગયેલ નિધાનની જેમ મને પત્તો ન મળ્યો, ત્યારે નિરાશ થઇ જ્યાં સુધી તે ભાઇ ન મળે ત્યાં સુધી માથે છત્ર ન ધરાવું અને ચામર પણ ન વીંજાવું એવો અભિગ્રહ ધારણ કર્યો અને તે પ્રમાણે આજ પર્યંત રહ્યા છું. તારામાં શક્તિ હોય તો મારા ભાઇનો મેળાપ કરાવ્ય.

'વાંચનાર! કેવો એનો ભ્રાતૃ સ્નેહ છે તે વિચારીને કેટલાએક અજ્ઞાન મનુષ્યો સંપત્તિમાં મુર્છા પામી સહજ કારણ માટે પોતાના વ્હાલા બંધુઓ સાથે અનેક પ્રકારના વિગ્રહ કરે છે તેઓની કેવી નાદાની સમજવી એ આ દ્રષ્ટાંત આપણને શિખવે છે. તું પણ આ ઉપરથી બોધ પ્રાપ્ત કરી એવા પ્રસંગમાં આ બન્ને ભાઇઓની નિસ્પૃહતા ધ્યાનમાં રાખજે અને તેની પ્રમાણે વર્તવા યત્ન કરજે.'

નિમિત્તક: 'આકર્ષણી વિદ્યાએ કરીને હમણાં તેને અત્રે લાવું છું.'

એમ કહીને તરતજ અલોપ થઇ ગયો. પછી મૂર્તિવંત જય-સદૃશ જયકુમાર અભ્રથી જેમ સૂર્ય પ્રગટ થાય તેમ ત્યાં પ્રગટ થયો. પોતાના જયેષ્ઠ બંધુને પોતાની સમીપે ઉભેલ જોઈ રો-માંચિત થયેલ વિજયે અત્યંત પ્રીતિથી તેને નમસ્કાર કર્યો અ-ને અરસપરસના કુશળ વર્ત્તમાન પુછયા. વિજયે જયને રાજ્ય-ગ્રહણ કરવા ઘણો આગ્રહ કર્યો તે સમયે જયકુમારે પોતાનો મં-ત્ર ગયા સંબંધી વૃત્તાંત કહી હમણાં મારે રાજ્યનો ખપ નથી પણ મંત્રનો ખપ છે એમ કહી પોતાના નાના ભાઇના મનનું સમાધાન કરી તેની પાસેથી મંત્ર ગ્રહણ કર્યો. પછી સૂર્યથી સિ-દ્ધ સ્વાર્થ થયેલ ચંદ્ર જેમ અન્યક્ષેત્ર પ્રત્યે ગમન કરે તેમ વિજ-યકુમાર પાસેથી કાર્યસિદ્ધિ કરી જય આકાશ માર્ગે પુન:ભોગા-પુરી પ્રત્યે ગયો. ત્યાં જઇ તે મંત્રનો આદરપૂર્વક જપ કર્યો.

પછી સાતમે દિવસે નગરના ભૂપત્તિ પ્રત્યે કોઈ નિમિત્તકે આવીને કહ્યું 'હે રાજન્! બળાત્કારે આલાનસ્થંભનું ઉન્મૂલન કરી મદોન્મત્ત થયેલ પટ્ટહસ્તિ મહા વાયુ જેમ વૃક્ષને ઉપદ્રવ કરે તેમ નગર જનોને ઉપદ્રવ કરે છે એ ઉપરથી એવું નિમિત્ત જણાય છે કે આજથી પાંચમે દિવસે આપનું મૃત્યુ થશે માટે પરભવને વિષે સંબલરૂપ થાય એવું કાર્ય કરવા ઉદ્યુક્ત થાઓ.'

તેના એ પ્રમાણે કથનથી રાજાએ લેશ માત્ર ઉદ્વેગ ધારણ ન કર્યો, પરંતુ સંવેગવંત થઇ, શુભ શિક્ષા આપનાર તે નિમિત્તક પ્રત્યે તુષ્ટિદાન આપ્યું. પછી પુત્રનો અભાવ હોવાથી જયકુમા રને રાજ્ય અર્પણ કરી સદ્ગુરૂ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. થોડા કાળને વિષે ઘણા કાર્યને સાધનાર તે રાજર્ષિ પાંચ દિવસ એક ધ્યાને કાયોત્સર્ગ કરી ઘાતિકર્મનો ક્ષય કરી, અંતગડ કેવલિ થઇ મોક્ષ સુખને પામ્યા. જયકુમારે પણ કેટલાએક દિવસ સુધી રા-જ્યની સંભાળ કરી અને પછી ત્યાંનો સર્વ કાર્યભાર પ્રધાનને સોંપી ઘણા લશ્કર સાથે જયાપુરી તરફ પ્રયાણ કર્યું. ત્યાના ભૂ-પતિએ પણ ચરપુરૂષના મુખથી પોતાના જમાઈનું આગમન સાંભળી હર્ષપૂર્વક સામૈયું કર્યું. ઘણા દિવસ ત્યાં રાખી પોતા-

ના પુત્રને કુપુત્ર જાણી જયકુમારને તે નગરનું રાજ્ય સોંપ્યું અને પોતે પ્રવ્રજ્યા ગ્રહણ કરી શિવ લક્ષ્મીનો ભોક્તા થયો. પૂર્વ ભવનો પ્રેમ દુઃત્યાજ્ય છે તેથી પોતાની પાણિગ્રહણ કરેલી બે સ્ત્રી છતાં અહીં કામલતાને પણ ત્રીજી સ્ત્રી તરીકે ધારણ કરી. પોતાના સાથે કપટપણે વર્તનારી અક્કાને દેશનિકાલ કરી, કારણ કે કહ્યું છે કે મહત્ પુરૂષોનો રોષ અને તોષ નિષ્ફળ હોતો નથી. પછી ત્યાંનું રાજ્ય પણ પ્રધાનને ભળાવી પ્રેમરૂપ દોરીથી ખેંચાયેલ જયકુમાર પોતાની ત્રણ સ્ત્રીઓ સાથે વિજયકુમાર સમીપે ગયો. ત્યાં ત્રણ સ્ત્રીઓની સંગતિએ કરી ત્રણ શક્તિએ યુક્ત જયકુમારથી પરાક્રમે જેમ ન્યાય શોભે તેમ વિજયકુમાર શોભવા લાગ્યો. ત્યાં જયે પોતાના લઘુ બંધુને મહામણિ અને મહોષધિનું ભેટણું કર્યું. એમ બંને ભાઇઓ નાના પ્રકારના સુખ ભોગવતા ત્યાં રહ્યા.

અન્યદા સુખ શય્યામાં નિદ્રાવશ થયેલ વિજયકુમારે રૂપઋદ્ધિએ જયંતાને પણ જીતનારી વિજયા નામની જયંતીપુરીના રાજાની પુત્રી પોતાને સ્વયંવર મંડપમાં વરી' એવું સ્વપ્ન જોયું. એ સ્વપ્નથી જયંતીપુરી તરફ જવાને ઉત્સુક થયો. તેથી રાજ્યભાર જયકુમારને સોંપી મણિના પ્રભાવથી વિદ્યાધરની જેમ આકાશમાર્ગે જયંતીપુરીએ પહોંચ્યો. ત્યાં કુરૂપ કૌતુકી અને સર્વને હાસ્યકારી કુબડાનું રૂપ કરીને સ્વયંવર મંડપમાં ગયો. અનેક રાજ્યકુમારોની શ્રેણિથી શોભિત મંડપમાં તે અશ્વની શ્રેણિમાં માંકડા જેવો દેખાવા લાગ્યો. આથી મંડપમાં બેઠેલા સર્વ લોકો તેની હાંસી કરવા લાગ્યા. પછી 'જો તું વિશ્વોત્કૃષ્ટ વરને વરવા ઇચ્છતી હોતો કુબડાનું રૂપ ધારણ કરનાર કુમારને વરજે' એમ સ્વપ્નને વિષે ગોત્ર દેવીએ પ્રેરણા કરેલી રાજ્યકુમરી દેવ કન્યાની જેમ સુખાસનમાં બેસી સ્વયંવર મંડપમાં આવી. પોતાના મનોહર રૂપથી તેણીએ સર્વ રાજાઓના નેત્ર અને મનનું હરણ કર્યું તોપણ સર્વ રાજાઓ તેને પ્રાણેશ્વરી કરવાને ઇચ્છાવંત થયા. વેત્રિણીએ અનુક્રમે સર્વ રાજાઓની રા-

જય લક્ષ્મી, દેશ અને રૂપના વર્ણન કર્યા પરંતુ પોતાને ન રૂચ-વાથી રાજ કન્યા નિર્ગંધ પુષ્પનો ભ્રમર ત્યાગ કરે તેમ સર્વ રા-જાઓનો ત્યાગ કરી આગળ ચાલી. પોતે પ્રશંસા કરેલા સર્વ રાજકુમારોને મુકી આગળ ચાલી તેથી ખેદ પા-મેલી વેત્રિણી મર્મ વાક્ય બોલી કે 'હે ફુહેન રા-જપુત્રોની પંક્તિ તો પૂર્ણ થઇ હવે રૂપનો નિધાન આ કુબ્જ રહ્યો છે તેને વરો.' જાણે વેત્રિણીનું વચન સત્ય કરતી હોય તે-મ સ્વપ્નને અનુસારે કુંવરીએ કુબ્જના કંઠમાં વરમાળા આરો-પણ કરી. આ આંશ્ચર્યકારી બનાવથી સર્વ રાજકુમારો ઉત્કર્ષે સહીત ઇર્ષ્યાવંત થયા. તે સમયે કુબડો બોલ્યો રે દુર્ભાગીઓ તમે તમારા દૌર્ભાગ્ય ઉપર દ્વેષ કરો, મારી ઉપર દ્વેષ ન કરો.' તેના એવા ઉચ્છ્રૃંખલ વચનથી ક્રોધાતુર થઇ કેટલાએક રાજાઓ કન્યાં-નું હરણ કરવા, અને કુબ્જને મારવા આયુધ સજ કરી તૈયાર થયા. તે સમયે કુમારે વિદ્યાબળથી પોતાનું અપુર્વ અને સિંહ-સદૃશ રૂપ કરી સર્વને ત્રાસ પમાડયો. એથી કન્યાના માતપિતા સર્વ રાજાઓ અને જોવા આવનાર લોકો અનુક્રમે સ્વકાર્યની ચિંતા, માત્સર્યભાવ, અને ભય સાથે આશ્ચર્ય પામ્યા. એવામાં દેવ વિમાન જેવું એક વિમાન આકાશ માર્ગે ત્યાં આવ્યું. તે-માંથી કોઇ તેજવંત પુરૂષ ઉતરીને જાણે બંદીજન હોય તેમ કુ-બ્જરૂપ કુમાર પાસે હસ્ત જોડી વિનંતિ કરવા લાગ્યો 'હે રા-જાઓના મસ્તકને વિષે મણિ સમાન વિજય ભુપતિ! તમે ચિ-રંજીવો, હે બુદ્ધિવંત! તમે જયપામો! સ્વામિન! ઉત્કૃષ્ટ કન્યાને આપ સદૃશ ઉત્કૃષ્ટ ભર્ત્તા યોગ્ય છે એવું પ્રજ્ઞપ્તિ વિદ્યાના વચનથી જાણીને દક્ષિણ શ્રેણિનો અધીશ્વર પોતાની કન્યાનું પાણિ ગ્રહ-ણ કરવા આપને બોલાવે છે. હું તેનો સેવક વિદ્યાધર છું. તે-ઓએ આપને તેડવા મને આવિમાન લઇને મોકલ્યો છે. માટે આપ પધારી અમારી પ્રાર્થના સફળ કરો.' તે સમયે બીજા પુરૂ-ષે ઉતરીને વિનંતિ કરી 'હે પ્રભો! ઉત્તર શ્રેણીનો અધિપતિ તે-વિજ રીતે પોતાની કન્યાનું પાણિગ્રહણ કરવા આપને નિમંત્ર-

ણ કરે છે. કારણ કે કન્યાના રૂપ, ગુણ અને વિદ્યાને યોગ્ય વર શોધી તેના પ્રત્યે કન્યા આપવી એજ ઉચિત છે. માટે આપ પધારી અમને કૃતાર્થ કરો.'

જેમ પ્રાહુણાને ભોજનને અર્થે સાથે નિમંત્રણ આવે તેમ પૂર્વ પુણ્યના ઉદયથી એક સાથે પાણિ ગ્રહણના નિમંત્રણ આવ્યાથી વિજય ભુપતિ હર્ષ પામ્યો. જયંતીપુરીના રાજાને પણ આ વિજય રાજા છે એમ જાણી અત્યંત આનંદ થયો. તેની પ્રાર્થનાથી તેણે કુબ્જ રૂપનો ત્યાગ કરી મૂળ રૂપ પ્રગટ કર્યું અને રામે જેમ સીતાનું પાણિ ગ્રહણ કર્યું તેમ સ્વેચ્છાએ વરમાળા આરોપનારી તે કન્યાનું સ્નેહ પુર્વક પાણિ ગ્રહણ કર્યું. પછી ત્યાંથી વિદ્યાધરની શ્રેણીમાં જઇને, કામદેવ જેમ રતિ અને પ્રીતિની સાથે લગ્ન કરે તેમ ઉત્તર અને દક્ષિણ શ્રેણીના અધીશ્વરોની વૈજયંતી અને જયંતી નામની કન્યાનું પાણિગ્રહણ કર્યું. પછી તે બંને શ્વસૂરના આગ્રહથી ઘણાકાળ પર્યંત ત્યાંજ રહ્યો અને ત્યાંના શાશ્વત ચૈત્યની પુજા ભક્તિ કરી પોતાને કૃતાર્થ માનવા લાગ્યો.

અન્યદા પોતાના સસરાની આજ્ઞા માગી ઘણા વિદ્યાધરોના પરિવાર સાથે ત્રણ સ્ત્રીએ યુક્ત વિમાનમાં બેસી પોતાના નગર પ્રત્યે આવ્યો. નગર જનોએ ઘણો મહોત્સવ કર્યો. પછી બંને ભાઈઓ સ્ત્રી, પરિવાર, વિદ્યાધર અને સેના સહિત પિતાના નંદીપુર નગર ભણી ચાલ્યા. ત્યાં મોટા સૈન્યે સહીત કોઈ શત્રુ યુદ્ધ કરવા આવે છે એમ ધારી તેઓનો પિતા પણ સૈન્ય તૈયાર કરી સંગ્રામકરવા બહારઆવ્યો. તે સમયે બે સેનારૂપ નદીઓના સંગમથી પ્રાપ્ત થયેલ યુદ્ધરૂપી તીર્થને વિષે જે શ્રદ્ધાળુ સુભટો હતા તે સર્વને નિવારીને વિજયરાજા એકલો સર્વની સાથે યુદ્ધ કરવા લાગ્યો. મહોષધિના પ્રભાવથી તેને એક પણ શસ્ત્ર લાગતુ નથી તેથી યુદ્ધ કરતા પિતાના સર્વ સૈનિકોને શસ્ત્ર રહીત કર્યા તે જોઇ પિતા વિલખો થઇ વિચાર કરે છે તેવામાં બંને ભાઇઓએ પિતા પાસે જઇ નમસ્કાર પૂર્વક ક્ષમા યાચના કરી. પિતાએ

પણ પોતાના પુત્ર જાણી અત્યંત પ્રેમે આલિંઘન કર્યું અને કલ્લોલે ચડેલા સમુદ્રની જેમ આનંદના કલ્લોલ સાથે બોલ્યો 'હે વત્સો! અર્થ સહીત અન્યોક્તિને સૂચવનાર તમારા વિયોગરૂપી દુઃખથી સો વર્ષ તે સો કલ્પ સમાન ગયા.' પછી સ્વપ્નનો યથાસ્થિત વૃત્તાંત કહી બતાવ્યો. પુત્રોએ પરસ્પર એક બીજાનો સર્વ વૃત્તાંત પિતાને જણાવ્યો. તેઓના વૃત્તાંતથી આશ્ચર્ય સહીત હર્ષ પામેલ ભૂપતિ ઘણા મહોત્સવ પૂર્વક પુત્રોને નગરમાં તેડી લાવ્યો અને રાજ્યને માટે નિમંત્રણા કરવા લાગ્યો. પછી વિજયના આગ્રહથી જયકુમારને રાજ્યભાર સોંપીને પોતાની સ્ત્રીઓ સહીત રાજાએ નિવૃત્તિ ફળ આપનાર વ્રત ગ્રહણ કર્યું.

રાજ્ય ચિંતા સર્વે વિજયને સોંપી જયકુમાર નામ માત્ર રાજા તરીકે રહ્યો. એ પ્રમાણે ઘણા કાળ પર્યંત વિશ્નુ અને બળદેવની જેમ બંને ભાઇઓ સુખમાં એકત્ર રહ્યા. પછી દિગ્વિજય કરીને ઋષિઓ જેમ ત્રણ યોગ સાધે તેમ ત્રણ ખંડ સાધતા હવા. વિજયના નામથી વિજયપુર નામનું નવું નગર સ્થાપ્યું. તે નગરને વિષે વાસુદેવની જેમ ઘણા કાળ પર્યંત રાજ્યઋિદ્ધિ ભોગવે છે; તેવામાં એક દિવસ જિન કલ્પીની જેમ વિહાર કરતા, કેવળરૂપી લક્ષ્મીવડે શોભતા, સૂર્ય સદ્દશ તેજવંત કેવળી ભગવાન્ તે નગરની બહાર પધાર્યા. તેમનું આગમન સાંભળી હર્ષ પામી જયવિજય મહત્ આડંબરે મુનિમહારાજાને વાંદવા ગયા. અંતઃપુરે સહીત કેવળી મહારાજાનો ઉપદેશ સાંભળ્યા પછી પોતાનો પૂર્વ ભવ પુછ્યો એટલે કેવળી મહારાજ બોલ્યા.

"પૂર્વે ભૂતિલક નામે નગરમાં સંપદાએ શોભતા અને માંહોમાંહે અત્યંત પ્રીતિને ધારણ કરનાર ભાનુ અને ભામ નામે બે ભાઇઓ હતા. એક વખત પિતાના શ્રાદ્ધને દિવસે તેઓએ ક્ષીર તૈયાર કરાવી. એટલામાં એક કુતરી ઘરમાં આવી તેણે તે વટલાવી. તેથી તેને ઘણી મારી એટલે તેની કેડ

ભાંગી જવાથી ઘર પાસે ભોંય ઉપર પડી વિલાપ કરવા લાગી. તે સમયે ઘર પાસે પાડો બાંધેલો છે તે પણ ક્ષુધાએ પીડિત થયેલો કુત્રી પાસે જઇ સાથે વિલાપ કરવા લાગ્યો. એમ તે બંનેને સાથે વિલાપ કરતા જોઈ સઘળા આશ્ચર્ય પામ્યા. તે વામાં કોઈ જ્ઞાની મુનિ ત્યાં પધાર્યા' તેમને આ બંનેના વિલાપનું કારણ પુછ્યું. જ્ઞાનીએ કહ્યું 'એ બંને તમારા માતા પિતા છે. પૂર્વના મિથ્યાત્વના ઉદયથી સાત વખત તિર્યંચપણામાં જન્મ લીધો અને મનુષ્યોથી હણાયા. આઠમા ભવને વિષે અકામ નિર્જરાથી આ બંને થયા; હાલ એ બંનેને જાતિસ્મરણ જ્ઞાન થયું છે. તે વિચારે છે કે પુત્રો આપણું અર્થે શ્રાદ્ધ કરે છે ને આપણી તો આ દશા છે. એમ માંહોમાંહે વિલાપ કરે છે, માટે મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યકત્વ ગ્રહણ કરો જેથી મોક્ષ સુખની પ્રાપ્તિ સુલભ થાય. શ્રેણિક રાજાની જેમ બીજા વ્રતવિના માત્ર સમકિત પાળવાથી તીર્થંકર પદવી પણ લભ્ય છે; પરંતુ સમકિત શિવાય પૂર્વકોટિ સુધી તીવ્રતપ કરે તોપણ પાંચમા બ્રહ્મ દેવલોક 'સુધી જઇ શકે છે.' મુનિની એવી વાણીથી ભાનુ અને ભાસ પ્રતિબોધ પામ્યા. શુની* અને મહિષ શુભ ભાવે મૃત્યુ પામી સ્વર્ગે ગયા. તેઓએ દેવલોકથી આવી બંને ભાઇઓને દેવ સંબંધી ઋદ્ધિ દેખાડી ધર્મને વિષે દ્રઢ કર્યા એટલે દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્વનું એકાગ્રતાએ આરાધન કરવા લાગ્યા. તે બંનેની સ્ત્રીઓએ પણ સમકિતનું આરાધન કર્યું. તે દરેક સ્ત્રીને બે બે સખીઓ હતી તેઓ પણ તેના વચનથી સમકિતને ભજવા લાગી. સત્સંગતિનો ગુણ અપૂર્વ છે.

અન્યદા કોઇ અન્યદર્શનીના કહ્યાથી ભાનુને ત્રણ તત્વને વિષે શંકા થઇ. જેમ ઊજવળ વસ્તુ મલિન થાય તેમ તે સંબંધી અતીચાર દૂષણ પ્રાપ્ત કર્યા. વળી તેની સ્ત્રી ઊંચ કુળની હતી તે સંબંધી વારંવાર તેણીએ કુળમદ કર્યો. એ પ્ર-

* કુતરી.

માણુ તદ્ભવ સંબંધી આયુષ્ય પૂર્ણ કરી તે બંને સૌધર્મ દેવલોકે ગયા. ત્યાંથી ચવી અનુક્રમે તમે બે ભાઇઓ થયા. તે સ્રીઓ તથા તેની સખીઓ એ ત્રણ ત્રણ તમારી સ્રીઓ થઈ. ત્રણ તત્વના આરાધનથી તમને ત્રણ દીવ્ય વસ્તુ ત્રણ ત્રણ સ્રીઓ અને ત્રણ ખંડના રાજ્યની પ્રાપ્તિ થઈ. ભાનુએ ત્રણ તત્વમાં શંકા કરી હતી તેથી ત્રણ દીવ્ય વસ્તુનો તેની પાસેથી નાશ થયો. પૂર્વ ભવે જે સ્રીએ કુળમદ કર્યો હતો તે ગણિકા થઇ."

એ પ્રમાણે પૂર્વ ભવ સંબંધી વૃત્તાંત સાંભળી જાતિસ્મરણ પામ્યા; ધર્મને વિષે દ્રઢ થઈ સાધુ ધર્મના અભિલાષી તેઓએ શ્રાવક ધર્મ હર્ષપૂર્વક ગ્રહણ કર્યો. સમકિત ધર્મના પ્રવર્તાવવાથી વીતરાગ ધર્મને વિષે તે વિજયરાજાએ એક છત્રી પૃથ્વી કરી. ચાર સદહણા વિગેરે સડસઠ ભેદે યુક્ત શુદ્ધ સમકિત પોતે પાળવા લાગ્યો અને બીજાઓને પણ તેવાજ પ્રકારે પાળવા આજ્ઞા કરી. નાના પ્રકારે જિનપૂજા, ચૈત્ય યાત્રા, સંઘ ભક્તિ વિગેરે કાર્યથી મિથ્યાત્વનો નાશ કરી સમકિતને દીપાવ્યું. તેને વિજયા વિગેરે ત્રણ રાણીથી અનુક્રમે નંદન, આનંદ અને સુંદર એવા ત્રણ પુત્ર થયા.

અન્યદા મહાવિદેહ ક્ષેત્રને વિષે વિચરતા જિન મહારાજ પ્રત્યે શક્રેંદ્રે કહ્યું હે ભગવન્! સમુદ્રને વિષે જેમ લવણની પૃચ્છા તેમ આ ક્ષેત્રને વિષે સમકિતીની પૃચ્છા છે પરંતુ હાલ સમયે ભરતક્ષેત્રને વિષે વીતરાગ ધર્મમાં દ્રઢપણામાં કોઇ ગૃહસ્થ છે?' ભગવંતે કહ્યું 'સાંપ્રતકાળે વિજયપુર નગરનો વિજય નામે રાજા સ્વધર્મને વિષે વજ્રવત્ દ્રઢ છે. મેરૂ પર્વતની જેમ એ રાજાને સમ્યક્ત્વાદિ ગુણોથી ચલાયમાન કરવાને દેવ પણ અશક્ય છે.'

ભગવંતની એવી વાણીથી હર્ષ પામી ઇંદ્ર તેની પ્રશંસા કરવા લાગ્યો પરંતુ કોઇ મિથ્યા દ્રષ્ટિ દેવતા જિન વચનને વિષે શંકા ધારણ કરી તે વચન અન્યથા કરવાને ઉત્સુક થ-

યો. પછી તે દેવતા જૈન અવધૂતનો વેષ ધારણ કરી વિજયપુર નગરમાં આવ્યો. ત્યાં પોતાની કળાવડે તેણે રાજાનું ચિત્ત રંજન કર્યું. એ પ્રમાણે નિરંતરની ક્રિયાથી રાજાને એવો વશ કર્યો કે જેમ ગુરૂનું વચન વિનયવંત પુરૂષ માને તેમ રાજા તેના વચનને અનુસારે વર્ત્તવા લાગ્યો. કોઈ કોઇ વખત રાજાની સાથે ધર્મ સંવાદ કરે તેમાં નિગોદાદિ વિષયે સંદેહ દેખાડે પરંતુ તત્વપ્રકાશમાં કુશળતાનો ધારણ કરનાર રાજા–હસ્તિ જેમ સુંઢવડે વૃક્ષનું ઊત્મૂલન કરે તેમ–યુક્તિરૂપ સુંઢવડે તે તે સંદેહનું ઉત્મૂલન કરે. એક દિવસ રાજા પ્રત્યે તેણે કહ્યું 'અહો સર્વજ્ઞ ભગવંતે કર્મ મર્મનો હર્ત્તા, શિવશર્મ દાતા અને દૂષણ રહીત ધર્મ પ્રરૂપ્યો છે. પરંતુ ખડ્ગધારા સદૃશ તે ધર્મનું સમ્યક્ પ્રકારે નિર્વહન કરવાને કોઇ સમર્થ નથી.'

રાજાએ કહ્યું. 'ઘણા મહત્ પુરૂષો અને મુનિમહારાજા સમ્યક્ પ્રકારે એ ધર્મનું નિર્વહન કરે છે, તે બોલ્યો. 'એ ઋષિઓનો સર્વ ધર્માડંબર દેખાડવાનો છે, તેઓની અંતર સ્થિતિ કેવી હોય છે. તે કોણ જાણે છે?, રાજાએ કહ્યું 'મહાભાગ! એવું ન બોલ. જૈન મુનિઓ મહાભાગ્યવંત હોય છે, અર્હત્મુનિને અરિહંતની વાણીને વિષે વિસંવાદ હોય નહિ. તેઓ પોતાના ધર્મનું પાલન કરવામાં કુશળ હોય છે.' તે બોલ્યો. પૂર્વે હું જૈન મુનિઓ સાથે રહેલો છું તેથી સર્વે જાણું છું. તેઓનું બોલવું અને વર્તન ભિન્ન ભિન્ન હોય છે. જાણ્યા શિવાય અને પરીક્ષા કર્યા શિવાય કોણ દુર્બુદ્ધિ પુરૂષ તેઓને માથે કલંક ચઢાવે?' રાજાએ કહ્યું ગુણ નિર્ણિતની પરીક્ષા શું કરવી? મેંતો સુવર્ણનીપરે તેઓની પરીક્ષા કરેલી છે. તને સંશય હશે તો કોઇ સમય યથાયોગ્ય પરીક્ષા કરશું.'

એમ સંવાદ ચાલે છે તેવામાં કોઇ ઉત્તમ ગુરૂ મહારાજા ત્યાં પધાર્યા. રાજાએ ઉઠીને વિનય સહીત નમસ્કાર કર્યો અને વારંવાર મુનિના ગુણ વર્ણવવા લાગ્યો, એટલે તે જૈનાભાસ બોલ્યો 'રાજન! મણિની જેમ પરીક્ષા કરી પછી પ્ર-

શંસા અને ગુણવર્ણનાદિ યથાયોગ્ય કરવા ઘટે તે પ્રમાણે કરજો. પરીક્ષા નષ્ટચર્યાએ થાય માટે નષ્ટચર્યાએ પરીક્ષા કરી ચુકત લાગે તેમ કરવું.' એવી તેની અત્યંત પ્રેરણાથી અંધારી રાત્રે રામચંદ્રની જેમ શ્યામ વેષધરી રાજા તેની સાથે નષ્ટચર્યાર્થે નીકળ્યો. એવામાં એક સાધુને વેશ્યાની સાથે મદ્ય માંસનું આસ્વાદન કરતો જોયો; તેને જોઇ રાજા ધર્મને વિષે ઐક્યભાવ ધારણ કરનાર છે તોપણ નિર્વેદ, ઉદ્વેગ અને વિભ્રમે કરીને સંકરભાવને અનુભવવા લાગ્યો. કાંઇ વિચારીને વિશેષજ્ઞ રાજા મુનિ પ્રત્યે બોલ્યો 'હે મુને! આ શું કરો છો? મર્યાદા રહીત અને અસમંજસ કાર્ય કરવું તમને યુકત નથી. સુરેંદ્રની ક્રીડાનું સ્થાન એવું તારૂં પવિત્ર ચારિત્ર ક્યાં અને ક્યાં વિષ્ટાના કિટકને લાયક આ દુશ્ચેષ્ટિત કાર્ય? તારૂં દર્શન શું? તારૂ ચારિત્ર શું છે? તારૂં તપ જપ શું છે? તારી ક્રિયા શું છે? તારી લજ્જા અને તારો ભય શું છે? એ સર્વે વિચાર કર. અને આ તું શું કરે છે? ધિઃકાર તુજને, ધિક્કાર તારી બુદ્ધીને ધિક્કાર તારા આદાંભિક વેષને' ધિક્કાર તારા નિઃશંક ચિત્તને અને ધિઃકાર તારા સંસારને અને વિષયોને આ ભવ અને પરભવમાંતું દુઃખનો સમુહ ભોગવનારો થઇશ. અહો ઇતિ આશ્ચર્યે તેવા દુઃખને તું કેમ સહન કરીશ? વળી નિષ્કલંક ધર્મને તું કલંક ઉત્પન્ન કરે છે તેથી અનંત દુઃખને પ્રાપ્ત કરાવનાર અનંત ભવભ્રમણ કરીશ. તત્વનો જાણ હોય તે તો આવા દુઃષ્કર્મથી શીઘ્ર વિરકત થાય. શું તું તત્વને નથી જાણતો જેથી આવા દુષ્કૃત્યમાં પ્રવર્તો છે?'

સાધુએ કહ્યું. 'તત્વ જાણ્યા વિના તું શામાટે મને એ પ્રમાણે કહે છે? અન્યપ્રતિઓની પણ એજ રીતિ છે. એ વસ્તુ છાંડવાને કોણ સમર્થ છે? આગળ ચાલશો એટલે પોતાની મેળે સર્વે જાણશો' રાજાએ વિચાર્યું કે એપતિત છે. પતિત હોય તે બીજાને પણ પતિતજ કહે. એમ વિચારતો આગળ જાય છે તો એક સાધુ સ્ત્રીલંપટ, એક ચોરી કરનાર,

એક ધીવરપણું કરનાર, એમ જોયા. રાજાએ વિચાર્યું કે એ સર્વે ભ્રષ્ટ છે. ગુરૂને કહીને એ સર્વે નિકૃષ્ટ સાધુઓને સડેલા પાનની જેમ ગચ્છ બહાર કઢાવીશ. એમ ચિંતવતો પોતાના ભુવન પ્રત્યે આવ્યો તેવામાં ગુરૂને પોતાના અંતઃપુરથી નીકળતા જોયા.

એવા વિપરીત દેખાવ જોવાથી ભૂપતિ મનમાં ઉદ્વેગ પામવા લાગ્યો. તેવામાં તે પુરૂષે આવીને કહ્યું 'હે રાજન્! ઉદ્વેગ ન પામો. મેં જેવું જોયું હતું તેવુંજ આપને કહ્યું હતું. અમારૂં વચન વેદાન્તપરે જુઠું ન થાય. એ સર્વે ધૂર્ત સદૃશ છે માટે હવે એનો વિશ્વાસ ન કરવો.'

પોતાની ઉત્તમતાને પ્રગટ કરતો માર્ગાનુગામી રાજા બોલ્યો 'હે અવધૂત! સાધુને વિષે એ સર્વે અસંભવિત છે. સૂર્યથી જેમ અંધકારની ઉત્પત્તિ તેમ મુનિથી એવા અશુભ કામની ઉત્પત્તિ સમજવી. સાક્ષાત દૃષ્ટિગત થયું તે પણ અસત્ય જાણવું. કદાચ એ સત્ય હોય તોપણ સર્વને વિષે એવી આસ્થા ધારણ કરવી યુકત નથી. જેમ કોઈ સાર્થને ચોરની ધાડ રૂપ દેખ્યો તેથી સર્વ સાર્થનો વિશ્વાસ ન કરીએ તો વ્યવહાર માર્ગનો નાશ થાય. જે ચારિત્રવંત સાધુ છે તે નિશ્ચયે પૂજ્ય છે. અવ્યકત મત ગ્રહણ કરવાથી નિન્હવપણું પ્રાપ્ત થાય.'

તેણે કહ્યું 'રાજન્! તમને દૃષ્ટિરાગ છે જેથી તે સાધુઓના અશુભ કાર્ય દૃષ્ટિગત થયા છતાં કામી પુરૂષ જેમ સ્ત્રીને વિષે રક્ત હોય તેમ તમે તેને વિષે રક્ત છો. પરંતુ દૃષ્ટિરાગમાં ધર્મ નથી. ધર્મ તો તત્વનો નિર્ણય કરવામાં છે.'

રાજાઃ 'મેં નિર્ણય કર્યો છે કે સર્વજ્ઞના વચનમાં સંદેહ હોય નહિ. વીતરાગે સાધુપણાનો જે ભાવ કહ્યો છે તે સત્ય છે. તે ભાવને મિથ્યા કરવાથી તમે મિથ્યા દૃષ્ટી છો અને તેથી તમારી સાથે આલાપ સંલાપ કરવો યોગ્ય નથી.'

એમ કહી રાજા ત્યાંથી ઉઠી ગયો અને તે દાંભિક પણ પોતાનો પ્રયાસ નિષ્ફળ થવાથી ચાલ્યો ગયો તે પુનઃ દેખાયો

નહિ. એક દિવસ રાજા, મંત્રી પ્રમુખ પ્રત્યેક સભાજનોને કોઇ દિવ્ય પુરૂષે સ્વપ્નને વિષે કહ્યું કે 'આ નગરને વિષે ભયંકર સર્પનો ઉપદ્રવ થશે. માટે નગરના દેશાને વિષે દેદીપ્યમાન નાગેંદ્રની મુર્ત્તિ સ્થાપન કરી તેની અર્ચા કરવી. જેમ વ્યાધિને ઔષધનો ઉપાય તેમ તે ઉપદ્રવનો એક એજ પ્રતિકાર છે.' પ્રભાતે સભામાં નૃપતિ વિગેરે સર્વે બેઠા છે તેવામાં કોઇ નૈમિત્તક આવ્યો તેણે પણ તેજ પ્રમાણે કહ્યું. એથી એ વાત સંદેહ રહીત થઈ. સર્વે નાગરિકો આદરપૂર્વક અનેક પ્રકારે નાગદેવતાની પૂજા કરવા લાગ્યા.

અહો! મનુષ્ય માત્રને મૃત્યુનો ઘણો ભય લાગે છે. મૃત્યુ ન આવવા માટે તેઓ ગમે તેવા અકાર્ય કરે છે. ગમે તેટલા ઉપચારો આદરે છે. તેઓ સમજતા નથી કે ગમે ત્યારે એક વખત મૃત્યુને સ્વાધિન તો થવુંજ પડશે. આયુષ્ય પૂર્ણ થયે ગમે તેટલા ઉપચાર કરવા છતાં પણ જીવિતવ્ય રહેવાનું નથી. આયુષ્ય હોય છે તો ગમે તેટલા સંકટ આવે પણ જીવિતવ્યને બાધકારી થતા નથી. ત્યારે મૃત્યુના ભયથી ફોકટ વલખાં મારી શામાટે અકાર્ય કરવાં? જેઓ વિજ્ઞ પુરૂષો હોય છે તેઓ તો જન્મ તેને મૃત્યુ છેજ એ નિશ્ચય ધારી આયુષ્ય પૂર્ણ થયે મૃત્યુને સ્વાધિન થવું પડશે એમ જાણી ધર્મ કાર્ય કરી પુણ્ય સંબળ સાથે લઇ મૃત્યુથી લેશ માત્ર ન ડરતા તેને સ્વાધિન થવા તૈયાર રહે છે.

ભૂપતિના હૃદયમાં આવા પ્રકારનું જ્ઞાન રમી રહ્યું હતું; સમ્યકત્વની શુદ્ધ છાપ તેના અંતઃકરણમાં બેસેલી હતી તેથી નગર જનોએ ઘણી પ્રેરણા કરી પણ તેના ચિત્તમાં લેશ માત્ર તે દેવની પૂજા કરવાનો આશય થયો નહિ. તે વારે રાજ્ય મહેલમાં ચોતરફ વિકાળ સર્પો દેખાવા લાગ્યા. તેને જોઈ રાજપુરૂષ સર્વે ત્રાસ પામવા લાગ્યા. રાજા પણ સભામાંથી ઉઠીને અંતઃપુરમાં ગયો. ત્યાં પણ તેજ પ્રમાણે ઉપદ્રવ શરૂ રહ્યો. પછી અંતઃપુરનો સઘળો પરિવાર લઇ રા-

જા બીજા પ્રાસાદમાં ગયો. જ્યાં કલેશ પ્રાપ્ત થાય તે સ્થાને ન રહેવું એ ડાહ્યા પુરૂષોનો વિચાર છે પરંતુ દુષ્કર્મોની જેમ રાજા જ્યાં ગયો ત્યાં તે સર્પો પાછળ થયા.

એ જોઇ સર્વે રાજપુરૂષો વિચારવા લાગ્યા કે 'ધિક્કાર પડો રાજાના કદાગ્રહને અલ્પકાર્યને માટે અનલ્પ અનર્થ ઉત્પન્ન કરી પોતેજ પોતાનો શત્રુ થાય છે.' પ્રધાનાદિએ રાજાપાસે આવી વિનંતિ કરી 'સ્વામિન્! કલેશ શાંતિને અર્થે હજી પણ નાગની પૂજા કેમ કરતા નથી? વ્યાધિ વૃદ્ધિ પામ્યા પછી વૈદ્ય વિના એ વ્યાધિગ્રસ્ત પુરૂષની કેવી દશા થાય? માટે આપ આ સર્વ ઉપદ્રવના શમનાર્થે નાગાર્ચા કરો.'

પ્રધાન વર્ગના સમજાવવાથી પણ રાજા નિશ્ચળ રહ્યો ત્યારે તે નાગદેવતા સ્વપ્નામાં રાજા પ્રત્યે કહેવા લાગ્યો 'મૂર્ખ! તું મને અને મારા પ્રરાક્રમને નથી જાણતો. રૂષ્ટ થયેલો હું સાક્ષાત યમ જેવોછું અને તુષ્ટ થયેલો હું કલ્પવૃક્ષ સદશાછું. અન્વય વ્યતિરેકે કરી પ્રગટ ફળ દેખેછે તે પણ સમકિત રૂપ કદાગ્રહે ગ્રસ્ત થઇ તેં મારી પૂજા નથી કરી પરંતુ આજ પ્રાતઃકાળે ઊઠીને જો પૂજા નહિ કરે તો સ્ત્રી અને પુત્ર સહીત તને યમને ઘેર મોકલીશ'.

તેના એ પ્રમાણેના ઊદ્દેશથી પણ સમકિતને વિષે દૂષણના ભયથી ડરી-રાજાએ નાગ પૂજા ન કરી એટલે તે સર્પ રાજપુત્રને ડશ્યો, તેથી તે મુછા પામ્યો. હજુ પણ રાજાના ચિત્તની એજ અવસ્થા રહી એટલે પટ્ટરાણીને ડસ્યો. એમ અનુક્રમે ત્રણ પુત્ર અને ત્રણ રાણીને મુછા પમાડયા. પરંતુ રાજાનું ચિત્ર ક્ષોભ ન પામ્યું. પછી તે પુત્ર અને સ્ત્રીઓને સજજ કરવા અનેક ઉપાય કરવા માંડયા પણ તે સર્વે નિષ્ફળ થયા તેથી સર્વે રાજપુરૂષો શોક ગ્રસ્ત થઇ 'શું કરવું? એ વિચારમાં લીન થયાછે તેવામાં ત્યાં કોઇ ગારૂડી આવ્યો. તેને જોઇ પ્રધાનાદિ સર્વે હર્ષ પામ્યા. તેનો સારી રીતે આદર સત્કાર કરી સર્વ વૃત્તાંત નિવેદન કર્યો.

તેણે કહ્યું 'આ સર્પનું અસાધ્યની જેમ વિષમવિષછે તો-
પણ મારી શકિત પ્રમાણે પ્રતિકાર કરૂંછું'

એમ કહી એક કન્યાને હાથે અક્ષત્રપાત્ર સ્થાપન કરી તે
અક્ષતને અભિમંત્રિત કરી છાંટ્યા તેટલે તે નાગદેવ પ્રગટ
થયો. તેના પ્રત્યે ગારૂડી બોલ્યો 'રે ફણિંદ્ર! હવે પ્રસન્ન થા-
ઓ! એમના શરીર સીદાયછે માટે ઉપદ્રવ શાંત કરો'.

દેવ: 'આ રાજા સર્વથા કદાગ્રહીછે. તે મારી શકિત જા-
ણતો નથી ને મારી અવજ્ઞા કરેછે માટે હે દક્ષાત્મન્ હું એ
રાજાને મણ મૃત્યુ પમાડીશ.'

ગારૂડી: 'હવે શાંત થાઓ! આટલાથી આપના રોષનું
ફળ એને પ્રાપ્ત થયુંછે માટે પ્રશાંત થઇ પ્રસન્ન થઓ. મહત્
પુરૂષોનો ક્રોધ સામો માણસ નમે નહિ ત્યાં સુધીજ હોયછે.'

દેવ: 'શત્રુને પણ નમસ્કાર કર્યાથી છોડી દેવામાં આવેછે
પરંતુ આ રાજાતો કહ્યા છતાં પણ પ્રણામ કરતો નથી તો
તેથી વૃદ્ધિ પામેલ ક્રોધરૂપ અગ્નિ કેમ શાંત થાય.'

તેવારે એ ગારૂડીએ કહ્યું 'રાજન્! જો નમન કરવાથી આ-
અનર્થનો નાશ થાયતો બીજુ શું જોઇએ? એકવાર નમસ્કાર
કરવાથી આપણે શું અડચણછે? કદાચ તેમ કરવાનો નિયમ
હોયતો પણ મનવિના ફકત પ્રણામ કરવાથીજ નિયમનું ખં-
ડન થતું નથી કારણ કે પ્રાણિને મન એજ પુણ્ય પાપને વિષે
પ્રમાણછે. એવા નિયમોમાં પણ 'રાયાભિયોગેણ' સુરાભિયો-
ગેણ' એવા આગાર શાસ્ત્રમાં કહ્યા છે તો આ પ્રમાણે ગુરૂ-
કાર્યની સાધના માટે અંશમાત્ર નમન કરવાથી સ્વીકાર ક-
રેલા વ્રતની ક્ષતિથતી નથી. કારણકે અન્ન પ્રાણિમાત્રને પુષ્ટિ
કારકછે પણ તેનો ત્યાગ કરવાથી જ્વરવાળા પુરૂષને ફાયદો
થાયછે. એમ કરતા તેથી કાંઇ દોષ જણાતો હોયતો લંઘ-
નથી ઉત્પન્ન થયેલ દુર્બલપણું જેમ પથ્ય ભોજનથી દુર
થાયછે તેમ પ્રાયશ્ચિત આલોચનાથી એ દોષ દુર કરવો. આગ-
મને વિષે સાધુ ધર્મમાં પણ ઉત્સર્ગ અને અપવાદ એવા બે-

માર્ગ કહ્યાછે તો શ્રાદ્ધ ધર્મમાં કેવળ એકાંત ગ્રહણ કરવો એ અયુકતછે. વળી સ્યાદ્વાદવાદિને સર્વત્ર સ્યાદ્વાદ માર્ગજ યુકત છે. કારણકે તેઓને એકાંતવાદિપણું તે મિથ્યાત્વ ગણાયછે. માટે રાજન્! આગ્રહનો ત્યાગ કરી નાગરાજને પ્રણામ કર અને સ્ત્રી તથા પુત્રોને જીવિતવ્ય આપ. એવો કોણ બુદ્ધિવંત હોય કે જે પોતાને હિતકારિ કાર્ય કરવામાં મુંઝાય.

જાણે વીતરાગ માર્ગનો જાણ હોય એમ તેમાંત્રિક બોલીરહ્યો એટલે મહાસત્વવંત, બુદ્ધિવંત, અને ગૌરવેકરી શોભતો રાજા બોલ્યો: એ સઘળું કથન જેઓના મન નિર્બલ હોય તેને માટે છે. ધીર પુરૂષો પ્રાણાંતે પણ ધર્મને વિષે લેશમાત્ર અતીચાર લગાડતા નથી. કારણકે પગને વિષે કાંટો લાગેલ મનુષ્ય જેમ પંગુ સદશ થાયછે તેમ થોડા પણ અતીચાર દૂષણથી ધર્મનું સારપણું જાયછે. વ્રતશુદ્ધ થવાને અર્થે પ્રાયશ્ચિત્ત કરવું તે કરતા પ્રથમથી વ્રતમાં દુષણ ન લગાડવું એજ શ્રેષ્ટ છે કારણકે કર્દમ લાગ્યા પછી પ્રક્ષાલન કરવું તે કરતા કર્દમનો સ્પર્શ ન થવા દેવો એજ શ્રેષ્ટ છે. ઉત્સર્ગમાત્રને વિષે અશકતછે તેને માટે અપવાદ માર્ગનું પ્રતિપાદન કરેલું છે પરંતુ શકિતવંતને માટે અપવાદ માર્ગનું સેવન નથી. વળી તીર્થંકર ભગવંતે પાપકૃત્યને અર્થે સ્યાદ્વાદમાર્ગ કહ્યો નથી કારણ કે સ્યાદ્વાદવાદિને પણ કોઇ સ્થળે એકાંત ગ્રહણ કરવો પડેછે. કદાચ સર્વ ઠેકાણે સ્યાદ્વાદગ્રહણ કરવાનું ધારેતો સ્યાદ્વાદમાં પણ સ્યાદ્વાદ ગ્રહણ કરવો પડશે. સ્ત્રી પુત્રોના સંયોગ તો પુર્વે અનંતવાર હું પામ્યોછું પરંતુ ધર્મનો સંયોગ દુ:પ્રાપ્યછે માટે તેઓને અર્થે ધર્મનો કોણ ત્યાગકરે? મનુષ્ય માત્રને સર્વથી પ્રિય પોતાના પ્રાણ હોયછે; અહુના તે પ્રાણ પણ જાઓ પરંતુ સ્વીકાર કરેલા નિયમનું લેશમાત્ર ખંડન નહીં કરૂં. માટે રે ગારૂડિ! હું તો માત્ર એટલુંજ તને પુછુંછું કે તારી શકિત હોયતો તું આ સ્ત્રીઓ અને પુત્રોને જીવાડ નહિતો યથારૂચિ માર્ગે ગમન કર. એટલી પણ પ્રાર્થના કરવી એ

વ્યર્થછે કારણકે જીવ સર્વ કર્મને આધિનછે ને આયુષ્યવિન મંત્રતંત્ર અને યંત્ર એ સર્વે નિષ્ફળછે.

ક્રોધાતુર થઇ ગારૂડિ બોલ્યો. 'હે ભૂપતિ! તને ધિઃક્કાર છે. કદાગ્રહ રૂપી ગ્રહે ગ્રસ્ત થઇ મારી પણ તું અવજ્ઞા કરે છે. જેમ વ્યાધિવંત પુરૂષ સદ્વૈદ્યનો દ્વેષી થાય તેથી તે પુરૂષને શુભકારી ન થાય તેમ જે પ્રાણિ હિતકારી વચનને પણ અહિતકારી માને તેવા દુર્બુદ્ધિને શુભ થાયજ નહિ. હું તો હવે જઊંછું પરંતુ કદાગ્રહ રૂપ વિષ વૃક્ષના ફળ તું ભોગવ.'

પછી 'હે નાગરાજ તમને ગમે તે પ્રમાણે તમે કરો' એમ તે નાગદેવ પ્રત્યે કહિ એ ગારૂડિ ચાલ્યો ગયો. એ સમયે વિજયરાજાના સત્વનો પ્રકર્ષ જોવાને ઉત્કંઠિત હોય તેમ સૂર્ય પણ ઉદય થયો. એટલે રૂંધન કરેલા જળની પાળ તોડવાથી જેવો વેગ ઉત્પન્ન થાય તેવા વેગે ક્રોધાતુર થઇ તે ભોગીંદ્ર નૃપતિ સમીપે આવી બોલ્યો 'નિઃશંક ચિત્તથી ઉન્મત્ત થઇ તું સર્વને તૃણ સમાન ગણેછે પણ જાણતો નથી કે દિવ્ય શક્તિ દુઃસહ છે. પરંતુ મૂઢ પુરૂષો તીવ્ર નિર્ઘાત વિના પોતાનું મૂઢપણું ત્યજતા નથી તેમ તું પણ તારી મૂઢતાનું ફળ ભોગવ.'

એમ કહી નિર્દય તે સર્પે રાજાને સર્વ શરીરે દંશ દીધા. તે સમયે રાજાને સર્વ અંગે કાળજ્વર સદૃશ પીડા થવા લાગી. કેટલીક ઠેકાણેથી ચામડી તુટવા લાગી ને જાણે કાતિએ પગનું છેદન કર્યું હોય તેમ મુર્છા ખાઇને પડયો. તે સમયનું રાજાનું આક્રંદ સાંભળીને કેટલાએક સેવકજનો પણ મુર્છિત થયા. પૂર્વે કોઇ ભવે રાજાએ નર્કાવસ્થા ભોગવી હશે તેનું વિસ્મરણ થયું હોય તે આ વેદનાથી જાણે તેની સ્મૃતિ થવા લાગી. વળી તે સમયે ક્ષત ઉપર જેમ ક્ષાર તેમ આપ્તજનોએ આવીને કર્ણને દુઃખકારી સ્ત્રી પુત્રોના મૃત્યુના સમાચાર નિવેદન કર્યા. એ સર્વથી રાજાએ જેની ઉપમા દેવાઇ ન શકાય તેવું દુઃખ ભોગવ્યું.

રાજાની એવી અવસ્થા થઇ રહીછે તેવામા પૂન: તે મંત્રવાદિ આવ્યો અને દયાએ કરીને નમ્રપણું દેખાડતો બોલ્યો; 'રાજન્! હજી પણ સ્વહિતનો વિચાર કરી નાગરાજને નમન કર જેથી સર્વને શાતા થાય.'

દુ:ખરૂપ વાયુએ કરી શરીર કંપેછે પરંતુ પોતાના વ્રતને વિષે નિષ્પ્રકંપ રાજાએ પૂર્વવત્ ઉત્તર આપ્યો અને સંતજનોની વાણીનો વ્યત્યય ન હોય એ સિદ્ધ કરી બતાવ્યું. પુન: તે જાંગુલિક પ્રત્યે કહ્યું 'એના નમન વિષયે તારે મને કાંઇ ન કહેવું. પરંતુ આ પીડાથી અત્યંત દુ:ખાર્ત થઇ જીવિતવ્ય ધારણ કરવાને સમર્થ નથી માટે તને એટલુંજ પુછુંછું કે આવી જાતના દૂષ્ટ સર્પ ડસ્યા પછી તે માણસ કેટલો કાળ જીવે. આ સંબંધી તું જાણતો હોયતો કહે.'

માંત્રિકે કહ્યું 'આવી જાતના સર્પડંશ વાળા મનુષ્યને છ માસ સુધી પીડા ભોગવવી પડેછે અને પછી તે મૃત્યુ પામે છે. રાજન્! એટલા કાળ સુધી આ દુ:સહ દુ:ખ કેમ સહન કરીશ?

સત્વ શય્યામાં બેઠેલો રાજા નિર્વિકલ્પ થઇ બોલ્યો 'ધર્મ અર્થે દુ:ખ સહેવું તેને દુ:ખ ન જાણવું પણ મહર્ષિઓની જેમ સુખ સમજવું. છ માસ તો શું પણ છ યુગ પર્યંત આવું દુ:સહ દુ:ખ ધર્મને માટે સહેવું કારણકે પોતાનો ધર્મ જાળવવાને સહન કરેલ દુ:ખ સુખને અર્થેજ થાયછે અને ધર્મનું ખંડન કરવાથી જેનો અંત આવે નહિ તેવા અનંત ભવ પર્યંતના દુ:ખ ભોગવવા પડેછે. દુ:ખ દુષ્કૃત્યથી ઉપાર્જન કરેલ પાપથીજ પ્રાપ્ત થાયછે અને પાપનો ક્ષય થયે તેનો ક્ષય થાય છે. સુકૃત સર્વદા સુખ પ્રાપ્તિજ કરાવેછે તો તેને વિષે કોણ દ્રઢ પરિણામી ન થાય?'

એમ રાજા બોલે છે તેવામાં તેના ઉપર પ્રથમ વસ્ત્રની વૃષ્ટિ, પછી પુષ્પની વૃષ્ટિ અને પછી સુવર્ણની વૃષ્ટિ થઇ. દુંદભિનો શબ્દ થયો અને 'અહોસત્વ મહોસત્વમ્' એવી આ-

કાશ વાણી થઈ. જેમ વીતરાગને દાન દેવાથી પંચ દિવ્ય પ્રકટ થાય તેમ ધર્મના પ્રભાવથી એ પ્રમાણે પંચ દિવ્ય પ્રગટ થયા. ધર્મનો મહીમા અવર્ણનીય છે.

તે ક્ષણે રાજા સર્વાંગે સ્વસ્થ થયો અને જેમ શુભોદયે શુભ યોગ થાય તેમ આપ્ત જનોએ સ્ત્રી પુત્રાદિકને શાતા થયાની વધામણી દીધી. એટલામાં અત્યંત તેજવંત કોઈ દેવ પ્રગટ થઇ બોલ્યો 'હે નૃદેવ! તું ચિરંજીવ! વિશ્વને વિષે તારા સમાન પુરૂષ કોઈ નથી. સાત્વિક પુરૂષોને વિષે તું શિરોમણિ થયો. ધન્ય પુરૂષોએ પણ તું ધન્યવાદ આપવા યોગ્ય છે; પ્રશંસનીય પુરૂષોને પણ તું પ્રશંસા કરવા યોગ્ય છે, અને માન્ય પુરૂષોને પણ તું માન્ય છે. રાજન્! મહાવિદેહ ક્ષેત્રને વિષે અરિહંત મહારાજાએ જ્ઞાને કરી આ ક્ષેત્રમાં ધર્મને વિષે તને દ્રઢ જાણી ઇંદ્રે મુખે તારી પ્રશંસા કરી' તે સમયે ભગવંતના તે વચન ઉપર શ્રદ્ધા નહિ રાખનારો હું અધમ અત્રે તને ક્ષોભ પમાડવા આવ્યો. દેવમાયાએ સુશીલ મુનિજનોને દુ:શીલ આચરણ કરતા દેખાડ્યા તોપણ મનુષ્ય ક્ષેત્રની બહારના સમુદ્રની પેરે તું સ્થિર રહ્યો ત્યારે તત્કાળ મેં સર્પનો ઉપદ્રવ શરૂ કર્યો. એક મુનિના અશુભ આચરણથી બીજાઓને વિષે વિપરીત પરિણામ થાય છે પરંતુ ધન્ય છે તુજને કે ઘણા મુનિઓને દુ:કૃત્ય આચરતા જોઈને પણ તારૂં ચિત્ત ક્ષોભ ન પામ્યું. બીજા મનુષ્યો સ્ત્રી પુત્રને અર્થે અનેક કુકૃત્ય કરે છે પણ તેં તો લેશ માત્ર અતીચાર દોષ ન લગાડયો. વજ્રાગ્નિ સમાન દેવમાયાથી પણ તને ધર્મથી ચલાવવા કોઈ સમર્થ નથી. તું અમર્ષ રહીત છો માટે હે કૃપાવંત આ મારા સર્વે દુ:ચેષ્ટિત ક્ષમા કર અને મને સેવક જાણી કોઈ કાર્યની આજ્ઞા કર કે જે તત્કાળ સંપાદન કરૂં.'

રાજા: 'જેનાથી સર્વ વાંછિતાર્થની સિદ્ધિ થાય તેવું ધર્મરૂપ કલ્પવૃક્ષ મારા હ્રદયરૂપી ગ્રહમાં સ્થિરપણે રહે છે તો તેનાથી બીજી કઈ અધિક વસ્તુ છે કે જેની મને ઇચ્છા હોય? પરંતુ હું

એટલુંજ કહું છું કે તું મીથ્યાત્વનો ત્યાગ કરી સમ્યકત્વ અંગીકાર કર જેથી તારૂં દેવપણું સાર્થક થાય.'

રાજાનું તે વચન અંગીકાર કરી-હર્ષ પૂર્વક સમકિત ગ્રહણ કરી વિજય ભૂપતિની આજ્ઞા લઇ તે દેવ સ્વર્ગમાં ગયો.

એ રીતે સમકિતને વિષે પ્રૌઢ દ્રઢતાને આશ્રયતાને ઘણા કાળ સુધી રાજ્ય લક્ષ્મી ભોગવી. એક દિવસ મનમાં વિચારવા લાગ્યો-પંગુની જેમ મને ધિ:ક્કાર છે કે અદ્યાપિ ચરણ (ચારિત્ર)માં ઉજમાળ થયો નહિ. ચરણવડે મનુષ્ય ઇચ્છિત સ્થાને પહોંચી શકે છે તેમજ ચરણ (ચારિત્ર) વિના મોક્ષ પ્રત્યે પહોંચાતું નથી. જો દર્શન શુદ્ધિ હોય તો ચારિત્રની શુદ્ધિ પણ થાય અને તેથી કોઇ વખત મને પણ સર્વદર્શિપણાનો સંભવ થાય. પછી તે સમકિતના અંગનું આરાધન કરવાથી સમકિતનીજ પુષ્ટિ થાય એમ ધારી દેવ ગુરૂ અને ધર્મના ધ્યાનમાં ઐક્ય થયો. સમકિતને ભૂષણરૂપ તીર્થ સેવા કરવાને અર્થે-રાજયે જયેષ્ટ પુત્રને સ્થાપન કરી-મોક્ષાર્થી મનુષ્યને વાંચ્છિત સિદ્ધિમાં ઉત્કૃષ્ટ સ્થાન, ત્રણ લોકને વિષે અનંત પ્રભાવિ એવા વિમળાચળ તીર્થે ગયો. ત્યાં સર્વાંગે યથાવિધિ તીર્થ સેવા કરવા લાગ્યો. ત્રણ કાળ જિનેશ્વર ભગવંતની અર્ચા તથા જીર્ણોદ્ધાર પ્રમુખ ચૈત્ય ચિંતા વિગેરેથી પોતાનો જન્મ સફળ કરતો હવો.

એક દિવસ સંધ્યા સમયે જિનેશ્વરની મહત્ પૂજા કરીને સ્થિર પ્રણામે રૂડી રીતે સમકિતની ભાવના ભાવવા લાગ્યો-'અહો! વીતરાગે સુખ સાધનને માટે કોઇ અપૂર્વ ધર્મ કહ્યો છે જેના બળથી કષ્ટ વિના પણ મનુષ્ય સંસારનો પાર પામી શકે. પરમાત્મ સ્વરૂપ અરિહંત દેવ, પરમાચારવાન ગુરૂ, અને સર્વથી ઉત્કૃષ્ટ ધર્મ-એ સર્વેથી જૈનમાર્ગની અપૂર્વ સ્થિતિ છે.' એ પ્રમાણે વ્યવહારથી દેવગુરૂ ધર્મનું ચિંતવન કરતો આત્મ સ્વરૂપનું ચિંતવન કરવા લાગ્યો. આ આત્માજ શુદ્ધ દેવછે, પરમ આચારવંત ભાવવાત્મા તેજ ગુરૂ છે, અને આત્માનો શુદ્ધ પરિણામરૂપ ભાવ તેજ ધર્મ છે. ત્રણ તત્વના શુદ્ધ નિર્મળ ધ્યાન-

વડે મોક્ષ પામવાને નિઃશ્રેણી સમાન ક્ષપકશ્રેણી પ્રત્યે આરૂઢ થયો. કહ્યું છે કે જીવની અપાર શક્તિ છે. તે સમયે રાત્રીનો વખત હતો પરંતુ તે રાજાને અંધકારના સમુહનો નાશ કરનાર જ્ઞાનરૂપી સૂર્યનો ઊદય થયો-અર્થાત્ મહત્ કષ્ટે પ્રાપ્ય જે કેવળજ્ઞાન તે સહજ માત્રમાં પ્રાપ્ત થયું. પછી તે વિજયરાજર્ષિ દેવદત્ત વેષ પુહેરીને પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા. પોતાની ત્રણ પ્રિયા, ત્રણ પુત્ર, જયભૂપતિ, તેની ત્રણ સ્ત્રી, તેના ત્રણ પુત્ર વિગેરે સર્વેને પ્રતિબોધ આપી દિક્ષા અંગીકાર કરાવી. અનુક્રમે લક્ષ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સર્વની સાથે સિદ્ધિ પદ પામ્યા.

વાંચનાર ભાઇઓ અને બ્હેનો! સમકિતની આરાધના વિષયે, સમકિતમાં રાખેલી દ્રઢતા વિષયે, અને સમકિતથી થયેલ ફળ પ્રાપ્તિ વિષયે વિજય અને જય ભૂપતિનું દ્રષ્ટાંત પૂર્ણ થયું. અંગીકાર કરેલ નિયમમાં વિજય ભૂપતિની કેવી દ્રઢતા-સ્ત્રી પુત્રને કષ્ટ અને પ્રાંતે દેહાંત કષ્ટ સહન કરતા પણ તેનું કેવું નિયમમાં અચળપણું-એ સર્વે ધ્યાનમાં લઇ તમે પણ ધર્મને વિષે દ્રઢ થજો-સહજ કારણ મળવાથી વિપર્યાસ પ્રણામ થાય છે તેમ કરતા અટકજો-અને સુખ દુઃખ-સંપત્તિ વિપત્તિ-સંયોગ વિયોગ સર્વે કર્મને આધિન છે એમ જાણી-નિર્ગુણી દેવ ઉપર આસ્થા રાખો છો, નિર્ગુણી દેવની માનતા કરો છો, વિગેરે જે વિપરીત કાર્ય આદરો છો તેથી વિરમજો; અને સમકિત પ્રાપ્ત કરી-વિધિ સહીત તેની યતના કરી આ દ્રષ્ટાંત વાંચવાના યત્નને સાર્થક કરજો.

## હંસરાજ.

આ ભરતક્ષેત્રના કુસાવર્ત્ત નામે દેશને વિષે રાજપુર નામે નગર હતું. જે નગરને વિષે વિવિધમણિ રત્ને ભરિત શ્રેષ્ટિઓના ગ્રહ હતાં અને ઊત્તુંગ તોરણે વિરાજમાન-કૈલા-

સના શિખર જેવા-જિન મંદીરો હતા. તે નગરમાં હંસ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજા જિનધર્મને વિષે રક્ત-નવ તત્વનો વેત્તા-પરમ શ્રાવક હતો. ન્યાયપૂર્વક પોતાની પ્રજાનું પાલન કરતો હતો. વિશેષે કરીને મૃષાવાદનો તેણે ત્યાગજ કર્યો હતો.

એ સમયમાં તે નગરથી કેટલેક દૂર રત્નસંગ નામે એક પર્વત હતો. તેના ઉપર પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ ભગવાનનું ચૈત્ય હતું. ત્યાં ચૈત્રી પુર્ણિમાને દિવસે યાત્રાર્થે ઘણા લોકો એકઠા થતા હતા. એક વખત હંસરાજા પણ મંત્રીવર્ગને રાજ્યભાર સોંપી થોડો પરિવાર સાથે લઈ આદિનાથ ભગવાનની યાત્રાર્થે ચાલ્યો. હર્ષ કલ્લોલથી ઊલ્લસાયમાન થતો અને જિનધર્મને દીપાવતો તે અર્ધ રસ્તે પહોંચ્યો તેવામાં એક દૂતે પાછળથી આવી વિજ્ઞાપના કરી. 'હે પ્રભો તમે યાત્રાર્થે ચાલ્યા પછી દંડી નગરના કર્ણાર્જુન નામે રાજાએ રાજપુર ઉપર હલ્લો કર્યો, યુદ્ધમાં ઘણા સુભટોને મારી ભંડાર, અશ્વ, હસ્તિ, રથ વિગેરે સર્વે વસ્તુએ યુક્ત નગરને હાથ કરી લીધું અને રાજ્યપાટે બેસી પોતાની આણ પ્રવર્ત્તાવી. સુમતિ મંત્રીએ ગુપ્ત રીતે આ વૃત્તાંત આપને જણાવવા મને મોકલ્યો છે. હે નાથ! હવે જેમ ઘટિત લાગે તેમ કરો.' તે સમયે સાથેના સુભટો બોલ્યા 'સ્વામિન્! અહીંથી પાછા ફરો. તમારી સામે લડવાને કોઈ સમર્થ નથી. તેને હરાવી નગરમાંથી કાઢી મુકી પછી યાત્રાર્થે જવું ઊચિત છે.' તે સમયે અકંપિત હૃદયવાળો રાજા બોલ્યો 'ભો સુભટો! પૂર્વ કર્મના યોગથી સંપત્તિ અને વિપત્તિ આવે છે તો એવો કોણ મૂર્ખ હોય કે જિનયાત્રાનો ત્યાગ કરી રાજ્ય અર્થે પાછો વળે. આ જીવે સંસારમાં ભ્રમણ કરતા રાજ્ય ઋદ્ધિ તો ઘણી વાર પામી હશે પરંતુ જિનયાત્રા દુર્લભ છે માટે હું તો યાત્રા કરીનેજ પાછો વળીશ એવો મારો નિશ્ચય છે. રાજ્ય રહો અથવા જાઓ! જેમ ભાવી હશે તેમ બનશે.'

એમ કહી રાજાએ આગળ પ્રયાણ કરવા માંડયું તેવારે કેટ-લાએક સુભટો અને સેવકો પોતાના કુટુંબના દર્શનાર્થે તથા પોતાની સંપત્તિના ભયથી પાછા વળ્યા. તોપણ વિષાદ ન પામતો રાજા હર્ષભેર આગળ ચાલ્યો. પ્રાંતે સર્વ ગયા. ફ-ક્ત એક છત્રધારની સાથે રાજાએ મ્હોટી અટવીમાં પ્રવેશ ક-ર્યો. તે સમયે રાજાએ વિચાર્યું કે આ અટવી મધ્યે ઘણા ભિલ્લાદિ અનાર્ય લોકો વસતા હશે તેઓ વસ્ત્રાભરણ પ્રમુ-ખ જોઇ-લોભાંધ થઈ-મને મારવા આવશે. એમ ધારી સર્વે આભરણ ઉતારી છત્રધારને આપી પોતે એકલોજ આગળ ચાલ્યો.

રસ્તે ચાલતાં એક મૃગ તેની સમીપે નીકળ્યો. તેની પાછળ એક ધનુર્ધર ભિલ્લ આવ્યો. તેણે રાજા પ્રત્યે પુછયું અહીંઆ ઘણા પર્ણ પડયા છે તેથી હું મૃગપદ નથી જોઈ શકતો માટે તું કહે કે મૃગ કઇ દિશાએ ગયું? તે મૃગ મા-રૂં ભક્ષ છે માટે મારી ઉપર કૃપા કરી કહે કે તારી પાસે થઈ એ કઇ દિશા તરફ ગયું. રાજાએ વિચાર્યું કે જો હું સ-ત્ય બોલું તો મૃગનો વધ થાય અને જો અસત્ય બોલું તો વ્રત ભંગ થાય. માટે કોઇ યુક્તિવડે આને સમજાવું. એમ વિચારી બોલ્યો 'ભો પુરૂષ! તું મારી વાર્ત્તા પુછે છે. હું અ-હીં માર્ગથી ભ્રષ્ટ થયેલો આવ્યો છું.'

ભિલ્લ: 'હું તો એમ પુછું છે કે મૃગ કયાં ગયું?'

રાજા: 'શું મારૂં નામ પુછો છો? મારૂં નામ હંસ છે.'

ભિલ્લ: 'ભો પુરૂષ! નામ કોણ પુછે છે? હું તો પુછું છું કે મૃગ કયાં ગયું?'

રાજા: 'શું મારૂં કુળ પુછો છો? હું ક્ષત્રિય કુળનો છું.'

ભિલ્લે જાણ્યું કે આ બધિર છે. તેથી તેની ઉપર ક્રોધા-યમાન થઇ મારી દ્રષ્ટિથી દૂર જા એમ કહી પોતાને સ્થાનકે ગયો. રાજા પણ ધીમે ધીમે આગળ ચાલ્યો. એવામાં સામે કોઈ મુનિને આવતા જોયા. ત્રણ પ્રદક્ષિણા દઇ વંદન પૂર્વક

નમસ્કાર કરી બોલ્યો 'હે પ્રભો! આજ મારો જન્મ સફળ થયો, આજ મારી ક્રિયા સફળ થઇ. આજ મારો પ્રયાસ સફળ થયો જેથી આપના દર્શન થયા'–એ પ્રમાણે સ્તુતિ બહુમાન કરી પોતે આગળ ચાલ્યો અને મુનિ પણ તેને રસ્તે ગયા. એવામાં કોપથી રક્ત નેત્રવાળા બે ભિલ્લ રાજાની સન્મુખ આવી કહેવા લાગ્યા 'ભો પાંથ! આ અટવીને વિષે સૂર નામે પલ્લીપતિ વસે છે તે આજ ચોરી કરવા નિમિત્તે ઘણા ચોરોની સાથે પલ્લીથી નીકળ્યો. તેવામાં પ્રથમજ એક સાધુને જતો જોયો તેથી અમંગળ જાણી પલ્લીપતિ પાછો વળ્યો અને કુપિત થઇ તેને મારવાને અમને મોકલ્યા છે માટે જો તેં એ પાખંડીને જોયો હોય તો અમને કહે.' રાજાએ વિચાર્યું કે જો સત્ય કહીશ તો આ દુષ્ટાત્માઓ મુનિમહારાજાની હત્યા કરશે અને જો અસત્ય કહીશ તો મારા વ્રતનો લોપ થશે માટે આને પણ યુક્તિથી સમજાવું. એમ ધારી તેઓ પ્રત્યે કહ્યું 'તમે શું કહો છો, મેં સાંભળ્યું નથી.'

ભિલ્લ: 'સાધુ તને મળ્યા પછી કઇ દિશા તરફ ગયો તે બતાવ.'

રાજા: 'જે જોવે છે તે કહેતો નથી અને કહે છે તે જોતો નથી. હું શું કરૂં.'

ભિલ્લ: 'અમે તો એમ પુછીએ છીએ કે તે સાધુ કયાં ગયો?'

ફરી પણ રાજાએ એજ પ્રમાણે જવાબ આપ્યો. એમ જેટલી વાર તેઓએ પુછયું તેટલી વાર રાજાએ એમને એમ બોલ્યા કર્યું. એટલે આ ગાંડો છે તેથી જેમ તેમ લવ્યા કરે છે એમ જાણી તેઓ ચાલ્યા ગયા. રાજા પણ હર્ષિત થઇ માર્ગે ચાલ્યો. સંધ્યા સમય થયો ત્યારે એક વૃક્ષ નીચે પર્ણ સંસ્તારક કરી તે ઉપર બેસી પ્રતિક્રમણ કર્યું, અને ત્યાંજ સુઇ રહ્યો. એ વૃક્ષના કોટરમાં કેટલાએક ચોરો બેઠા છે તેઓ પરસ્પર વાત કરે છે કે આજથી ત્રીજે દિવસે અહીં સંઘ આવશે. બહુ દ્રવ્યવાળા તે સંઘને આપણે લુંટશું અને ચિરકા-

ળના દાલિદ્રનો નાશ કરશું.' તે સાંભળી રાજાએ વિચાર કર્યો કે આ ચોરો અહીં રહી નિશ્ચયે સંઘને લુંટશે અને મહા અનર્થ કરશે. સંઘમાં સાધુ સાધવીઓ પણ હશે તેને દુઃખ દેશે. હું એકાકી સંઘની રક્ષા કરી શકીશ: તેવામાં કેટલાએક માણસો હાથમાં દીપિકા લઇને ત્યાં આવ્યા. રાજાને જોઈ તેઓમાંના કોઇએ કહ્યું 'આ ચોર' બીજાએ કીધું "એ ચોર નથી એ તો કોઈ પ્રતાપી પુરૂષ જણાય છે. પછી તેઓએ પુછ્યું તમે ચોરને જોયા? અથવા કોઇ સંઘ લુંટનાર વિષે સાંભળ્યું હોય તો અમને કહો. અહીંથી દશ યોજન દૂર શ્રીપુર નામે નગર છે.. ત્યાંના રિપુમર્દન નામના રાજાએ તે ચોરોને મારી સંઘની રક્ષા કરવાને અમને મોકલ્યા છે. જો તમે જાણતા હો તો અમને કહો જેથી તેઓનો નાશ કરી સંઘને નિર્ભય કરીએ.' રાજાએ વિચાર્યું કે જો સત્ય બોલીશ તો મને નિર્દયતારૂપી મહા પાપ લાગશે, અને જો અસત્ય બોલું તો ચોર લોકો સંઘને લુંટી લેશે. એમ વિચારી તેઓ પ્રત્યે કહ્યું 'મેં ચોરોને જોયા. પણ તમારે હવે અત્રે વિલંબ કરવો ઊચિત નથી. તમે અહીંથી સત્વર જઇને સંઘની રક્ષા કરો. તે ચોરો પણ ત્યાંજ આવશે.'

એમ સાંભળી તે સુભટો સત્વર સંઘની સામે ગયા. પછી તે ચોરો ગુફામાંથી નીકળી હંસરાજાને નમસ્કાર કરી બોલ્યા 'ભો સત્પુરૂષ! અમે ગુફામાં બેઠા હતા એવું આપ જાણતા હતા પરંતુ સુભટોને ન કહ્યું તેથી તમે અમારા પ્રાણદાતા છો. તમે ધન્ય છો, તમે પુન્યશાળી છો જેથી તમારા હૃદયમાં આવી દયા વર્તે છે.' એમ અનેક પ્રકારે રાજાની તેઓએ સ્તુતિ કરી. રાજાએ પણ તેને ચોરી ન કરવાની શિખામણ આપી વિદાય કર્યા.

પ્રભાત સમય થયો ત્યારે હંસરાજાએ ત્યાંથી ઊઠી આગળ પ્રયાણ કરવા માંડ્યું. તેવામાં પાછળ કેટલાક સ્વારો આવીને રાજા પ્રત્યે કહેવા લાગ્યા 'ભો પાંથ! અમારા દંડી

નંગરના રાજાએ રાજપુર નગર ઊપર ચઢાઇ કરી જીતી લીધું તે સમયે તે નગરનો હંસ નામે રાજા ત્યાંથી નાસી ગયોછે. અમારા નૃપતિએ તેને પકડવા માટે અમને મોકલ્યા છે, માટે તમે કોઇ સ્થળે તેને જોયો હોય તો કહો. જેથી અમે તેને પકડીને તેનો વધ કરીએ.'

એ સાંભળી રાજાએ વિચાર કર્યો કે જીવિતવ્યને માટે કોણ મૃષા બોલે? મારા પ્રાણ જાઓ તો ભલે જાઓ પણ હું મૃષા નહીં બોલું. એમ વિચારી તેઓ પ્રત્યે કહ્યું 'રે સુભટો! તે હંસરાજા હું પોતેજ છું માટે તમારી ઇચ્છા હોય તે પ્રમાણે કરો' એમ કહી નવકારમંત્રનું સ્મરણ કરતો ઊભો તેવામાં આકાશને વિષે દુંદુભિ નાદ થયો, તેના ઉપર પુષ્પ વૃષ્ટિ થઇ અને એવી વાણી પ્રગટ થઇ કે 'સત્યવાદી હંસરાજા જય પામો.' તરતજ એક સમ્યગ્દ્રષ્ટિ યક્ષ પ્રગટ થયો અને રાજા પ્રત્યે કહેવા લાગ્યો 'રાજન્! તમારા સત્ય વચનથી હું સંતુષ્ટ થયો છું. તમારા રિપુવર્ગને મેં ત્રાસ પમાડયો છે. જે દિવસે યાત્રા થાય છે તે દિવસ આજનો છે. માટે તમે મારી સાથેના આ વિમાનમાં બેસો અને જિનેશ્વરના દર્શન કરવા ચાલો.' તેના એવા વચનથી રાજા આનંદિત થઇ હર્ષભેર તે વિમાનમાં બેઠો અને તત્કાળ રીષભદેવ ભગવંતના ચૈત્ય પ્રત્યે પહોચ્યા. ત્યાં પ્રથમ ભગવંતના દર્શન કરી, પછી નિર્મળ જળવડે સ્નાન કરી નિર્મળ થઇ સુગંધી જળવડે પ્રભુનું સ્નપન કર્યું. પછી ઘનસારાદી પદાર્થોવડે યક્ષકર્દમ કરી, તથા અનેક પ્રકારના પુષ્પો લઇ જીનેશ્વરની ભાવપૂર્વક પુજા કરી. તદનંતર ગીત, ગાન અને નૃત્યાદિ કરી યાત્રા મહોત્સવનો તે દિવસ નિર્ગમન કર્યો. પછી તે યક્ષ ભૂપતિને વિમાનમાં બેસારી રાજપુર પ્રત્યે લાવ્યો અને તે વૈરી રાજાને બાંધીને તેની પાસે લાવ્યો. ઊત્તમ સ્વભાવવાળા હંસરાજાએ તે યક્ષને કહી તેને બંધનથી મુક્ત કરાવ્યો. પછી તે યક્ષ પોતાના સેવક દેવતાઓને–આ રાજાનું નિરંતર દેવ સંબંધી ભોગ્ય વસ્તુએ પોષણ કરવું અને

એના વિઘ્નનો નાશ કરી એનું રક્ષણ કરવું-એવી આજ્ઞા આપી, હંસરાજાની રજા લઇ પોતાને સ્થાનકે ગયો. તે હંસરાજા પણ ઘણા સુકૃત્ય કરી પુન્ય પ્રાપ્તિ કરી પરભવને વિષે સુખનો ભોક્તા થયો.

આ ટુંકા વૃત્તાંતથી બોધ પ્રાપ્ત કરવાનો એટલોજ છે કે હંસરાજાને સત્યના પ્રભાવથી મનુષ્ય ભવને વિષે જીવ સંબંધી ભોગ પ્રાપ્ત થયા અને પરભવમાં દેવત્વ પ્રાપ્ત થયું માટે અસત્ય બોલવાથી પાપનો બંધ થાય છે, અને સત્યથી નાના પ્રકારના સુખની પ્રાપ્તિ આ ભવમાં અને પરભવમાં થાય છે એમ જાણી જેમ બને તેમ અસત્યનો ત્યાગ કરવો.

---

## લક્ષ્મીપુંજ.

આ ભરતક્ષેત્રને વિષે સર્વ નગરમાં શ્રેષ્ટ હસ્તીનાપુર નામે નગર હતું. એ નગરને વિષે સૌધર્મ નામે એક વણિક રહેતો હતો. પૂર્વ કૃતકર્મના યોગથી એ મહા દરિદ્રી હતો. સર્વથા દ્રવ્યતો તેના ઘરમાં હતુંજ નહિ. કોંઇ વસ્તુ ક્રયવિક્રય કરી દુઃખે પોતાનું ગુજરાન ચલાવતો. તેને ધન્ના નામની ભાર્યા હતી. તે એક દિવસ રાત્રે સુખે નિદ્રા લેતી હતી તેવામાં સ્વપ્નને વિષે હાર અને કુંડલે વિરાજિત-રત્ન સ્વર્ણમય કમળને વિષે બેઠેલી-પદ્મદ્રહ વાસિની-શ્રી દેવીને જોઇ જાગૃત થઇ. આનંદભર ઊઠી તે વૃત્તાંત પોતાના સ્વામીનાથને નિવેદન કર્યો. શેઠ પણ તેની હર્ષકારી વાત સાંભળી ઉલ્લસિત ચિત્તવાળા થઇ બોલ્યા 'પ્રિયે! શ્રીમાન્, ગુણવાન્, દુઃખહર્ત્તા, કીર્ત્તિકર્ત્તા અને જિનેશ્વરના ચરણ કમળને સેવનારો તને પુત્ર થશે. પતિના એવા વચન શ્રવણ કરી 'આપનું વચન પ્રમાણ થાઓ'એમ કહેનારી ધન્નાએ શેષ રજની જિન મહારાજના ગુણનું ધ્યાન કરવામાં ગાળી. તેજ દિવસે ગર્ભાનુભાવથી સૌધર્મ શેઠને કુ-

યવિક્રયમાં ઘણો લાભ મળ્યો. અનુક્રમે ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો; તેથી એક દિવસ સુધર્મ શેઠ મનમાં વિચારવા લાગ્યો કે 'મારા ઘરમાં ઘણુંજ થોડું દ્રવ્ય છે તેથી આ ગર્ભને હું શી રીતે સુખ કર્તા થઇશ? નિર્ધનપણાને લીધે આ બાળકનો જન્મ મહોત્સવ શી રીતે કરી શકીશ?' એમ ચિંતવન કરતો આર્ત્ત ધ્યાનને વિષે લાગેલો તે શેઠ પાદાંગુષ્ટના નખવડે પૃથ્વી ખણે છે. જ્યાં અધોમુખ કરીને દ્રષ્ટિ કરે છે તેટલે મણિકનક ભૃત કળશો જોયા. હર્ષ પામી વિચાર્યું કે આ ગર્ભનો પ્રભાવ છે.

પછી તેમાંથી મણિ અને સુવર્ણ કાઢી-તેને વેચી-સારૂં મ્હોટું ઘર બંધાવ્યું. દાસી દાસ રાખ્યા. તે કળશોમાંથી કુવાના જળની જેમ નિરંતર દ્રવ્ય કાઢતા છતા નવનિધિની જેમ કોઇ દિવસ ક્ષીણ થયા નહિ. પછી ગર્ભાનુભાવથી ધન્નાને જે જે દોહદ ઉત્પન્ન થયા તે સુધર્મ શેઠે પૂર્ણ કર્યા. પૂર્ણ માસ થયા એટલે શુભ દિવસે ધન્ના શેઠાણીની કુક્ષિથી એક પુત્ર રત્ન પ્રસવ્યો. ગીત વાદિત્રો વજડાવી-દીન મનુષ્યોને દાન આપી શેઠે રૂડી રીતે પુત્ર જન્મોત્સવ કર્યો જેથી સર્વે લોકો આશ્ચર્ય પામ્યા. ત્રીજે દિવસે સૂર્યચંદ્રનું દર્શન કરાવ્યું, છઠે દિવસે ધર્મ જાગરણ કર્યું અને અગીઆરમે દિવસે સૂતક કાઢી બારમે દિવસે જ્ઞાતિ અને ગોત્રવર્ગના લોકોને ભલા પકવાન જમાડી પુત્રનું લક્ષ્મીપુંજ એવું નામ* પાડ્યું.!

અનુક્રમે તે બાળ વૃદ્ધિ પામવા લાગ્યો. પરંતુ બાળ અવસ્થામાં રૂદન કરવા વિગેરેની કોઇ પણ ક્રિયાથી કોઇ દિવસ માતાને દુ:ખકારી ન થયો. જ્યારે આઠ વર્ષનો થયો ત્યારે વિદ્યાભ્યાસમા પ્રવેશ કરાવ્યો. પુરૂષની સર્વે કળાનું તેણે અધ્યયન કર્યું. એવો ગુણીયલ થયો કે સર્વે નગર જનોને દ્રષ્ટિ પ્રિય થઇ

---

* આ સર્વે સંસ્કાર વિષે આચાર દિનકર ગ્રંથમાં સારી રીતે વિવેચન કર્યું છે. એમાંના ઘણાનો આજે લોપ થયેલો છે અને ઘણાનો માત્ર ભાસજ રહ્યો છે. મનુષ્યને [૧૬] સંસ્કાર કરવાની આવશ્યકતા તે ગ્રંથમા બતાવી છે. તેથી તેનું જ્ઞાન મેળવી તે પ્રમાણે વર્ત્તવું એ ઉચિત છે.

પડયો. યોગ્ય વય થઇ ત્યારે વ્યવહારીઆઓની આઠ કન્યા સાથે તેના લગ્ન કર્યાં. તેઓની સાથે સપ્તભૂમિ મંડિત પ્રાસાદમાં નિરંતર સુખ વિલાસ ભોગવવા લાગ્યો. જે જે પ્રીતિકર અને જે જે સુખકર વસ્તુઓ તે સર્વે તેણે સ્ત્રીઓની સાથે ભોગવી પરંતુ લોકને વિષે જે દુ:ખકર વસ્તુ તે સ્વપ્ને પણ ન જોઇ. સ્ત્રીઓએ કરેલ અનેક પ્રકારના ગીત ગાનને સાંભળી અનુત્તર સુખ ભોગવનાર તે કેટલો કાળ ગયો તે પણ જાણતો નહિ.

એક દિવસે પોતાના સ્ત્રી સાથે સુતેલો લક્ષ્મીપુંજ પોતાના ચિત્તમાં વિચાર કરવા લાગ્યો કે 'મને શું યોગથી આવી અચિંતિત લક્ષ્મી પ્રાપ્ત થઇ?' એવામાં કોઇ દિવ્યરૂપ ધારી, વસ્ત્ર અને વિભૂષણે વિભૂષિત પુરૂષ પ્રગટ થઇ અંજલિ કરી તેની પ્રત્યે કહેવા લાગ્યો 'હે મહાભાગ! સાંભળ-લક્ષ્મીપુર નામે નગર છે. તે નગરને વિષે ગુણધર નામે શેઠ વસતો હતો. તે ધનાઢ્ય અને સરળ પ્રણામવાળો હતો. એક દિવસ વનખંડને વિષે ગયો ત્યાં શાંતાત્મા કોઇ મુનિને જોયા. તેની સમીપે વિદ્યાધરાદિ ઘણા લોકો બેસી ધર્મ દેશના સાંભળતા હતા. ગુણધર શેઠ પણ ત્રણ પ્રદક્ષિણા દઇ મુનિમહારાજાને નમસ્કાર કરી આગળ બેઠા. તે સમયે મુનિમહારાજ દેશના આપવા લાગ્યા કે 'ભો ભવ્યજનો! જે મનુષ્યો ચોરીથી પરદ્રવ્ય ગ્રહણ કરે છે તે અનંત વાર મરણાદિ દુ:ખ પ્રાપ્ત કરે છે. ચોરી કરવી એ મહા પાપ છે. કારણ કે કોઇપણ માણસનું દ્રવ્ય લીધાથી તેના પ્રાણ જવા જેટલું તેને દુ:ખ લાગે છે. તેવા મનુષ્યોનો જગત્‌માં કોઇ વિશ્વાસ પણ કરતું નથી, એવું અન્યાયે ઉપાર્જિત કરેલું દ્રવ્ય પણ ટકતું નથી, અને ચોરને આ ભવને વિષે છેદન ભેદનાદિ દુ:ખો પ્રાપ્ત થાય છે એટલુંજ નહિ પણ પરભવને વિષે નરક સંબંધી દુ:ખ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે ચોરી ન કરવી અથવા કહ્યા શિવાય પરદ્રવ્ય ન ગ્રહણ કરવું તે ત્રીજું વ્રત ગણાય છે. એ વ્રત પાળવાથી મનુષ્ય જગત્‌માં પ્રમાણિક ગ-

ણાય છે, સર્વ કોઇ તેનો વિશ્વાસ રાખે છે અને આ ભવ તથા પરભવને વિષે સઘળા પ્રકારની સુખ સંપત્તિ પામે છે. માટે ભવ્ય પ્રાણિઓએ કદાપિ ચોરી ન કરવી અર્થાત કોઈ પણ પ્રકારે અદત્ત ન ગ્રહણ કરવું.' એ પ્રમાણે ધર્મદેશના સાંભળી શેઠ પ્રતિબોધ પામ્યા અને અદત્તાદાનનો ત્યાગ કર્યો. ઘરે આવી સુખમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા.

એક દિવસ શ્રેષ્ઠિ ધન વાંછાર્થે મોટો સાર્થ તૈયાર કરી પાંચશે શકટ* ભરી દેશાંતરમાં ચાલ્યા. ઘણે દૂર ફરતાં એક દિવસ સાર્થે કોઈ અટવીમાં પ્રવેશ કર્યો. તે સમયે રજ ઉડવાના ભયથી ગુણધર શેઠ તુરંગારૂઢ થઇ કોઈ કેડી રસ્તે ચાલ્યા. આગળ એકલા ગમન કરતા એક મણિમાળા પડેલી જોઇ. વ્રતભંગના ભયથી જોયા છતાં પણ ગ્રહણ કરી નહિ. રસ્તે સાર્થ ઘણે દૂર પહોંચ્યો હતો; તેથી જલદી તેની સાથે થવાને અશ્વને ઉતાવળે ચાલવા પ્રેરણા કરી. અતિ પ્રેરણા કરવાથી શીઘ્રગતિએ ગમન કરનાર અશ્વ કેટલેક દૂર ગયા પછી અચાનક પડયો. શેઠ નીચે ઉતરી સારવાર કરે છે તેવામાં તત્કાળ તે અશ્વ મૃત્યુ પામ્યો. પાપના ભયથી શેઠ વિચારવા લાગ્યા કે મેં અતિ પ્રેરણા કરી તેથી આ અશ્વનું મૃત્યુ થયું. પછી ઊંચે સ્વરે બોલ્યા કે જો કોઇ અશ્વને સજીવન કરે તો મારૂં સર્વ ધન આપું. પણ તે સમયે અશ્વને જીવાડનાર ત્યાં કોણ હોય. પછી પગે ચાલતા આગળ ચાલ્યા. સાર્થ દૂર ગયો, તૃષા પણ બહુ લાગી, તેથી ઊતાવળે પગલે ચાલવા માંડયું. તોપણ સાર્થ નજરે પડયો નહિ અને તૃષાથી બહુજ વ્યાકુળ થયા. અટવીને વિષે કોઇ સ્થળે જળાશય પણ દેખાતું ન હતું. એવી અવસ્થામાં પરિભ્રમણ કરતા એક વૃક્ષ ઉપર પાણીથી ભરેલી મસક બાંધેલી જોઇ હર્ષ પામી ઊંચે સ્વરે બોલ્યા? 'આ મસક કોની છે?' એ પ્રમાણે ગાઢ સ્વરે બોલ્યા તે વારે વૃક્ષની શાખાએ બાંધેલ પાંજરામાં રહેલ

* ગાડાં.

એક પોપટ મનુષ્ય ભાષાએ બોલ્યો-'ભો સત્પુરૂષ! એક વૈદ્યની એ દૃતિ છે. તે અહીં બાંધી ઔષધિઓ લેવાને દૂર ગયો છે. કોણ જાણે કે તે ક્યારે આવશે! ભો ભદ્ર! જો તૃષાતુર હો તો દૃતિ નીચે ઉતારી તેમાંથી જળપાન કરી પાછી જેમ છે તેમ બાંધી દે. હું કોઇને કહીશ નહિ.' પોપટના એવા વચન બોલવાથી ગુણધર શ્રેષ્ઠિ કાને હાથ દઇ કહેવા લાગ્યા હે શુક ! તારા એવા વચન બંધ રાખ. તૃષાથી મારા પ્રાણ જાય તોપણ અદત્ત નહિ ગ્રહણ કરૂં કારણ કે અદત્ત ગ્રહણ કરવાથી મહા પાપ છે.' એમ બોલે છે ત્યાં પાંજરૂં, શુક કે દૃતિ કાંઈ પણ જણાયું નહિ. પરંતુ કોઇ પુરૂષ પ્રગટ થઇ સાર્થપતિ પ્રત્યે કહેવા લાગ્યો,–ભો સત્પુરૂષ વૈતાઢ્ય પર્વત ઉપર વિપુલા નામે નગરી છે. ત્યાં હું મુરિ નામે વિદ્યાધર રહું છું. મારા પિતાએ પ્રવ્રજ્યા ગ્રહણ કરેલી છે. તે એક દિવસ તમારા નગર પ્રત્યે આવ્યા હતા. ત્યાં હું તેમને વંદન કરવા નિમિત્તે આવ્યો હતો ત્યારે તમે તે મુનિ પાસે અદત્ત ગ્રહણ કરવાનો નિયમ કર્યો હતો. તે સમયે મારા મનમાં સંશય થયો હતો કે 'આ શેઠ લીધેલા વ્રતનું શી રીતે પાલન કરશે. દેશાંતરને વિષે ફરી એ ક્રયવિક્રય કરે છે તેથી તેને અદત્તા દાનનો નિયમ પાળવો એ દુઃકર છે.' એમ આશ્ચર્યપૂર્વક સંશયી થઇ મેં તમારી પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. હમણા પરીક્ષા કરવાનો યોગ જાણી આ સર્વે કાર્ય અદ્રશ્યપણે મેં કર્યા છે. મણિરત્નમાળા મેં તમારા રસ્તામાં નાખી પણ તે જોઇને તમારૂં મન લોભથી વિડંબિત ન થયું ત્યારે તમારા અશ્વને મુર્છિત કર્યો અને તમને તૃષાતુર જાણી પાણી પીવાની પ્રેરણા કરી; પ્રાણ નાશ થાય પરંતુ કોઇના આપ્યા શિવાય તે જળ ગ્રહણ કરવાનું તમે ન કબુલ કર્યું. એવી તમારી ધીરજ જોઇને હું અત્યંત સંતુષ્ટ થયો. હે મહાભાગ! તમે ધન્ય છો જે લીધેલા વ્રતનું આવી રીતે પરિપાલન કરો છો' એમ કહી તે વિદ્યાધરે પોતાના ગુપ્ત રાખેલા સર્વે સેવકોને બોલાવ્યા. તે સેવકો રત્નમાલા વિગેરે બીજું

ઘણું દ્રવ્ય લાવ્યા. તે વિદ્યાધરે સાર્થપતિની આગળ મુકયું. પ-છી તે વિદ્યાધર દ્રવ્ય સહીત ગુણધર શેઠને સાર્થમાં લાવ્યો. તે સમયે શેઠે કહ્યું 'મહાભાગ્! આ દ્રવ્ય શા માટે અહીં લા-વ્યા છો?'

વિદ્યાધરઃ 'સત્પુરૂષ! તે સમયે પિતાએ મને પણ પ્રતિબોધ કર્યો હતો કે પરદ્રવ્ય ગ્રહણનો નિયમ કર. પરંતુ મેં વ્યસનથી ચોરીનો ત્યાગ ન કર્યો. અધુના તમારૂં સ્વરૂપ અને વૃત્તાંત જાણી મેં સ્વયમેવ ચોરીનો ત્યાગ કર્યો. એ હેતુથી તમે મારા ગુરૂ છો. તેથી આ દ્રવ્યવડે તમારી પુજા કરૂં છું. માટે એ તમે ગ્રહણ કરો.'

શેઠઃ 'ભદ્રે! મારે એ દ્રવ્ય જોતું નથી. મારે જેનું હોય તે-ને પાછું આપો.'

વિદ્યાધરઃ 'એ મારૂંજ દ્રવ્ય છે. અન્ય જનનું નથી માટે તમે ગ્રહણ કરો.'

શેઠઃ 'મારો અશ્વ તમે સજીવન કર્યો છે. મેં તે સમયે ઊ-ચ્ચાર કર્યો હતો કે જે મારા અશ્વને જીવાડશે તેને મારૂં સર્વ ધન આપીશ. માટે મારૂં જે દ્રવ્ય છે તે તમે અંગીકાર કરો.

વિદ્યાધરઃ 'સત્પુરૂષ! તમે મારે પૂજ્ય છો. માટે તમારૂં દ્ર-વ્ય હું નહિ લઊં.

એમ કેટલી વાર સુધી સંવાદ થયો. પણ કોઈ તે દ્રવ્ય અં-ગીકાર કરે નહિ. તે વારે વિદ્યાધરે કહ્યું 'શ્રેષ્ટિન્! મારૂં દ્રવ્ય તમે ગ્રહણ કરતા નથી તમારૂં હું ગ્રહણ કરતો નથી ત્યારે આ લક્ષ્મીનો કોણ સ્વામી થશે.' શેઠે કહ્યું 'ભો વિદ્યાધર! એ દ્ર-વ્યનો ધર્મ માર્ગને વિષે વ્યય કરીએ. કારણ કે ધર્મ વિષયે 'દ્ર-વ્યનો વ્યય કરવાથી પરભવે અગણિત દ્રવ્ય પ્રાપ્ત થાય છે, અને પોતાનો જન્મ સફળ થાય છે.' એ વચન અંગીકાર કરી શેઠ તથા વિદ્યાધરે એ દ્રવ્ય સાત ક્ષેત્રને વિષે શુભ ભાવે વા-પર્યું અને બીજા અનેક ધર્મ કાર્યો કર્યા. પછી કેટલોએક કાળ સુખમાં નિર્ગમન કરી ધર્મધ્યાનમાં પોતાનું આયુ સંપૂર્ણ કરી

ગુણધર શેઠ મૃત્ય પામ્યા. તેનો જીવ હે લક્ષ્મીપુંજ! તું થયો. તે વિદ્યાધર પણ પ્રચુર દ્રવ્ય સુપાત્ર દાનમાં આપી શુભ ભાવે મૃત્યુ પામી વ્યંતરાધિપતિ થયો. તે વ્યંતરાધિપતિ હું છું. તારા પુણ્ય પ્રભાવથી પૂર્વભવના સ્નેહને લીધે ગર્ભથી આરંભી અવસરને ઉચિત દ્રવ્ય હુંજ પૂર્ણ કરૂં છું. તું જે મનમાં ચિંતવન કરે છે તે પણ હુંજ પૂર્ણ કરૂં છું.'

એ પ્રમાણે તે વ્યંતરાધિપતિના વચન સાંભળી લક્ષ્મીપુંજને જાતિ સ્મરણ જ્ઞાન થયું. પૂર્વ ભવ જોઇ હર્ષિત થયો. શુદ્ધ વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેથી સર્વ પરિગ્રહનો ત્યાગ કરી દિક્ષા ગ્રહણ કરી. શુભ ભાવે ચારિત્રનું પ્રતિપાલન કરી અચ્યુતકલ્પે દેવ થયો. ત્યાંથી ચવી મનુષ્યભવ પ્રાપ્ત કરી-ચારિત્રનું આરાધન કરી મોક્ષ સુખ પ્રાપ્ત કરશે.

આ નાનું ચરિત્ર એવો બોધ કરે છે કે કોઇની મૂલ્ય રહિત વસ્તુ પણ અદત્ત એટલે આપ્યા શિવાય નગ્રહણ કરવી. દ્રવ્યને માટે પ્રાણિઓ અનેક પ્રકારના કુડકપટ કરે છે, બીજાનું ભૂલી ગયેલું-વિસરી ગયેલું-ઓળવવાનો યત્ન કરે છે તેઓએ આ ઉપરથી સાર ગ્રહણ કરવાનો છે કે એવું અન્યાયથી ઉપાર્જન કરેલ દ્રવ્ય સુમાર્ગે વપરાતું નથી, તેમ થાય તો તેનો જોઇયે તેવો લાભ મળતો નથી અને પરભવને વિષે દુઃખદાતા થાય છે; અને આ પ્રમાણે એ નિયમ પૂર્ણ ભાવે પાળવાથી આ ભવ અને પરભવમાં અનેક પ્રકારની સુખ સંપત્તિ પ્રાપ્ત થાય છે. માટે દરેક ભવ્યજનોએ જેમ બને તેમ અદત્તા દાનનો નિયમ ગ્રહણ કરવાને ઉત્સુક થવું.

## કલાવતી.

આ પૃથ્વીને વિષે રવિ જ્વાળાએ જ્વલિત, મેરૂરૂપી વાટ, અને સમુદ્ર જળરૂપી તેલથી ભૃત મંગળ દિપવત્ જંબુદ્વીપ છે. તેને વિષે વૈતાઢ્ય પર્વતથી બે વિભાગવાળું અને ગંગા સિંધૂના

પ્રવાહથી ષટ્ ખંડે મંડિત ભારત ક્ષેત્ર છે. એમાં દક્ષિણાર્ધ ભરતના મધ્ય ખંડને વિષે મંડનરૂપ, રમ્યગ્રામપુર અને દેશે સંયુક્ત શ્રીમંગલ નામે દેશ હતો. તેને વિષે દક્ષિણાવર્ત્ત શંખ સદૃશ મનોવાંછિત દેનારૂં, લક્ષ્મીએ પરિપૂરિત, અને વિશદ વર્ણે ભૃત્ શંખપુર નામે નગર હતું. જે નગર પ્રાસાદ ધ્વજના મિષથી નિરંતર અંગુલી ઊંચી કરી ઘંટા ઘોષે એ પ્રમાણે નાદ કરતું જે મારી સમાન અન્ય નગર નથી. તે નગરને વિષે શંખ સરખા ઉજ્વળ યશવાળો શંખ નામે રાજા હતો. જે શૂર છતાં પણ સંતાપી ન હતો. સોમ છતાં કલંકિત નહતો. સુપાત્રદાનને વિષે ઉદાર, દ્યુતા દિવ્યસનને વિષે કૃપણ, પરસ્ત્રીથી પરાન્મુખ અને સર્વ શત્રુઓને વિષે સન્મુખ હતો. તેને અંતઃપુર અને પ્રધાનાદિ વર્ગે સંયુક્ત રાજ્યપાળતા કેટલોક કાળ નિર્ગમન થયો.

અન્યદા મ્હેલને વિષે બેઠેલા ભૂપતિ પ્રત્યે પ્રતિહારીએ નિવેદન કર્યું કે ગજ શ્રેષ્ટિનો પુત્ર દત્ત આવે છે. પછી રાજાની આજ્ઞાથી પ્રવેશ કરીઅદ્ભુત ભેટણું મુકીતે રાજાની સમીપે બેઠો. રાજાએ પુછયું 'ભો કુમાર! તું કુશળ છે? ઘણે દિવસે કયાંથી આવ્યો,

દત્ત:'દેવના ચરણ કમળ વિલોકનથી મને કુશળ વર્ત્તે છે. પરંતુ ચિરાગમન કારણ સાંભળો—અમારી વ્યાપારીઓની એવી રીતિ છે કે પરદેશ ફરી તરૂણ અવસ્થામાં દ્રવ્ય ઉપાર્જન કરવું. કારણ કે કહ્યું છે કે ક્ષુધિત થયેલા મનુષ્યથી વ્યાકરણ ખવાતું નથી, તૃષાતુર માણસથી કાવ્યરસનું પાન થતું નથી, છંદ શાસ્ત્રવડે કોઇના કુળનો ઉદ્ધાર થતો નથી માટે દ્રવ્ય ઉપાર્જન કરવું એ વિના સર્વે કળા નિષ્ફળ છે. તે કારણ માટે હે દેવ! અહીંથી હું દેવશાળપુરે ગયો હતો. ત્યાં પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરી ઘણેકાળે હમણાં અત્રે આવ્યો છું.

રાજા:' અતિ દૂર દેવશાળ પુરે જઇ તેં તારૂં કથન સત્ય કરી બતાવ્યું છે. કહ્યું છે કે—

कोतिभार समर्थानां किं दूरं व्यवसायिनां

को विदेशः सुविद्यानां कः परः प्रियवादिनां

સમર્થ પુરૂષને અતિ ભાર શું? વ્યવસાયી પુરૂષને અતિ દૂર શું! સુવિદ્યાવંતને વિદેશ કયો અને પ્રિયવાદિને શત્રુ કોણ? અર્થાત્ સમર્થ પુરૂષને અત્યંત ભારજ નથી, વ્યસાયી પુરૂષોને કાંઇ દૂરજ નથી, સુવિદ્યાવંતને કોઇ પરદેશજ નથી અને પ્રિયવાદિને કોઈ શત્રુજ નથી. પરંતુ હે ઉત્તમ ! ત્યાં તેં જે જે આશ્ચર્ય જોયા હોય તે કહે.'

દત્ત:'રાજન્ સાંભળો એ નગરને વિષે અપ્રતિમ દેવમંદિર છે, સપરીવાર મુનીંદ્રો ત્યાં વસે છે અને શ્રાવકો બુદ્ધિમાન્ છે. સર્વલ આશ્ચર્યમય એ નગરને વિષે વિશેષે મેં જે જોયું તે આપ પ્રફુલ્લ નયનથી જુવો.' એમ કહી યત્નવડે ગોપવી રાખેલી વિચિત્ર વર્ણે યુક્ત ચિત્રપટ્ટિકા કાઢીને નૃપતિ સમીપે મુકી. તેને વિષે અગણ્ય લાવણ્યવડે જેણે દેવાંગનાઓને હસી કાઢી છે એવી કન્યા જોઇ. તેના નેત્ર, તેનું મુખ, હસ્ત, ચરણ, સ્તન વિગેરે સર્વે અવયવો શોભિતા જોઇ—આ કોઇ દેવીની મૂર્તિ છે એમ માની રાજાએ પુછયું 'આ કઇ દેવીની મૂર્તિ છે? કયા ચિતારાએ ચિતરી છે?'.

દત્ત:'હે દેવ ! આ માનુષી છે, પરંતુ તમારા સંગમથી દેવી થશે. એમાં કાંઇ ચિતારાની કૃતિ નથી; ફક્ત જોયા પ્રમાણે આલેખ્યું છે.'

રાજા: 'આના રૂપને વિષે કાંઇ પણ ન્યૂનતા નથી. ચંદ્રમંડલ સદૃશ પૂર્ણ વદન છે, કેશપાસ શોભિતા છે, ચંચળ ભ્રકુટીવાળા નેત્ર છે, જાણે હસતા હોય એવા દાંત છે, ચલાયમાન અંગુલીવાળા હસ્ત કમળ છે, અને પગતો જાણે ચાલતા હોય એમ જણાય છે. એ સર્વ પ્રકારે સુશોભિત છે. ચિત્રસ્થિતા એ સર્વથા મારા મનનું હરણ કરે છે.'

દત્ત: 'હે દેવ! તેની અંગ શોભા કોઇ જૂદા પ્રકારની છે અને તેની લીલા પણ જૂદાજ પ્રકારની છે. આતો સ્મૃતિમાં આવ્યું તેટલુંજ આલેખ્યુ છે.

રાજા: 'હે સૌમ્ય ! એ કોણ છે? તે કહે.'

દત્ત: 'એ મારી બ્હેન છે.'

રાજા: ત્યારે તેં દેવશાળપુરે કેમ જોઇ?

દત્ત:'તત્વ સાંભળો, દ્રવ્યની ઇચ્છાથી વિવિધ દેશો જોતો હું મ્હોટા સાર્થ સંઘાતે પર્યટન કરતો હતો. એક વખત ઘણા દેશોનું ઉલ્લંઘન કરી વિવિધ પ્રકારના કૌતુક જોતો હું નંદિદેશને વિષે આવેલા દેવશાલપુરથી કેટલેક દૂર એક ભયંકર અરણ્યમાં પહોંચ્યો. ત્યાં પ્રૌઢ તુરંગ ઉપર આરૂઢ થઇ સનદ્ધ બદ્ધ સુભટોએ પરિવૃત, ચોર ભિલ્લની શંકાથી આગળ માર્ગ શોધતો હું ચાલતો હતો તેવામાં માર્ગને વિષે સુંદર અંગવાળો, જેની સમીપે મૃત ઘોડો પડયો છે એવો કોઇ પુરૂષ જોયો. મેં તેની સમીપે જઇ, કાંઇ જીવિત છે એમ માની તત્કાળ શીતળ જળ છંટાવ્યું. કાંઇ સંજ્ઞાવાળો જણાયો એટલે થોડા શીતળ જળનું પાન કરાવ્યું. જ્યારે બરાબર શુદ્ધિમાં આવ્યો ત્યારે ક્ષુધાર્ત્ત મનુષ્યના ચિત્તને મોદ કરે એવા મોદક ખવરાવ્યા. પછી મેં પુછયું 'તમે કોણ છો? અહીં આવા વિકટ કષ્ટમાં શીરીતે પડયા?' તેણે કહ્યું 'અવશ્ય ભાવને વિષે અહો! પણ અનવગ્રહ છે. તૃણને જેમ પવનની ગતિને અનુસરવું પડે છે તેમ મનુષ્યની કલ્પનાને વિધિની ઇચ્છાને અનુસરવું પડે છે. હું તો દેવશાળપુરથી અશ્વે અપહરણ કરેલો અત્રે આ સ્થિતિમાં આવ્યો છું પરંતુ હે પરોપકારી! તમે કયાં જાઓ છો? મેં કહ્યું 'હું દેવશાળપુર તરફજ જવાનો છું માટે ચાલો આપણો બંનેનો એકજ માર્ગ છે. તમે અશ્વ રહિત છો માટે મારી સાથે સુખાસનમાં બેસો.

પછી અમે બંને સુખાસનમાં બેસી નાના પ્રકારની વાર્તા કરતા તે વિકટ અરણ્યમાં ચાલ્યા. એમ તે દિવસ તો અમે નિર્ગમન કર્યો. બીજે દિવસે માર્ગે ચાલતા હયના હેષારવે, ગજના ગર્જારવે, અને રથના ચીત્કાર શબ્દે સંયુક્ત મોટી સેનાના સુભટોનો કોલાહલ સંભળાયો. તેથી શંકિત

થઈ અમારા સુભટો સાવધ થતા હતા તેવામાં બ્હીશો નહિ બ્હીશો નહિ એમ કહેતો એક અશ્વાર અમારી સમીપે આવ્યો અને બોલ્યો 'કોઇ અશ્વે અપહરણ કરેલા પુરૂષને તમે જોયો?' એમ બોલતો મારી સાથેના પુરૂષને ઓળખી અત્યંત આનંદ પામ્યો. તરતજ સર્વ સૈન્ય તથા વિજયભૂપતિ ત્યાં આવ્યા અને તે પુરૂષ જે તેનો પુત્ર થતો હતો, તેને જોઇ હર્ષિત થયા. બંદિજનો ઊંચે સ્વરે બોલવા લાગ્યા કે 'વિજય ભૂપતિનો પુત્ર જયસેન કુમાર જયપામો.' તરતજ કુમારે સુખાસનથી ઉતરી પગે ચાલી પિતાને નમસ્કાર કર્યો અને પિતાના પુછવાથી પોતાનો વૃત્તાંત જણાવવા લાગ્યો– 'હે તાત! કુશિક્ષિત હયે મને આ વિકટ અરણ્યમાં પ્રવેશ કરાવ્યો. પછી મેં ઉદ્વેગ પામી લગામ છોડી દીધી એટલે તરત તે અટકયો. અકાર્યકારી પણાથી જાણે લજ્જા પામતો હોય તેમ તત્કાળ પ્રાણ વિમુક્ત થયો. તે સમયે મને પણ અતુચ્છ મુર્છા પ્રાપ્ત થઈ. ક્ષુધા અને તૃષાએ પીડિત ત્યાંજ પડયો હતો ત્યાં આ ધર્મ બંધુએ આવી મને જીવાડયો' એમ કહી મને દેખાડયો. તે સમયે રાજાએ મને આલિંગન કરી પોતાના જયેષ્ટ પુત્રવત્ માન્યો. સાર્થની રક્ષા કરવા સુભટોને મુકી મને પ્રથમ દેવશાલપુરે લઇ ગયા. ત્યાં હું ઘણા દિવસ રહ્યો તે સમયમાં રાજપુરૂષોએ મારૂં મન એટલું હરણ કરી લીધું કે મને માતાપિતા અને સ્વદેશ યાદજ ન આવ્યાં. કહ્યું છે કે મહિતલને વિષે એવા વિરલ મનુષ્યો મળે છે કે જેઓ હૃદયમાં જાણે ટાંકણાથી કોતરાઈ ગયા હોય તેમ ક્ષણમાત્ર વિસ્મૃત થતા નથી. તે રાજાને શ્રીદેવી નામે રાણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલી જયસેન કુમારની અનુજા–શુભ લક્ષણે સંયુક્ત–એક પુત્રી છે. રૂપે તિલોત્તમા સદૃશ–નયન મનોહારિણી–તે કન્યા કલા કલાપે સંયુક્ત હોવાથી નામ અને ગુણે કલાવતી છે. તેને યોગ્ય પતિ શોધ કરતા પણ ન મળવાથી રાજા રાણી ચિંતાતુર હતા. કહ્યું છે કે—

या मातु र्जनयंति दीन मुखतां प्राप्ताश्च सद्यौवनं,
चिंताब्धिं किल वर्द्धयंति विपुलं यांत्यःपरेषां गृहे;
कांतेनापि विवर्जिता अपसुताः पित्रोर्भृशं दुःखदाः,
पुत्रीणां नयनांबुजन्मसमये मात्रा ततो दीयते.

પુત્રીઓ માતાને દીનમુખવાળી કરે છે, યાવનને વિષે પ્રાપ્ત થયેલી ચિંતા સમુદ્રનેવધારે છે; પરઘરે જાય છે, અને પતિએ વર્જિત અથવા વંધ્યા હોય તો માતાપિતાને દુઃખદાતા થાય છે તેટલા માટેજ પુત્રીના જન્મ સમયે માતા અશ્રુ પાડે છે.

એક દિવસ તેઓએ મને કહ્યું 'રે દત્ત! આ તારી બ્હેનને વર તું શોધી આપ. કારણ કે તું ઘણા દેશને વિષે પ્રવાસ કરનાર છો અને बहुरत्नावसुंधरा એ વાંક્ય પ્રમાણે જગતમાં ઘણા એવા ઊત્તમ પુરૂષો હશે, માટે એઆમારૂં કાર્ય તુંજ કર.' મેં તેમનું વચન અંગીકાર કર્યું. અને આ પ્રતિછંદ મેંજ કરી લીધો. પછી તેમની પાસેથી રજા લઇ ત્યાંથી પ્રયાણ કરી કાલે અત્રે આવ્યો છું. મેં વિચાર કર્યો કે આ કન્યા દેવને યોગ્ય છે. અથવા પોતાના સ્વામીને મુકી રત્ન બીજાને કોણ અર્પણ કરે? એમ ધારી અત્રે આવી આ પ્રતિછંદ આપની સમીપે મુકયો છે, હવે જેમ આપને યોગ્ય લાગે તેમ કરો.'

એમ કહી દત્ત અટકયો. તે સમયે રાજાને કામકિરાતના બાણથી વિહ્વલ અને ચિત્રના રૂપને વિષે રક્ત જોઇ ધીશ્વન નામે મંત્રી બાલ્યો—

एषात्यक्त कलंक चंद्रं वदना विस्मेर पद्मेक्षणा,
रक्ताशोक सुपल्लवारुणकरा लावण्यनीरापगा;
देवं देव कुमार सार महसं मुक्त्वाच कस्योचिता,
हंसी हंसवरं विहाय कलयेदंकंच काकस्य किं.

આ સ્ત્રી કલંક રહિત ચંદ્ર જેવા વદનવાળી છે, વિકસ્વ-

ર થયેલા કમલ જેવા નેત્રવાળી છે, રક્ત અશોકના પલ્લવ સમાન રાતા હસ્તવાળી છે અને લાવણ્ય જળની નદિ રૂપ છે. તે દેવકુમાર સરખા તેજવંત દેવને મુકી અન્ય કોને ઊચિત હોય! શું હંસી ઊત્તમ હંસને છોડી કાગડાના અંકને શોભાવે? પછી મતિસાગર નામે મંત્રી બોલ્યો-'રે દત્ત! તું અમારાથી પણ અધિક થયો; કારણ કે અમે તો અહીં રહી સ્વામીનું કાર્ય કરીએ છીએ પરંતુ તેં તો પરસ્થાને જઈ સ્વામી કાર્ય કર્યું.

સુબુદ્ધિ નામે મંત્રી બોલ્યો—'જે અન્યર્થિનો નાશ કરી પોતાનો અર્થ સાધે તે અધમ કહેવાય, પોતાનો અને પરનો એમ બંનેનો અર્થ સાધે તે મધ્યમ કહેવાય, પરંતુ જેઓ પરાર્થ કરવાને વિષેજ તત્પર હોય તે તો ઉત્તમ પુરૂષ ગણાયછે.'

તે વારે સુમતિ મંત્રી બોલ્યો—જે પરાર્થ કરવાનો પ્રારંભ કરે છે તે ધન્ય છે પરંતુ જેઓ પ્રારંભ કરી તેનો નિર્વાહ કરે છે તે વિશેષ પ્રકારે ધન્ય છે. કારણ કે કહ્યું છે કે—

प्रारभ्यतेन खलु विघ्न भयेन नीचैः
प्रारब्ध विघ्न विहता विरमंति मध्याः
विघ्नैः पुनः पुनरापि प्राति हन्यमानाः
प्रारब्ध मुत्तमजनान परित्यजंति

નીચ પુરૂષો વિઘ્નના ભયથી કોઇ પણ કાર્યનો પ્રારંભ કરતા નથી, મધ્યમ પુરૂષો પ્રારંભ કરેલા કાર્યને વિઘ્ન આવ્યાથી છોડી દે છે, પરંતુ ઊત્તમ પુરૂષો વારંવાર વિઘ્નથી હણાયા છતાં પણ પ્રારંભ કરેલા કાર્યનો ત્યાગ કરતા નથી.

એ પ્રમાણે તે મંત્રીશ્વરોનો વાર્ત્તાલાપ સાંભળી દત્ત હસીને બોલ્યો—

'ચોરના પગલા દેખાડે તે પ્રાહુરિક' એ કહેવત તમે સત્ય કરો છો.' એ પ્રમાણે સભ્ય પુરૂષોને અમૃત સમાન મિષ્ટ ગોષ્ટિ કરતા મધ્યાન્હ થયો. તે સમયે કાળ નિવેદિ પુરૂષ બોલ્યો—

आक्रामत्युल्लसत्तेजाः सूरोयंजनमस्तके,
तिव्र तेजस्विनां लोके किमसाध्यं भवत्यहो.
सुवर्णाढ्याचशृंगारो ल्लासिनी कमलेक्षणा,
सानंदादयिता लक्ष्मी लभ्यते देव पूजया.

ઊલ્લસાયમાન તેજવાળો આ સૂર્ય મનુષ્યના મસ્તક ઉ-પર આક્રમણ કરે છે. તિવ્ર તેજસ્વીને લોકને વિષે શું અ-સાધ્ય હોય? અર્થાત તેવાને કાંઇ અસાધ્ય નથી. સુવર્ણ સં-યુક્ત-શૃંગારથી ઊલ્લસાયમાન થતી-કમલેક્ષણા-આનંદ પ્રા-પ્ત કરાવનારી-દયિતા-લક્ષ્મી-દેવ પૂજાથી પમાય છે.

તે સાંભળી ભૂપતિ સભા વિસર્જન કરી-સ્નાન કરી-જિન પૂજાને વિષે તત્પર થયો. પછી ભોજન કરી શય્યાને વિષે આલોટતો પ્રિયાની પ્રાપ્તિનો વિચાર કરવા લાગ્યો. બે-લ્યો 'હે વિધિ! તને ધન્ય છે કે જેણે દેવાંગનાને પણ રૂપ ઋધિએ પરાભવ કરનારી એ સુલોચના બનાવી; પરંતુ હવે આકાશગતિને વિષે તત્પર થાઊં એવી પાંખો આપ જેથી હમણાંજ તે ચંદ્રવદનાનું મુખાવલોકન કરૂં. એવી કઇ રાત્રી અથવા કયો દિવસ અમૃત સમાન થશે કે જેને વિષે દુર્લભ એવી તે સુનનાને પુણ્યાનુયોગથી હું પ્રાપ્ત કરીશ.' એમ ચિં-તાના સંકલ્પરૂપ કલ્લોલથી વ્યાકુલ થયેલ હૃદયે કેટલોએક કાળ અતિક્રમણ કરી સભા મંડપને વિષે આવ્યો. ત્યાં સે-વાર્થે આવેલા અમાત્યોની વાતથી સંતોષ પામી તે દિવસ તથા રજની નિર્ગમન કરી. બીજે દિવસે પ્રભાતે અમાત્ય અને સામંતોએ પરિવૃત રાજા બેઠો છે તેવામાં કોઇ પુરૂષે દોડતા આવી વિજ્ઞપ્તિ કરી સ્વામિન્ સીમ સામંતોએ નમ્રતાપૂર્વક કહાવ્યું છે કે રથ, અશ્વ, હસ્તિ અને સુભટોથી આકુળ કોઈ મહત્ સૈન્ય આપણા નગર તરફ આવે છે જે-ના કોલાહલથી વનવાસી પશુઓ ત્રાસ પામી ગયા છે.'

તે સાંભળી ક્રોધથી જેના હોઠ પ્રકંપિત છે, ભૃકુટી જેની

ભીષણ છે, અને રણકેલી જેને પ્રિય છે એવો તે રાજા બો-લ્યો. 'ભો ભો સેવકો! ઢક્કા વજડાવો; સામંતો સજ્જ થા-ઓ અને રણને વિષે ખેલવા ચાલો.'રાજાની આજ્ઞા શ્રવણ કરી સર્વે સુભટો વિવિધ પ્રકારના આયુધે સંયુક્ત થઈ ગજ, અશ્વ કે રથ તૈયાર કરવા લાગ્યા, લોકો પણ શંકિત થઇ માં-હોમાંહે પુછવા લાગ્યા અને આખા નગરને વિષે કોલાહલ થઇ રહ્યા. તે સમયે દત્તે રાજા સમીપે આવી વિજ્ઞપ્તિ કરી 'સ્વામિન્ અકાળે આ શું સમારંભ કર્યો છે? હે નૃપરત્ન! જે કન્યારત્ન ચિત્તને વિષે જોવાથી આપના હૃદયમાં નિશ્ચળ છે તે સ્વયંવર વરવાને આવે છે. જે સકલ કલાનો પાર પામ્યો છે, પ્રકૃતિએ જે ઉદાર છે અને જેનું સ્ફાર પરાક્રમ છે તે જયકુમાર સૈન્ય સાથે તેને લઇ અત્રે આવ્યો છે' એ સમાચારથી રાજા અત્યંત આનંદ પામ્યો અને સુવર્ણની રસના તથા દેહાભરણ ભેટ આપી બોલ્યો 'ભો દત્ત! આ દુર્ઘટ કાર્ય તેંજ કર્યું?

દત્ત: 'સ્વામિન્ દૈવે.'

તે સમયે મતિસાગર મંત્રીએ કહ્યું 'રાજન્! દત્ત પ્રૌઢ અનુભાવવાન છે. કાર્ય નિર્માણને વિષ ઉદાર અને વાક્યાડંબરે કૃપણ છે. કહ્યું છે કે જે મેઘ અત્યંત વરસે છે તે મૃદુ અને મધુર ગાજે છે પરંતુ રિકત હોય તે ઘણોજ ગર્જારવ કરે છે. અસાર પદાર્થને વિષે પ્રાયે મહાન્ આડંબર હોય છે કારણ કે જેવો ધ્વનિ કાંસાથી થાય છે તેવો સુવર્ણથી થતો નથી. પોતાના સ્વામી પાસે પ્રિય આલાપ કરનાર સેવક અધમ અને પરોક્ષે રહી સ્વામીના ગુણગ્રાહી હોય છે તે ઉત્તમ સેવક ગણાય છે. દત્ત ગંભીરપણાથી કાંઇ બોલતો નથી પણ મને એમ સંભવ થાય છે કે એણે આપના ગુણની સ્તુતિ કરી એ કન્યાને આપના ઉપર પ્રીતિવાળી કરી અને પછી તેના પિતાએ કુમાર સાથે મોકલેલી તેને લઇને અત્રે આવ્યો. સ્વામીને વિજ્ઞાપના કરવા માટે એ ત્વરિત ગતિથી પૂર્વે આવ્યો હશે.'

એમ કહી આચાર્યે કલાવતી સહિત શંખ રાજાને દિક્ષા આપી અને ગ્રહણ આસેવન પ્રમુખ શિક્ષાનો બોધ આપ્યો. શંખ રાજર્ષિ શ્રુતાભ્યાસ કરતા ગુરૂની સાથે પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા. શમામૃત કુંડને વિષે નિમગ્ન થઈ અનેક પ્રકારના ઉપસર્ગથી પણ ઉદ્વેગ નહિ પામતાં પોતાના આત્માને રાજરાજેશ્વર કરતાં અધિક માનવા લાગ્યા. ચારિત્રનું આરાધન કરવામાં પોતાનું સર્વ સામર્થ્ય વાપરવા લાગ્યા યતનાએ બેસવું, યતનાએ ચાલવું, યતનાએ બોલવું, યતનાએ સુવું વિગેરે સર્વ કાર્ય યતના પુર્વક કરવા લાગ્યા. એમ બહુ કાળ પર્યંત શુદ્ધ ચારિત્ર પાળી પ્રાંતે અનસન કરી-સમાધિમાં મૃત્યુ પામી સૌધર્મ દેવલોકે પાંચ પલ્યોપમના આયુષ્યે દેવપણે ઉત્પન્ન થયા. કલાવતી સાધ્વી પણ તેજ પ્રમાણે ચારિત્રપાળી મૃત્યુ પામી તે દેવની દેવીપણે ઉત્પન્ન થઈ.

વાંચનાર ! કલાવતીના ચમત્કારિ ચરિત્ર ઉપરથી બોધ લેવાનો છે કે-શીલ એ મનુષ્યનું પરમ ભૂષણ છે. શીલથી સર્વ પ્રકારના ઉપસર્ગનો નાશ થાય છે અને શીલથી વાંછિતાર્થની સિદ્ધિ થાય છે-માટે જેમ બને તેમ શીલશાળી થવાને ઉદ્યુક્ત થવું; શંખરાજાનું અને પદ્મરાજાનું દ્રષ્ટાંત લઈ એકદમ ક્રોધને તાબે થઇ સાહસ કરતા ડરવું-બીજા જે જે શિક્ષા વચનો અને શિક્ષા દ્રષ્ટાંતો છે તે વાંચી સાર ગ્રહણ કરવો-અને શંખ રાજા તથા કલાવતી રાણી સર્વ ઋદ્ધિનો ત્યાગ કરી-શુદ્ધ ચારિત્ર ગ્રહણ કરવાને ઉદ્યમવંત થયા એટલુંજ નહિ પણ ગ્રહણ કરી-પુર્ણ ભાવે પાળી-દેવગતિને પામ્યા એમ વિચારી ચારિત્ર ગ્રહણ કરવાને ઉદ્યુક્ત થવું જેથી ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય.

# સુભદ્રા.

પૂર્વે ભારતવર્ષમાં વસંતપુર નામે નગર હતું. એ નગરમાં જિનમત ઉપર દ્રઢ ભક્તિવાન્ જિનદાસ નામે શ્રેષ્ટી વસતો હતો. તેને શીલ ઉપર અત્યંત પ્રીતિને ધારણ કરનાર જિનમતિ નામે વલ્લભા હતી. આ સદ્દ્ગુણી દંપતિને ત્યાં એક પુત્રીનો જન્મ થયો. બાળા જન્મથીજ અદ્ભુત સૌંદર્યવાન હતી તેથી મ્હોટી ઉમરે પ્રધાનગુણોને પ્રાપ્ત કરનારી થશે એવી આશા બંધાતી. માતાપિતાએ પુત્રીનુ સુભદ્રા• એવું નામ આપ્યું. અનુક્રમે બાળા વૃદ્ધિ પામવા લાગી. શિશુવયથીજ માતાપિતાએ પોતાની લાડકીને ઉત્તમ પ્રતિનો વ્યવહારીક બોધ આપ્યો. સુગુરૂ પાસે ભલામણ કરી સારી રીતે ધર્મશાસ્ત્રનું અધ્યયન કરાવ્યું. જ્ઞાનરસમાં પરિપુર્ણ આનંદ પામનારી બાળાના હૃદયમાં વિદ્યાની નિર્મળ જ્યોતિનો પ્રકાશ થયો અને બચપણથીજ શુદ્ધ સમ્યકત્વ ધારી શ્રાવિકા થઈ. યોગ્ય ઊંમરની થઇ ત્યારે નગરમાં તે બાળિકાના રૂપ, ગુણ અને જ્ઞાનની પ્રશંશા થવા લાગી.

એ ઉપરથી અન્યમતાવલંબી અનેક વણિક પુત્રોએ તેના ઉપર મોહ પામી કરપીડન કરવાને પ્રાર્થના કરી. પરંતુ શ્રેષ્ટીએ તેઓને મિથ્યાત્વી ધારી કાગ પક્ષીને પાયસ આપવા જેવું તે કાર્ય જાણી પોતાની શ્રદ્ધાળુ બાળાનો તેઓની સાથે વિવાહ કરવાની ના કહી. અન્યદા બૌદ્ધ ધર્મ વિશારદ બુદ્ધિદાસ નામે વણિક પુત્ર ચંપાનગરીથી વસંતપુરમાં વ્યાપાર નિમિત્તે આવ્યો વાણિજ્યકાર્યે જિનદાસ શેઠને ત્યાં તેનું આગમન થયું. સુભદ્રાને જોઇ મોહ પામી પાણિ ગ્રહણની પ્રાર્થના કરી. તેને પણ શ્રેષ્ટી એ "મારી પુત્રી હું મિથ્યાત્વીને નહીં આપું" એવો પોતાનો દ્રઢ નિયમ સંભળાવ્યો. શેઠનો એવો નિશ્ચય જાણી બુદ્ધિદાસ થોડી મુદતને માટે નિરાશ થયો; પરંતુ કન્યા ઉપર પોતે લુબ્ધ થયો હતો

તેથી કોઈપણ રીતે તેની સાથે વિવાહ કરવાને યત્ન કરવાનો નિર્ધાર કર્યો. પછી જૈનમુનિની સેવા કરી તેણે શ્રાવકાચારનું શિક્ષણ મેળવ્યું જિનમત અંગીકાર કરી કપટ શ્રાવક થયો. શ્રદ્ધા વિના પણ નિત્ય દેવ પુજન સાધુ સેવન અને આવશ્યકાદિ ક્રિયામાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો. સ્વધર્મ અંગીકાર કરવાથી શેઠને પણ તેની સાથે મિત્રાઇ થઈ અને અનુક્રમે મિલાપનો સંબંધ તથા સ્વધર્મી સંબંધથી સુભદ્રાનો તેની સાથે વિવાહ કર્યો.

બુદ્ધિદાસ સુભદ્રાની સાથે વૈષયિક સુખ ભોગવતો કેટલાએક કાળ પર્યંત ત્યાંજ રહ્યો. ત્યાં વ્યાપારમાં પણ પ્રચૂર દ્રવ્ય ઉપાર્જન કર્યું એમ ઘણો કાળ વીત્યા પછી એક દિવસે પોતાના શ્વસૂર પાસે સ્વદેશ ગમનને માટે વિનંતિ કરી.

શેઠ: "વત્સ તારા વિચારને હું અનુમોદન આપું છું, પરંતુ તારા માતા પિતા વૈધર્મિક છે તેથી તેઓ મારી પુત્રી સાથે સ્નેહભાવથી નહીં વર્તે."

જામાતા: "એને હું પૃથક્ ગ્રહે રાખીશ. એ વિષયે આપે કાંઈ પણ ચિંતા ન કરવી. અનુગ્રહ કરી મને ગમન કરવાની આજ્ઞા આપો."

શેઠ: "પંથને વિષે તમને કુશળ થાઓ."

એમ સસરાની આજ્ઞા લઇ સુભદ્રાની સાથે યાનારૂઢ થઈ બુદ્ધિદાસ વસંતપુરથી ચંપાનગરીએ આવ્યો. ત્યાં સુભદ્રાને પિતાના ઘર પાસે પૃથક્ગ્રહને વિષે રાખી. માત પિતાને સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. તેમની આજ્ઞા લઇ પોતે પણ સુભદ્રાની સાથે રહયો. પતિ ઉપર નિર્મળ સ્નેહ ધારણ કરનારી સુભદ્રા પતિને અત્યંત આનંદ પમાડતી. પતિ બહાર ગયા પછી ઘરમાં રહીને નિષ્કપટ વૃત્તિએ અરિહંત ધર્મનું સેવન કરતી. એમ દંપતિનો સર્વ કાળ આનંદ વિલાસમાંજ નિર્ગમન થતો. પુત્ર વધૂના આવા અકથ્ય સુખને નહીં સહન કરતી સાસુ અને નણંદ માત્સર્ય ધારણ કરી તે-

ના છિદ્રો જોવા લાગી. અન્યદા કોઇ મુનિ સુભદ્રાના ઘરને વિષે ભક્ત પાનાર્થે આવ્યા તેને જોઇ માતા અને બેન બુદ્ધિદાસને કહેવા લાગી "ભાઈ તારી સ્ત્રી જૈનમુનિ સાથે સુખ ભોગવે છે."

બુદ્ધિદાસે કહ્યું "એમ ન બોલો; એ તો મહાસતી છે. સુકુળને વિષે તેનો જન્મ છે. જૈનધર્મને વિષે રક્ત છે. કુશીલા નથી. તમે ધર્મમાત્સર્યે કરીને એ પ્રમાણે બોલો છો પરંતુ તે તમને ઘટીત નથી."

ભર્ત્તાનો સ્ત્રી ઉપર આવો દ્રઢ રાગ જોઈ અત્યંત માત્સર્ય ભાવને ધારણ કરતી તે બંને વિશેષતઃ છિદ્રાન્વેષણ કરવા લાગી. અન્યદા કોઈ મુનિ ભિક્ષાર્થે સુભદ્રાને ઘેર પધાર્યા. તેના નેત્રને વિશે પવનના યોગથી તૃણ પડયું હતું, પરંતુ જિનકલ્પી અને શરિર સંસ્કારથી વિમુખ એવા તે મુનિએ તૃણનું અપનય ન કર્યું. ભિક્ષા આપતી સુભદ્રાએ તેના ચક્ષુને વિષે થતી વ્યથા જાણી. દ્રઢ ભક્તિ ભાવથી મુનિની તે વ્યથા ટાળવાનો વિચાર આવ્યો, અને સ્પર્શ ન થાય તેવી રીતે લઘુ લાઘવી કળાથી જીવ્હાગ્રે તૃણનું આકર્ષણ કર્યું. પરંતુ તેમ કરતા તેના કપાળને વિષે સ્થિત કુંકુમ તિલક મુનિના ભાળમાં અંકિત થયું. મુનિ ભિક્ષા લઇ પાછા ફર્યા. તેમને સાસુ અને નણંદે તિલકાંકિત જોયા.

સ્ત્રી ગતિ જો અજ્ઞાન અવસ્થામાં હોય છે તો કેવા કુસંસ્કાર અને નિકૃષ્ટ પ્રવૃત્તિઓમાં પ્રવર્તે છે! પાપની બ્હીક હોતી નથી. ઇર્ષાથી બીજા ઉપર ગમે તેવા અપવાદ મુકે છે. તેમ આ કર્કશાઓનેમિસ જડયું. બુદ્ધિદાસને પ્રત્યક્ષ બતાવી માતાએ કહ્યું "પુત્ર તારી વધુની શીલ જો." બુદ્ધિદાસ પણ અભિજ્ઞાન દર્શનથી ઝાંખો થયો. તેના વચનનું પ્રતિપાદન કર્યું. સ્ત્રી ઉપર અપ્રતીત થઈ, પ્રેમાંકુર નાશ પામ્યો અને તે દિવસથી સુભદ્રાથી વિરક્ત થયો.

સુભદ્રાએ ગતિને નિઃસ્નેહ જાણ્યો, મનમાં અનેક તર્કો

ઉત્પન્ન થયા. ધીમે ધીમે સત્ય વૃત્તાંત જણાયો અને મનમાં અત્યંત ખેદ પામી. પોતાને નિમિત્તે જિનશાસન ઉપર આકસ્મિક અપવાદ પ્રાપ્ત થયાથી અંત:કરણ દુ:ખિત થયું. વિચાર કરી મનનું સમાધાન કર્યું. જીવન ત્યાગે પણ તે માલિન્ય દૂર કરવાનું ધારી "જ્યાંસુધી આ અપવાદ દૂર થશે ત્યાં સુધી કાયોત્સર્ગે નિશ્ચળ રહીશ." એમ મનમાં નક્કી કર્યું. પછી સ્નાન કરી જિનપૂજન કરી મનમાં શાસન દેવીનું સ્મરણ કરી સંધ્યાકાળે ઘરના એકાંત ભાગને વિષે કાયોત્સર્ગે રહી. તેના સમ્યક્ ધ્યાને સંતુષ્ટ થઈને તત્ક્ષણ શાસનસુરી પ્રગટ થઈ અને સ્નેહાર્દ્ર ભાવે તેના પ્રત્યે બોલી. "વત્સ! તારા શીલ પ્રભાવથી-તારા આવ્હાનથી હું અત્રે આવી છું માટે શીઘ્ર બોલ કે તારૂં શું સમીહીત કરૂં?"

સુભદ્રા કાયોત્સર્ગ પારી અત્યંત મુદિત થતી દેવીને નમન કરી બોલી-'મેં કદિપણ મારૂં શીલ દૂષિત કર્યું નથી; પ્રાણાંતે પણ દૂષિત કરૂં નહિ. ઇર્ષાભાવથી સાસુ અને નણંદે મારે માથે કલંક ચડાવ્યું છે એટલુંજ નહિ પણ મુનિને દુષિત ગણે છે; માટે હે ભગવતિ! જિનશાસન ઉપર પ્રાપ્ત થયેલા આ કલંકનું અપનયન કરો."દેવી: "પુત્રિ! તું ખેદ ન કર. તારા કલંકને દૂર કરવા માટે અને જિનશાસનની પ્રભાવનાર્થે પ્રાત:સમયે સર્વ માંગળિક કરીશ. તું નિશ્ચિત થઈને શયન કર."

એમ કહી દેવી અદ્રશ્ય થઈ, સુભદ્રા પણ નિદ્રા લઇ પ્રાત:કાળે જાગૃત થઇ દેવગુરૂનું સ્મરણ પુજન વિગેરે નિત્ય ક્રિયામાં સ્થિત થઈ એવામાં દ્વારપાળે અત્યંત યત્ન કર્યા છતાં પણ આજે પુરપ્રતોલીદ્વાર ઉઘડતા નથી એવી ચર્ચા નગરમાં ચોતરફ ચાલી. લોકો આશ્ચર્ય કરીને ભયભીત થયા. અંદરનો અને બહારનો વ્યવહાર બંધ થયો. દ્વિપદ, ચતુષ્પદ તથા પુરલોકો ક્ષુધા તૃષાથી દુ:ખાર્ત્ત થયા. રાજાને સર્વ વૃત્તાંત જણાવ્યો. તેણે અનેક ઉપાય કરાવ્યા પરંતુ દ્વારોદ્ઘાટન થયું નહીં.

પછી ભૂપતિ 'આ દૈવ કાર્ય હશે' એમ ધારી પોતે પવિત્ર થઈ ઉજ્વળ વસ્ત્ર પહેરી ધુપોત્ક્ષેપન કરી અંજળીબદ્ધ થઈ પ્રાર્થના કરવા લાગ્યો—"હો દેવ દાનવો! જેઓ મારી ઉપર કુપિત થયા હો તેઓ આ પુષ્પ ધુપાદિ બળી લઇને પ્રસન્ન થાઓ." તરતજ આકાશ વાણી થઈ "રાજન! કોઈ મહા સતી કાચા સૂત્રના તંતુએ ચાલણી બાંધી તે વડે કુપ થકી જળ કાઢી દ્વારને ત્રણ અંજળી છાંટશે તેવારે દ્વાર ઉઘડશે."

નગરમાં સ્થળે સ્થળે આ વાત પ્રસરી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શુદ્ર પ્રમુખ જાતિની અનેક નગર નારીઓ કુપકંઠે આવીને એ પ્રમાણે વારી કાઢવાનો યત્ન કરવા લાગી. પરંતુ સૂત્ર તંતુ તુટી ચાલણી કૂપમાં જવાથી વારિ કાઢવાને અશક્ત થતી તેઓને ઉદાસીનતા ધારણ કરી નિરાશ થઈ પોતાને સ્થાનકે જવું પડતું.

મૂર્ખ અને અજ્ઞાન સ્ત્રીઓ સહજ બાબતમાં પણ પરમનુષ્ય સાથે અથવા સાસુ, જેઠાણી, નણંદ વિગેરે ઘરના માણસો સાથે કલેશ કરે છે તો આવો અપવાદ મુકયો હોય ત્યારે તો શું કહેવું! પરંતુ સુભદ્રા તેવી નહતી. તેતો સહનશીળ હતી. આવું કલંક મુકયા છતાં તેણે સાસુ અને નણંદની સામે શબ્દોચ્ચાર પણ કર્યો ન હતો. જયારે અનેક સ્ત્રીઓ જઇને પાછી આવી ત્યારે ગમનેચ્છાને ધારણ કરનારી તે મૃદુભાષીએ સવિનયે પોતાની સાસુ પાસે જઇ કહ્યું—"માતા! તમારી આજ્ઞા હોય તો હું એ પ્રમાણે જળ કાઢી નગર દ્વાર ઉઘાડું"

સાસુ: "જૈનમુનિસેવકે? તારૂં સતીત્વ મેંતો પૂર્વે જાણ્યું છે. સાંપ્રતકાળે સર્વ નગર જનોને જણાવવાનું શું પ્રયોજન છે. જો સર્વ નગર નારીઓ પુરદ્વાર ઉઘાડવાને સમર્થ ન થઈ તો તું કેવી રીતે સમર્થ થઇશ." સુભદ્રા: તમે યુક્ત કહ્યું. પરંતુ હું પંચાચારે સ્વપરીક્ષણ કરીશ આપે નિષેધ ન કરવો.'

એમ કહી નણંદ પ્રમુખે હાંસી કર્યા છતાં પણ સ્નાન કરી, દેવપુજન, ગુરૂ નમન પૂર્વક કુપકંઠે જઈ નમસ્કાર મં-ત્ર ઉચ્ચારણ કરી શાસનસુરીનું સ્મરણ કરી સૂર્યાભિમુખા થ-ઇને બોલી "જો હું જૈન રીતિએ શુદ્ધ શીલાલંકારને ધાર-ણ કરનારી હોઉં તો કુવામાંથી જળ નીકળો."

એમ બોલી સૂત્ર તંતુએ ચાલિની બાંધી કુપને વિશેથી તત્ક્ષણ જળ કાઢ્યું. તેના એવા શીલ મહાત્મ્યને જોઇ લોકો હર્ષાતુર થઈને જય જય શબ્દ કરવા લાગ્યા. ભુપતિએ ત-રતજ પાસે આવી પ્રાંજળિ થઇને કહ્યું "પતિવ્રતે! પુરદ્વાર ઉઘાડો અને સકળ પુરજનના સંકટ નિવારણ કરો."

રાજાના એવા વચન શ્રવણ કરી વિકસિત થયું છે વદન અને નેત્ર જેના એવી તે સુભદ્રા પુરલોકે પરિવૃત્ત બંદીજ-નોના જય જય શબ્દ શ્રવણ કરતી દક્ષિણ દિશાના દ્વાર ત-રફ ચાલી. ત્યાં જઇ પરમેષ્ટિ મંત્રનુ સ્મરણ કરી ત્રણ અં-જળી જળ છાંટ્યું, તે વારે જાંગુલી મંત્રના જાપથી જેમ વિષાર્ત્ત નેત્ર વિસ્ફોટિત થાય તેમ પુરદ્વારના કપાટ તત્કાળ ઉઘડ્યા. વ્યોમ મધ્યે દુંદુભિ શબ્દ થયો, પુરજનોએ હર્ષ ગર્જના કરી, અને દેવતાએ જિનધર્મને આશ્રિત્ય જયજયા-રવ કર્યો. એ પ્રમાણે પશ્ચિમ અને ઉત્તર દિશાના દરવાજા પણ ઉઘાડ્યા. પછી તે મહાસતીએ રાજા પ્રત્યે કહ્યું "મે આ ત્રણ દ્વાર ઉઘાડ્યા; હવે જે અપરાંગના સતીપણાનો ગ-ર્વ ધારણ કરતી હોય તે ચતુર્થ દ્વાર ઉઘાડે." પરંતુ તે દ્વાર કોઇએ પણ ઉઘાડ્યું નહિ. અને અદ્યાપિ પર્યંત તે દ્વાર બં-ધજ છે એમ સંભળાય છે.

સાસુ નણંદ પ્રમુખ દુર્જનોના શ્યામ મુખ થયા, સ્વ સ્રીના શિયળનો આવો ચમત્કાર જોઈ ભર્ત્તારનું મુખ શરદચંદ્રની પ-ઠે દેદીપ્યમાન થયું. પછી પુરજનોએ વારંવાર સ્તવના કરાતી તે સુભદ્રાને નગર પતિએ સદવસ્રાલંકારાદિ દાન પુર્વક મહો-

રસવે સહીત તેના સદન પ્રત્યે પહોંચાડી; ત્યાંથી તે પતિવ્રતાએ પ્રતિબોધિત નૃપાદિ સર્વે નગરજનો જૈનધર્મને અંગીકાર કરી સ્વસ્થાન પ્રત્યે ગયા. કુટુંબી જનોએ પણ પશ્ચાતાપ પૂર્વક તદંતિકે જૈનધર્મસ્વીકાર્યો અને બુદ્ધિદાસ તે દિવસથી સત્ય શ્રાવક થયો. સુભદ્રાની સાથે અપ્રતિમ સ્નેહ ધારણ કરતો સુખ ભોગવતો કાળ નિર્ગમન કરવા લાગ્યો એ પ્રમાણે દંપતિ ચિરકાળ પર્યંત ગ્રહસ્થ ધર્મપાળીને પ્રાંતે સંયમ આરાધી સદ્ગતિના ભાજન થયા.

વાંચનાર બેહેનો અને ભાઇઓ ! તમારા સમજવામાં આવ્યું હશે કે દુષ્ટાએ ઇર્ષાના યોગથી ગમે તેવા અપવાદ મુકયા પરંતુ સુભદ્રા જો દ્રઢ શીળવતી હતી તો અંતે જયપામી તેમજ પોતે અપકારને બદલે ઉપકાર કરી કુટુંબી જનોને જૈનધર્મ પમાડી સુગતિના ભોક્તા કર્યા. આહા ! ઘરમાં એક માણસ સુગુણી આવ્યાથી કેટલો ફાયદો થાય છે તે સુભદ્રાના ચરિત્રથી પ્રત્યક્ષ સમજાય છે. માટે હરેક ભવ્ય સ્ત્રી પુરૂષોએ શીળનું આવું ઉત્કૃષ્ટ મહાત્મ્ય જાણી સત્શીળ પાળવાને આદર કરવો.

## ધનશ્રેષ્ટી.

એક નગરને વિષે શ્રીપતિનામે મ્હોટો ધનવાન શેઠ રહેતો હતો. તેને ધન નામે પુત્ર હતો. તે પુત્રને પિતાએ કોઇ મ્હોટા શેઠની કન્યા પરણાવી હતી. એક દિવસ સર્વ સૂરિગુણે અલંકૃત સોમાચાર્ય નામે મુનિમહારાજા તે નગરને વિષે આવ્યા. ઘણા ભવ્યજનો તેમને વંદન કરવાને ગયા. શ્રીપતિશ્રેષ્ટી પણ આચાર્યને વંદન કરવા ગયા. તે સમયે સૂરીશ્વરે દેશના આપી તેમાં પાંચમા પરિગ્રહ પરિમાણ વ્રતનું સ્વરૂપ વિશેષ પ્રકારે વર્ણવ્યું તે આ પ્રમાણે.

कालुष्यं जनयन् जडस्य रचयन् धर्म्मद्रुमोन्मूलनं

क्लिस्यन्नीति कृपा क्षमा कमलिनी र्लोभांबुद्धि वर्धयन्
मर्यादातट मुद्रुजन् शुभमनो हंस प्रवासं दिशन्
किंनक्लेशकरःपरिग्रह नदीपूरः प्रवृद्धि गतः

ભાવાર્થ—જો કોઇ નદીમાં પુર આવે તો તે પાણીને ઉછાળી નાંખે છે, કાઠા ઉપરના વૃક્ષોનું ઉન્મુલન કરે છે, નદીમાં ઉગેલી કમલિનીને કલેશ પમાડે છે, સમુદ્રમાં વૃદ્ધિ કરે છે, મર્યાદા તટ તોડી નાંખે છે, હંસોને ઉડાડી મુકે છે, તેવીજ રીતે જડ મનુષ્યોના ક્લિષ્ટ અધ્યવસાયને ઉત્મજ, કરતું ધર્મરૂપ વૃક્ષોનું ઉન્મુલન કરતું, નીતિ કૃપા ક્ષમા રૂપ કમલિનીને કલેશ પમાડતું, લોભ સમુદ્રને વૃદ્ધિ પમાડતું, ધર્મની મર્યાદા રૂપ તટનો નાશ કરતું, શુભ મનરૂપી હંસોને ઉડાડતું–પરિગ્રહ રૂપ નદીનુ પૂર આવ્યે છતે શું કલેશકારિ ન થાય? અર્થાત્ તેથી સર્વ પ્રકારના કલેશ પ્રાપ્ત થાય.

कलह कलभ विंध्यः क्रोध गृध्र स्मशानं
व्यसन भुजगरंध्रं द्वेषदस्यु प्रदोषः
सुकृतवन दवाग्नि र्मार्दवां भोद वायु
र्नयनलिनतुषारो ऽत्यर्थ मर्थानुरागः

અત્યંત દ્રવ્ય ઉપર રાગ–કલહ રૂપી કલભને વિંધ્યાચલ સમાન છે, ક્રોધરૂપી ગીધને શ્મશાન સમાન છે, વ્યસન રૂપી સર્પને રાફડા સમાન છે, દ્વેષરૂપી ચોરને સંધ્યા સમય સમાન છે, સુકૃત્યરૂપી વનને દવાગ્નિ સમાન છે, મૃદુપણા રૂપી વરસાદને વાયુ સમાન છે અને ન્યાયરૂપ કમલને હિમ સમાન છે. અર્થાત્ પરિગ્રહની મુર્છા વધવાથી કલેશ, ક્રોધ, વ્યસન, દ્વેષ વિગેરે દોષ વૃદ્ધિ પામે છે અને સુકૃત્ય મૃદુતા અને ન્યાય વિગેરે ગુણો નાશ પામે છે. ધન, ધાન્ય, ક્ષેત્ર, ગૃહ, રૂપ્ય, સુવર્ણ, કુપ્ય, દ્વિપદ અને ચતુષ્પદ એ નવ ભેદ પરિગ્રહના છે. તે નવવિધ પરિગ્રહને દુઃખદાયી જાણી સુશ્રાવકે તેનું પરિમાણ કરવું. જે-

થી ઇચ્છાનો વિરોધ થાય અને લોભની મર્યાદા બંધાય. પરિમાણથી અધિક પ્રાપ્ત થાય તો તે ધર્મકાર્યમાં વાપરવું. કોઇ કહેશે કે એક દરિદ્રી મનુષ્ય અમુક દ્રવ્યને માટે પરિમાણ કરે તો તેથી શું થયું? તેમાં એટલુંજ સમજવાનું છે કે ભાગ્ય દશા કોઇએ જાણેલી નથી. તેજ દરિદ્રી ભાગ્યના યોગથી ધનવાન થાય. તો તે સમયે પરિમિત દ્રવ્ય માત્ર રાખી બીજુ ધર્મકાર્યે ખરચાય. જો પરિગ્રહનું પરિમાણ ન કર્યું હોય તો જેમ જેમ પ્રાપ્તિ થતી જાય તેમ તેમ લોભ વૃદ્ધિ પામે. માટે પરિગ્રહને દુઃખનો હેતુ જાણી સંતોષ ધારણ કરવો. નિર્ધન છતાં પણ સંતોષી મનુષ્ય ઇંદ્ર કરતા અધિક સુખ અનુભવે છે. જિનેશ્વરે વિવેકનેજ સદ્દગુણ શ્રેણીનો હેતુ કહ્યો છે કારણકે વિવેક પ્રાપ્ત થયે સર્વ ગુણ પ્રાપ્ત થાય છે. ભવ્યાત્માને પ્રાપ્ત થયેલ દ્રવ્ય જેમ શોભા આપે છે તેમ વિવેક પ્રગટ થયે સર્વ ગુણો શોભનીક થાય છે. માટે વિવેક પ્રાપ્ત કરી-સંતોષ ધારણ કરી-પરિગ્રહનું પરિમાણ કરવું."

એ પ્રમાણેની દેશના શ્રવણ કરી જેને વિવેક પ્રગટ થયો છે એવા તે શ્રીપતિ શ્રેષ્ઠીએ ગુરૂસમીપે પરિગ્રહ પરિમાણ વ્રત અંગીકાર કર્યું. બીજા પણ શ્રાવકોએ વિવિધ પ્રકારના યથાશક્તિ નિયમો અંગીકાર કર્યા. પછી સર્વે ગુરૂમહારાજાને નમસ્કાર કરી પોતાના નિવાસ પ્રત્યે ગયા. પછી શ્રીપતિ શેઠે પોતે નિયમિત કરેલ દ્રવ્યથી અધિક દ્રવ્યનો સદ્ધર્મ સ્થાનને વિષે વ્યય કરવા માંડયો. અરિહંત મહારાજાનું ચૈત્ય નિર્માપણ કરવાનું મહાફળ જાણી એક મહત્ જિનચૈત્ય બંધાવ્યું. તેને વિષે શુભ મુહુર્ત્તે સત્ પરિકરે શોભિત જિન પ્રતિમાનું સ્થાપન કર્યું. નિરંતર જિનપૂજા કરતા અને ભક્તિપૂર્વક સત્પાત્રને વિષે દાન આપતા તે શેઠ અનુક્રમે આયુષ્ય પુર્ણ થયે કાળ કરી સદ્દગતિને પામ્યા. તે પછી સ્વજનોએ મળી તેની જગ્યાએ તેના પુત્ર ધનને સ્થાપન કર્યો. પરંતુ તે ધન લોભગ્રસ્ત હોવાથી અતિ કૃપણ અને નિર્વિવેકી થઇ આ પ્રમાણે વિચારવા લાગ્યો-

અહો મારા પિતા ગાંડા થઇ ગયા હતા. જેથી તેણે આ ચૈત્ય બંધાવવા વિગેરેમાં દ્રવ્ય ખરચી નાંખ્યું. હું દ્રવ્ય વ્યયના કારણો નિવારી નવું દ્રવ્ય ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરૂં.' એમ વિચારી પોતાના નિવાસગૃહ શિવાયના સર્વે ઘર અને દુકાનો વેચી નાંખી દાસ દાસી પ્રમુખ સેવક વર્ગને વિસર્જન કર્યા, અને ચૈત્ય પુજા પ્રભાવનાદિ સદ્ધર્મ કૃત્યોનો ત્યાગ કરયો. પોતે એક જીર્ણ વસ્ત્ર પ્હેરી, સ્કંધે કોથલો લઇ એકલો તેલ, ગોળ વિગેરે પદાર્થો ક્રય વિક્રય કરવાને ગામે ગામ ભમવા લાગ્યો. ભોજન સમયે તેલ મિશ્રિત જુની કલથી વિગેરે નીરસ આહાર કરવા લાગ્યો. તેને એ પ્રમાણે આચરણ કરતો જોઇ તેની કુલીન અને સુશીલ ભાર્યાએ ઘણી હિત શિક્ષા આપી પરંતુ લોભના વશથી તેણે કાંઇ પણ માન્યું નહિ.

એમ કેટલોએક કાળ નિર્ગમન થયા પછી તેજ આચાર્ય પુનઃ તે નગર પ્રત્યે આવ્યા. ઘણા ભવ્ય જીવો વંદન કરવાને ગયા. તે સમયે ગુરૂ મહારાજાએ દેશના આપી શ્રીપતિ શ્રેષ્ઠીની પ્રવૃત્તિ પુછી. શ્રાવકોએ કહ્યું 'સ્વામિન્ તે શ્રેષ્ટી કાળધર્મ પામ્યા છે. સાંપ્રતકાળે તેનો પુત્ર ધન નામે છે. તે અત્યંત લોભના વશથી નિર્વિવેકી થઈ, જિનપુજાદિ સકલ ધર્મ કૃત્યને ત્યાગ કરી-પશુની જેમ કાળ નિર્ગમન કરે છે.' એ પ્રમાણે વાત કરે છે ત્યાં એક કોથળો સ્કંધે લઇને ઉક્ત સ્વરૂપવાળો તે કોઈ ગ્રામ પ્રત્યે સત્વર જતો દ્રષ્ટિગોચર થયો. તેને જોઈ શ્રાવકોએ કહ્યું 'સ્વામિન્ ! આ શ્રીપતિ શેઠનો પુત્ર જાય! ગુરૂએ તેને તેવી અવસ્થાવાળો જોઇ ઉપકારાર્થે પોતાની પાસેના એક શ્રાવકને મોકલી બોલાવ્યો. પરંતુ તે ત્યાંજ ઉભો રહી બોલ્યો 'હું તો દ્રવ્યાર્થી છું. ગુરૂની સાથે મારે કાંઈ કામ નથી.' એમ સાંભળી લાભ જાણી ગુરૂ પોતે ત્યાં જઈ બોલ્યા. 'હે આર્ય ! તું શ્રીપતિ શેઠનો પુત્ર' તારે આ પ્રમાણે ધર્મ કાર્યથી વિમુખ થવું એ ઘટિત નથી. જો તારાથી બીજું કાંઇ ધર્મ કાર્ય ન બને તો તારા પિતાએ કરાવેલા ચૈત્યને વિષે સ્થિત શ્રી

જીન પ્રતિમાનું વદન કમળ જોઇને પછી ભોજન કરવું એવો નિયમ અંગીકાર કર.'

તે બોલ્યો 'હું મારા કાર્યથી ભ્રષ્ટ થાઉં છું; આજથી તમ કહેલો નિયમ પ્રમાણ–પણ અને જલદી જવા દો.' એમ કહી પોતાના કાર્યમાં પ્રવર્ત્યો. આચાર્ય વિહાર કરી અન્ય સ્થાનકે ગયા.

હવે તે ધનશ્રેષ્ટી કાંઇક શુભોદયના યોગથી હમેશાં પ્રભુનું વદન કમળ જોઇને ભોજન કરે છે. તે જોઈ તેની સ્ત્રીએ વિચાર્યું કે આના આવા નિર્વિવેકી હૃદયને વિષે આ ભાવ ઉત્પન્ન થયો તેથી જણાય છે કે કાંઈ શુભોદય થશે. એક દિવસ ગ્રામાંતરથી મધ્યાન્હે આવેલો ધન ત્વરાવશાત્ દેવદર્શન કરવા ભુલી ગયો અને ભોજનાર્થે બેઠો તેવામાં તેને સ્મૃતિ આવી. તે સમયે તત્કાળ ઉઠી દેવ ગૃહે જઇ જ્યાં દેવદર્શન કરે છે ત્યાં ચૈત્યને વિષે 'માગ ! માગ!' એવો ધ્વનિ પ્રગટ થયો. તે ધ્વનિ કરનાર મનુષ્યને નહિ જોવાથી વિસ્મય પામેલો ધન બોલ્યો– આ કોણ બોલે છે;

દેવે કહ્યું ' હું આ ચૈત્યનો અધિષ્ટાતા અર્હદુપાસક દેવ છું. તારૂં નિયમને વિષે દ્રઢપણું જોઈ પ્રસન્ન થયો છું. માટે તું વાંછિત વર માગ!' તેણે કહ્યું ' સ્ત્રીને પુછીને વર માગીશ. એમ કહી તરત ઘરે આવી સ્ત્રીને સર્વ વૃત્તાંત જણાવ્યો.' તેણીએ વિચાર્યું કે અમારા ઘરને વિષે દ્રવ્યની ન્યૂનતા નથી પરંતુ આ મારા ભર્ત્તાના હૃદયમાં વિવેકની ન્યૂનતા છે. તે જો પ્રાપ્ત થાય તો સર્વ કાર્યની સિદ્ધિ થાય; એમ વિચારી પતિને કહ્યું ' સ્વામિન્ ! તમે તત્કાળ જઇને દેવ પાસે વિવેક માગો.' તે પણ સ્ત્રીના વચનથી ત્યાં જઈ કોથળો પ્રસારી બોલ્યો–'ભો દેવ ! જો તું તુષ્ટમાન થયો છે તો મને વિવેક આપ.'

દેવે તેના દુષ્કર્મનો ક્ષયોપશમ જાણી કહ્યું ' ભો આર્ય, સર્વ જડપણાનું ઉન્મુલન કરનાર વિવેક રત્ન તને આપ્યું. હવે સ્વ ગૃહે જા !' પછી ધન સમ્યગ્ પ્રકારે વિવેક ગ્રહણ કરી ઘરે આ-

વી ભોજન કરવા બેઠો. તે સમયે સ્ત્રીએ તેલમિશ્રિતકલથી પાસે મુકી. તે જોઇ વિવેક પ્રાપ્ત થયેલ ધન બોલ્યો—આપણા ઘરને વિષે આવું તુચ્છ ભોજન કેમ ?

સ્ત્રીએ કહ્યું ' જેવું અન્ન આપ લાવો છો તેવું હું રાંધું છું. એવામાં ઘર તરફ દ્રષ્ટિ કરે છે તો સ્થાને સ્થાને પડેલું, ચોતરફ જંતુજાળે ભરેલું, દરિદ્રીના ઘર જેવું જોયું. ભોજન તથા ઘરનું એવું સ્વરૂપ જોઈ મનમાં ચિંતવવા લાગ્યો ' મને અજ્ઞાનીને ધિઃક્કાર છે. આ પ્રમાણે આચરણ કરવાથી મેં મારા કુળને લજ્જિત કર્યું. ધર્મકાર્ય અણુ ન કર્યાં. આટલા દિવસ મેં વૃથા ગુમાવ્યા. હવે સદ્ વ્યવહારમાં ઉદ્યુક્ત થાઊં તો ઠીક.' એમ વિચારી પૂર્વના ઘર દુકાનો ગ્રહણ કર્યા. સેવક વર્ગને બોલાવી પૂર્વપરે કામ ઉપર સ્થાપિત કર્યાં. પિતાએ કરાવેલા તથા અન્ય જિન ચૈત્યોને વિષે પૂજા, પ્રભાવના અને ઉત્સવ કરવા માંડ્યા. બીજા પણ દાનાદિ કૃત્યો વૃદ્ધિ પામતા પરિણામે પ્રવર્તાવ્યા. ગુરૂ સંયોગે પરિગ્રહ પ્રમાણ કરી અધિક દ્રવ્ય ધર્મસ્થાને વાપરવા માંડ્યું. અનુક્રમે બીજા પણ વ્રતનિયમમાં ઉદ્યુક્ત થયો. પછી સર્વ મહાજન પ્રમુખ લોકોએ માન્ય કરેલ, પ્રવરતર યશ લક્ષ્મી ધારણ કરનાર ધનશ્રેષ્ઠી ચિરકાળ પર્યંત શ્રાદ્ધ ધર્મ પાળી સદ્ ગતિનો ભાજન થયો.

એ પ્રમાણે અન્ય ભવ્ય પ્રાણિઓએ પણ હૃદયને વિષે વિવેક સ્થાપન કરી—પરિગ્રહનું પ્રમાણ કરવામાં ઉદ્યમવંત થવું—લોભનો ત્યાગ કરવો—જેથી ઉભય લોકને વિષે અભીષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય. કહ્યું છે કે—

जहजह अप्पो लोभो जहजह अप्पो परिगहारंभो
तहतह सुहं पवड्ढइ धम्मस्सय होय संसिद्धी

જેમ જેમ અલ્પ લોભ અને જેમ અલ્પ પરિગ્રહારંભ તેમ તેમ સુખ વૃદ્ધિમાન થાય છે અને ધર્મની સિદ્ધિ થાય છે.

# હંસ અને કેશવ.

## ( રાત્રી ભોજન વ્રત સંબંધી દ્રષ્ટાંત )

જંબુદ્વીપના ભરત ક્ષેત્રને વિષે કુંડિન નામે નગર હતું. તે નગરમાં યશોધન નામે વણિક રહેતો હતો તેને રંભા નામે સ્ત્રી હતી. તે સ્ત્રીના ઉદરથી તેને બે પુત્ર થયા. તેના અનુક્રમે હંસ અને કેશવ એ નામ આપ્યાં. બને પુત્રો પોતાની શીશુ અવસ્થા નિર્દોષ આનંદમાં નિર્ગમન કરતા, મનુષ્ય સુખનો અનુભવ કરતા-વૃદ્ધિ પામ્યા. અન્યદા બંને ક્રીડાર્થે વનમાં ગયા. ત્યાં જિતેંદ્રિય ધર્મઘોષ નામે સાધુને જોયા. જોવાથી મનની અંદર બહુ માન સંયુક્ત રાગ ઉત્પન્ન થયો. વંદન કર્યું. મુનિએ 'ધર્મલાભ' એ શબ્દથી સંતોષ પમાડયો. ધર્મ દેશનાને યોગ્ય જાણી ઉપદેશ આપ્યો. તેમાં રાત્રી ભોજન ન કરવા સબંધે વિવેચન કર્યું. તે ઉપરથી બંને વિવેકી બંધુએ રાત્રી ભોજનનો નિયમ ગ્રહણ કર્યો. મુનિ માહારાજને પુનઃ પુનઃ વંદન કરી ઘેર આવ્યા માતા પાસે વૈતાલિકની* યાચના કરી.

માતાએ કહ્યું "હજી તો ત્રણ ઘટિકા દિવસ છે તથાપિ તમે વાળું કરવાનું કેમ કહો છો?"

પુત્રઃ—મુનિ સમીપે અમે રાત્રી ભોજનની પ્રતિજ્ઞા કરી છે માટે અમે રાત્રે ભોજન કરશું નહીં હમણાં જે હોય તે આપો.'

માતાઃ—રાત્રે તમારા પિતાની સાથે ભોજન કરજો. અત્યારે તૈયાર નથી.

યશોધન શ્રેષ્ઠી ઘરે આવ્યા પછી તેઓએ આ વૃત્તાંત જાણ્યો. વિચાર કર્યો કે આ બાળકોને કોઇએ રાત્રી ભોજનનો નિયમ કરાવીને ઠગ્યા છે. હું જીવતો છતાં પુત્રોએ કુળ ધર્મનો ત્યાગ કર્યો. હવે હું શું કરૂં? જો એઓ રાત્રે ભોજન નહિ કરે તો મારો કુળ ધર્મ સર્વથા નાશ પામશે, એમ વિચારી નિશ્ચય કર્યો કે દિવસે એને ભોજન કરાવવું નહિ એટલે ક્ષુધાતુર થ-

---

* વાળું.

વાથી રાત્રે ભોજન કરશે. પોતાનો એ નિશ્ચય સ્ત્રીને સંભળાવી દિવસે અન્ન નિષ્પત્તિ કરવાની મનાઈ કરી. ભર્ત્તાની આજ્ઞા સ્ત્રીએ કબુલ રાખી. પ્રભાતે શેઠ વ્યાપારાર્થે બહાર ગયા. પછી માતાએ પુત્રોને બોલાવી કહ્યું "વત્સ અન્નનિષ્પત્તિ રાત્રેજ થશે માટે તમારે તમારા પિતાની સાથે જમવું. તેજ પુત્રો કુલિન કહેવાય છે કે જેઓ પિતાને માર્ગે ચાલે છે."

પુત્રો:—' માતા ! કુવામાં પડતા પિતાને જોઇને પુત્રોએ કુવામાં પડવું? "

માતા:—" ભાઇ એમ આગ્રહ કરવાથી તમને ભોજન નહિ મળે. " પછી તેઓ પણ કાર્ય નિમિત્તે ગ્રહ થકી નીકળ્યા. રાત્રે પાછા આવ્યા. માતા પિતાએ ભોજન કરવા બોલાવ્યા. 'અમે રાત્રે ભોજન નહિ કરીએ' એજ ઉત્તર વિનય સાથે પુત્રોએ આપ્યો. એ પ્રમાણે નિત્ય ઉદ્વિગ્નચિત્તવાળો શ્રેષ્ઠી ક્રયવિક્રયાર્થે લોભના વશથી જાય છે અને રાત્રે પાછા આવી પુત્રોને ભોજન કરવાનો આગ્રહ કરે છે, પરંતુ ઉત્તરમાં એજ વચનો શ્રવણ કરે છે. એમ પાંચદિન ગયા. છઠે દિવસે પિતાએ તેઓને મિષ્ટ વચને બોલાવ્યા અને કહ્યું ' વત્સો જેમ મને સુખ થાય તેમ તમારે કરવું જોઇએ કારણ કે જેઓ પિતાને સુખ આપે તેજ સુપુત્રો કહેવાય છે. જે હું કહું તે તમારે અંગીકાર કરવું જોઇએ માટે આજે તમારે રાત્રે ભોજન કરવું. તમારા ભોજન કરવા પછી તમારી માતા પણ જમશે. તમારી માતાને પણ આજે છઠો ઉપવાસ છે તેથી તમારી છમાસની નાની બેન સ્તન દુધને ન પામવાથી રૂદન કરે છે માટે તમારે આજે રાત્રે ભોજન કરવું. તમારા ભોજન કરવાથી પિતા માતા ભગિની પ્રમુખ સર્વને સુખ પ્રાપ્તિ થશે. વળી રાત્રીની ચાર ઘડીકાની અંદર ભોજન કરવાથી રાત્રી ભોજનનું દુષણ નથી લાગતું કારણકે પંડિતો ચાર ઘડી રાત્રી સુધી દિવસ કહે છે. હમણાં તો બેજ ઘટિકા વ્યતીત થઇ છે માટે ભોજન કરો. પિતાના એજ વચન સાંભળી ક્ષુધાએ પીડિત હંસે વિગતસત્વ થઇ કેશ-

જ સન્મુખ જોયું. કેશવે જાણ્યું કે તે સત્વથી ચલાયમાન થ-
યો છે તેથી પોતે પિતા પ્રત્યે કહ્યું 'તાત ! જે જન્માંતરને વિ
ષે સુખ જનક છે તે અમે કરશું. માતા પિતા, પુત્ર સ્રીપ્ર-
મુખ સ્વાર્થના સગા છે. કર્મ ભોગવતી વખતે તેઓ કોઈ સ-
હાય કરી શકતા નથી. વળી રાત્રીની ચાર ઘટિકામાં ભોજન
કરવાથી રાત્રી ભોજનનું દુષણ નથી લાગતું એમ કહેવું તે
મિથ્યા છે. તેજ માંતા પિતા પોતાની ખરી ફરજને સમજ્યા
છે કે જેઓ પુત્ર પુત્રીને ધર્મકાર્યને વિષે પ્રવર્તાવે છે. માટે અ-
મારે અર્થે તમારે પુનઃપુન ન કહેવું. અમે રાત્રે ભોજન ન-
હિ કરીએ એ અમારો દ્રઢ નિશ્ચય છે.'

કેશવના એવાં વચન શ્રવણ કરી પિતા કુપિત થયો. અ-
ત્યંત ક્રોધાતુર મુખથી કેશવ પ્રત્યે કહ્યું 'દુષ્ટાત્મા ! કુપુત્ર !
જો તું મારૂં વચન માન્ય નથી કરતો તો મારા ગ્રહમાંથી
બહાર નીકળ-મારા દ્રષ્ટિ માર્ગથી તું દૂર થા.' પિતાના એ-
વાં વચન શુણી જેમ ગિરિકંદરથી સિંહ બહાર નીકળે તેમ
કેશવ ઘરમાંથી સર્વ મમત્વભાવનો ત્યાગ કરી બહાર નીક-
ળ્યો. તેની પુઠે જનાર હંસનો પિતાએ હાથ થાભી રાખ્યો
અને લોભ પમાડી ભોજન કરવા બેસાર્યો.

કેશવ ઘરમાંથી નીકળી ઘણા ગ્રામ નગર અને પુરનું ઉ-
લ્લંઘન કરી સાતમે દિવસે એક મહા અટવીમાં દાખલ થયો
ત્યાં સૂર્ય અસ્ત થયો. સર્વત્ર અંધકાર વ્યાપ્યો. રસ્તો સુઝે-
નહિ. સાત દિવસથી ભોજન કરેલ નહિ એટલે ચાલવાની
પણ શકિત રહી નહિ. તેથી મનમાં પરિતાપ પામતો આગળ
જાય છે તેવામાં એક યક્ષનું વિશાળ ચૈત્ય જોયું પરંતુ કયાં તેનું
ઘર અને કયાં યક્ષનું ચૈત્ય.સમીપે જઇને જુવે છે તો ત્યાં ઘણા યા-
ત્રિક લોકો એકત્ર થયેલા છે. કોઇ યક્ષની પુજા કરે છે, કોઇ નાચે
છે, કોઇ યક્ષની બલિપુજાર્થે શાળ દાળ ક્ષીર વડા પ્રમુખ બનાવે
છે. તોપણ પરિશ્રમથી અશકત થયેલા કેશવે ત્યાંજ રાત્રી નિર્ગમ-
ન કરવા ધાર્યું. જ્યારે યક્ષની પૂજા કરી લોકો પોતાને સ્થાનકે

બેસી ગયા ત્યારે કેશવ વાસાર્થે ચૈત્યમાં દાખલ થયો. યાત્રિકોએ કેશવને આવતો જોયો. હર્ષભેર તેઓ બોલ્યા–' હે પાંથિક! આવો અમારી શાથે ભોજન કરી અમને કૃતાર્થ કરો. આજે અમારા વ્રતનું પારણું છે માટે તમે ભોજન કરો પછી અમે પારણું કરીએ. જેઓ અતિથિને પ્રથમ ભોજન કરાવી પશ્ચાત પારણું કરે છે તે મહુત્ પુન્ય પ્રાપ્ત કરે છે. અમે ભોજનાદિ નિષ્પન્ન કરી, યક્ષની પુજા કરી કોઇ અતિથિને વાસ્તે ચિંતવન કરતા હુતા તેટલામાંજ પૂન્યયોગે અમારી દ્રષ્ટિપથે તમે આવ્યા, માટે તમે ભોજન કરો જેથી અમે પણ પારણું કરીએ.'

એમ સાંભળી કેશવે કહ્યું ' હે યાત્રિકો! રાત્રે પારણું કરવું એવું તમે કયાંથી સાંભળ્યું અને કોણે તમને એવો ઉપદેશ આપ્યો છે? '

યાત્રિક—ભાઇ? આ માણવક નામે યક્ષનું ચૈત્ય છે. એ યક્ષનો જગદાનંદદાયક પ્રભાવ છે. આજે તેની યાત્રાનો દિવસ છે તેથી આજે જે મનુષ્ય તેની યાત્રા પૂજા કરે છે તે મહુત્ ફળ સંપાદન કરે છે. દિવસે ઉપવાસ કરી રાત્રે ચતુર્વિધિ આહાર નિષ્પન્ન કરી કોઈ અતિથિને પારણું કરાવી પછી પારણું કરવું એવો નિયમ ચાલે છે, માટે હે સત્પુરૂષ તમે ભોજન કરો એટલે અમે પણ ભોજન કરીએ.'

કેશવ:–'હું રાત્રીને વિષે ભોજન કરતો નથી. યાત્રિકો? આવો ઉપવાસ કરવાથી એક ગુંજ તૂલ્ય પુન્ય થાય છે અને રાત્રીએ ભોજન કરવાથી પર્વત તૂલ્ય પાપ થાય છે. જેમાં રાત્રે પારણું થાય તે ઉપવાસજ ન કહેવાય. જે કુમતિઓ આવા વિરૂદ્ધ તપ કરી રાત્રે પારણું કરે છે તે પુરૂષો દુર્ગતિને પ્રાપ્ત થાય છે.

યાત્રિક:–'ભોસત્પુરૂષ! આ યક્ષના તપ વિષયે એવોજ વિધિ ચાલે છે માટે અત્રે તમારે શાસ્ત્ર સંબંધી કાંઇ પણ વિચાર ન કરવો.' એમ કહી કેશવને પગે પડી પુનઃપુનઃ

प्रार्थना करवा लाग्या तो पण केशवे तेनुं वचन मान्य न कर्युं. एम वारंवार तेओ विनवे छे अने केशव तेनी अवगणना करे छे तेवामां यक्ष प्रतिमामांथी एक महा भयंकर पुरूष नीकळ्यो. क्रोधातुर वदने बोल्यो 'रे दुरात्मा! मारा धर्मने विषे तुं दुषण काढे छे? मारा भक्त यात्रिकोनुं तुं अपमानं करे छे? पापीष्ट ! तत्काळ तुं भोजन कर नहीं तो खड्गथी तारा मस्तकनुं छेदन करीश. वळी मुद्गर उपाडी कहेवा लाग्यो के जो मारूं वचन अन्यथा करीश तो मुद्गरवडे तारा शरीरना शतखंड करीश.'

एम सांभळी केशवे कह्युं 'हे यक्ष ! तुं शामाटे मने क्षोभ पमाडे छे? मने मरणनो भयज नथी. ज्यां जन्म त्यां मरण थाय छेज तो तेने विषे भीतिशुं ? माटे मरण भये पण हुं मारा व्रतनुं खंडन नहि करूं. जे व्रत में गुरू समीपे अंगीकार कर्युं छे तेनुं संपूर्ण रीते पालन करीश.'

केशवनो एवो उत्तर सांभळी यक्षे पोताना सेवकोने आज्ञा करीके 'सेवको! तत्काळ जइने आ पापीष्टना गुरूने अत्रे लावो के जे एने भोजन करावे' तरतज सेवको जई धर्मघोष नामे ते गुरूने बांधीने लाव्या. केशवे गुरूने विलाप करता जोया. यक्षे गुरू प्रत्ये कह्युं आ तमारा शिष्यने अत्यारे भोजन करावो नहि तो तमारो नाश करीश.

गुरू:-'केशव! देवगुरू कार्ये धर्मी पुरूष गमे ते कृत्य करे छे. माटे तुं पण अत्रे रात्री भोजन कर नहीं तो आ यक्ष मने मारी नांखशे.'

केशवे विचार्युं के वीतराग प्रणित धर्मने माननारा जे गुरूए मने रात्री भोजननो नियम आप्यो छे ते आ न होय.

आ सघळी यक्षनी ईंद्र जाळ छे एम विचार तो केशव उभो छे तेवामां यक्षे मुद्गर उपाडी भयंकर शब्दथी केशवने कह्युं 'मारी आज्ञा मान्य करी शीघ्रमेव भोजन कर नहीं तो मुद्गरवडे तने प्राण वियुक्त करीश.'

એમ સુણી કેશવે કહ્યું 'રે યક્ષ ! રે માયાવિ ! આ મારા ગુરૂ ન હોય. એવા પંચ મહાવ્રત ધારક ગુરૂને વશ કરવાની તારી શક્તિ નથી. એ સત્પુરૂષના દર્શન કરવાને પણ તું લાયક નથી તો બીજી વાર્તા તો શું કરવી.' તે સમયે મુનિ બોલ્યા 'કેશવ ! હું તેજ તારો ગુરૂ છું માટે રાત્રી ભોજન કરીને તું મારૂં રક્ષણ કર.'

એમ મુનિ વિલાપ કરી કેશવને વિનવે છે તેવામાં તે યક્ષે તેની ઉપર પ્રહાર કર્યો જેથી પૃથ્વી ઉપર પડ્યા. કેશવે ગતપ્રાણ ગુરૂને પડતા જોયા તો પણ દ્રઢચિત્ત રાખીને શબ્દોચ્ચાર કર્યા શિવાય ઉભો રહ્યો. એટલે તે યક્ષ તેની પાસે આવી મુદ્દગર ઉપાડી બોલ્યો 'જો તું હમણાં ભોજન કરે તો તત્કાળ તારા ગુરૂને જીવતા કરૂં અને તને ઘણી રીદ્ધિ આપું. મારૂ વચન હવે અન્યથા કરીશ તો આ મુદ્દગરવડે તને પણ યમ ગૃહે પહોંચાડીશ.'

તે સમયે પુણ્યાત્મા કેશવ હસીને બોલ્યો 'ભોયક્ષ ! આ મારા ગુરૂ નથી. જો તારામાં મૃત મનુષ્યને જીવતા કરવાની શક્તિ છ તો તારા સેવકો મૃત્યુ પામે છે તેને શા માટે જીવાડતો નથી? જો રાજ્ય આપવાની તારામાં શક્તિ છે તો તે તારા ભક્તોને શા માટે આપતો નથી? તું એવા એવા ભય વચનો અને પ્રીતિ વચનો બોલી મને ક્ષોભ પમાડવાને શક્તિમાન નથી. ભવીતવ્યતાને યોગે મરણ થવાનું હોય તે અવસ્ય થાય છેજ તો તે વિષે મને ભય છેજ નહિ. માટે તું મમત્વનો ત્યાગ કર.'

કેશવના એવા વચન સાંભળી યક્ષ ક્રોધનો ત્યાગ કરી હર્ષીત થઇ તેને આલીંગન દઇને બોલ્યો 'મહાભાગ ! નિશ્ચય એ તારા ગુરૂ નથી. મૃત મનુષ્યને પ્રાણદાન આપવાની અથવા કોઇને રાજલક્ષ્મી પ્રાપ્ત કરાવવાની મારામાં શક્તિ નથી.' તે સમયે યાત્રિક લોકોએ વિસ્મય પૂર્વક કેશવની સમીપે આવીને કહ્યું 'રે વીર પુરૂષ ! સાત દીવસના ઉપવાસથી તમે

ખિન્ન છો માટે હમણા શયન કરો. પ્રાતઃકાળે જ્યારે તમે ભોજન કરશો ત્યારે અમે પણ જમશું.' એમ કહી એક શય્યા આપી એટલે પરિશ્રમથી શ્રાંત થયેલા કેશવે ત્યાં શયન કર્યું. યાત્રિકો દ્રઢ પ્રતિજ્ઞાવંત જાણીને તેની વિશ્રામણા કરવા લાગ્યા અને તેથી તરતજ કેશવ નિદ્રાવશ થયો. કેટલોએક વખત ગયો તે સમયે યક્ષ પ્રગટ થઈને કેશવ પ્રત્યે બોલ્યો 'હે સત્ પુરૂષ ! રજની સમાપ્ત થઈ. સૂર્યોદય થયો માટે નિદ્રાનો ત્યાગ કર અને સાવધાન થા.' કેશવે પણ ચક્ષુ ઉઘાડી જુવે છે તો સર્વત્ર ઉદ્યોત થઇ રહ્યો છે ને આકાશમાં સૂર્ય પણ પ્રગટ દેખાય છે; તોપણ મનમાં વિચારવા લાગ્યો કે નીરંતર હું બ્રહ્મ મુહૂર્ત્તને વિષે જાગૃત થાઉંછું અને આજે તો હજી પણ મારા નેત્રને વિષે ઘણીજ નિદ્રા વર્તે છે માટે અત્યારે સૂર્યોદય થયાનો સમય થયો નથી. એમ મનમાં શંકા લાવી સંકલ્પ વિકલ્પ કરે છે તેવામાં યક્ષે કહ્યું-કેશવ વિસ્મયતાનો ત્યાગ કર. પ્રભાત કૃત્યો કરી તું પારણું કર.

કેશવઃ-'યક્ષરાજ ! તમે મને ઠગોછો; હજી પણ પ્રચૂર રાત્રી છે. તમારી માયાવડે દિવસ થયો જણાય છે.' એમ કહે છે તેવામાં કેશવના મસ્તક ઉપર આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થઈ. તત્કાળ આકાશવાણી થઇ 'હે ધીર ! હે વીર ! તું સર્વત્ર જય પામ;' એવી વાણીને શ્રવણ કરતો કેશવ ઉભો છે ત્યાં સર્વાંગે વિભુષિત દિવ્ય રૂપ ધારી એક દેવને તેણે જોયો. ચોતરફ આશ્ચર્ય પૂર્વક દ્રષ્ટિ કરે છે તો નથી યક્ષ નથી યક્ષચૈત્ય કે નથી યાત્રિકો; ફક્ત એક દેવ પુરૂષનેજ તેણે જોયો.

તે સમયે તે દેવે કહ્યું 'કેશવ ! પુન્યવંત પુરૂષને વિષે તું એક રત્ન છો, તારા જેવાના જન્મવડે કરીને પૃથ્વી રત્નગર્ભા કહેવાય છે. હે સાત્વિક જન શિખર ! તું મારા વચન સાંભળ-'અન્યદા સુરેંદ્રે દેવ સભાને વિષે હર્ષીત થઇ તારી પ્રશંસા કરી કે-'તારૂણ્ય દેહવંત અને પુણ્યાત્મા એવો યશોધન શ્રેષ્ટીનો પુત્ર કેશવ નામે છે તેને રાત્રી ભોજનના પ્र-

તથી મેરૂ પર્વતની જેમ ચલાવવાને સર્વ સુરો પણ શક્તિવાન નથી. સર્વ દેવોએ ઈંદ્રનું વચન માન્ય કર્યું કે સ્વામી જે કહે છે તે સત્યજ હશે અન્યથા નહિ હોય. મહાભાગ્ય! વન્હિસુર નામે સુધર્મ દેવલોકને વિષે રહેનારો હું દેવ છું. ઈંદ્રનું વચન સાંભળી મેં ચિંતવન કર્યું કે ઇંદ્ર જે કહે છે તે અસત્ય છે. મનુષ્યને વિષે એવી દ્રઢતા હોય નહિ. પછી અત્રે આવીને યક્ષગૃહ યાત્રિક લોકો વિગેરે વિકુર્વીને તારી પરીક્ષા કરી. નાના પ્રકારે કરેલી પરીક્ષાથી પણ તારૂં મન લેશ માત્ર ચલાવવાને હું શક્તિમાન થયો નથી. અગ્નિને વિષે સુવર્ણ જેમ ઘણા તાપને યોગે પણ વધારે શુદ્ધ દેખાય છે તેમ પુનઃ પુનઃ પરીક્ષા કરવાથી તું વધારે નિશ્ચળ દેખાયો. રે સત્પુરૂષ મેં જે તારો અપરાધ કર્યો છે તે કૃપા દ્રષ્ટિએ ક્ષમા કર અને દેવ દર્શન કદિપણ નિષ્કળ ન થાય માટે તું મારી પાસેથી કાંઇક વર માગ.'

કેશવઃ—'હે દેવ! તમારા દર્શનથી મને સર્વ પ્રાપ્ત થયું છે, મારે કોઈ વાતની તંગાશ નથી.'

દેવ—' ભાગ્યશાળી! તું તો નિસ્પૃહી છે, પરંતુ આજથી જે મનુષ્ય રોગી હોય તેને તારા પાદ પ્રક્ષાલન કરી તે જળ વડે સિંચીશ તો તત્કાળ તે મનુષ્ય નિરોગી થશે અને તું આતુર થઈ ચિત્તને વિષે જે ચિંતવન કરીશ તે તત્કાળ થશે.' પુન્યવંત પુરૂષને કાંઇપણ દુષ્કર નથી. દેવે એ પ્રમાણે વર આપી કેશવને કહ્યું 'રે પુન્યવંત! પગે ચાલવાથી તને કલેશ થશે માટે તને કોઈ નગર સમીપે પહોંચાડું' એમ કહી દેવ પોતાને સ્થાનકે ગયો. પ્રાતઃકાળે કેશવ જાગૃત થઈ દ્રષ્ટિ કરે છે તો ગઢ, પોળ, મંદિર મંડિત એક નગર જોયું. પ્રાતઃકૃત્યો કરી કેશવ નગર મધ્યે ચાલ્યો. તેવામાં માર્ગને વિષે ધર્મઘોષ આચાર્યને ધર્મ ઉપદેશ આપતા જોયા. હર્ષ પામી ગુરૂ સમીપે જઇ ત્રિપ્રદક્ષિણા કરી નમસ્કાર પૂર્વક યોગ્ય સ્થાનકે બેઠો. ત્યાં તે સાંકેતપુર નગરનો ધનંજય નામે રાજા ગુરૂ વંદનાર્થે આવ્યો. વંદન નમસ્કાર કરી દેશના સાંભળ-

વાને બેઠો. દેશના સમયે રાજાએ ગુરૂને પુછયું-ભગવન્ ચિરકાળથી વ્રત ગ્રહણ કરવાનો મારો મનોરથ છે. જરા રાક્ષસી પ્રાપ્ત થઇ છે. તેણે મારા દેહને પરાભવ પમાડયો છે પરંતુ અપુત્ર પણાથી રાજય કોને આપવું એ ચિંતામાં અત્યંત દુઃખીપણે રહું છું. સ્વામિન્ ! આજ રજનીમાં હું સુખ શય્યા ઉપર સુતેલો હતો એવામાં કોઇ દિવ્ય પુરૂષે મને કહ્યું 'રાજન્ ચિંતા ન કર' મારૂં વચન સાંભળ પ્રભાતે તારે ગુરૂ વંદનાર્થે જવું. નવ દેશાંતરથી આવેલો કોઈ પુરૂષ ગુરૂ સમીપે બેઠો હોય તેને રાજય આપી દિક્ષા અંગીકાર કરી સુખી થા ' એમ કહી તે પુરૂષ ચાલ્યો ગયો. હું ગત નિદ્રિત થઇ પ્રાતઃકાર્ય કરી અત્રે આવ્યો છું. આપ કૃપા કરી જલદી મને તે પુરૂષની ઓળખાણ પાડો."

ગુરૂ મહારાજે કેશવનો સર્વ રાત્રી ભોજન સંબંધી વૃત્તાંત કહી બતાવ્યો. પ્રાંતે કહ્યું કે-વન્હિદેવે જે પુરૂષની બહુ પ્રકારે પરીક્ષા કરી તે પુરૂષ આ અત્રે બેઠો છે એમ કહી કેશવને બતાવ્યો. રાજાએ આશ્ચર્ય પૂર્વક પુનઃગુરૂને પ્રશ્ન કર્યો 'ભગવાન મને સ્વપ્ન વિષે કોણ કહી ગેયું.'

ગુરૂ—' જે દેવે કેશવની પરીક્ષા કરી તે દેવે તુષ્ટમાન થઇ તને કહ્યું. અને તેણે જે પુરૂષને વિષે તને કહ્યું તે એજ છે.

ગુરૂ મહારાજનાં એવાં વચન શ્રવણ કરી કેશવને હસ્તિસ્કંધે આરોપી રાજા પોતાના નગર વિશે લાવ્યો. શુભ મુહૂર્ત્ત તેજ વખતે જાણી રાજયપાટે કેશવને સ્થાપી ગુરૂ સમીપે તેણે દિક્ષા અંગીકાર કરી. કેશવ પણ તે સમયે ગુરૂ મહારાજને તથા તે રાજર્ષિને વંદન કરીને નગરમાં આવ્યો. જિનપ્રતિમાની મહત્ આડંબરથી પૂજા કરી. વિવિધ પ્રકારના માંગલિક કાર્યો કર્યા. દીન દુસ્થિત પુરૂષોને દાન આપ્યું અને પછી અષ્ટમે દિવસે ત્યાં પારણું કર્યું.

પછી તે કેશવ રાજા નીજ ભુજાબળે અનેક દેશોને સાધી મહાબળવાન રાજા થયો. પોતાની પ્રજાની* જેમ પ્રજાને પા-

---

* સંતતી.

ળતો, કુટુંબ મેળાપ સંબંધી ઉત્કંઠા રાખતો સુખે રાજ્ય કરે છે. અન્યદા ગવાક્ષને વિષે બેસી ચોતરફ જોતાં માર્ગના શ્રમથી શ્રાંત થયેલ પોતાના પિતા યશોધનને જતાં જોયો. તરતજ ગવાક્ષથી ઉતરી નીજ જનકના પાદ ચરણને વિષે પ્રણામ કર્યો. સેવક લોકો રાજાની આવી વિભૂતિ છતાં આ કોણ હશે એમ વિચારવા લાગ્યા તે વખતે રાજાએ યશોધન શ્રેષ્ટીને કહ્યું–તાત્! તમારી આવી અવસ્થા કેમ થઇ? શેઠે પણ પુત્રને રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થયેલ જાણી હર્ષાશ્રુ સાથે પોતાનો વૃત્તાંત નિવેદન કર્યો. કહેવા લાગ્યો.' હે પુત્ર! તું અહુથી નીકળ્યા પછી મેં હંસને ભોજન કરવા બેસાર્યો. અર્ધ રાત્રી થઇ ત્યાં તેને મુર્છા આવી અને જમીન ઉપર પડયો. શું થયું? કેમ મુર્છા આવી? એમ ઘરમાં કોળાહળ થયો. તરતજ તારી જનનીએ દીપક પ્રગટયો. જોયું તો તેનું શરીર વિપાસ્તિ જણાયું. વધારે તપાસ કર્યો તો જે ભોજન તેને અવરાવ્યું હતું તેમાં સર્પની ગરલ પડેલી જણાઈ. પછી નિશ્ચય થયો કે આના યોગથી એને ઝેર ચડયું છે. ધન્ય છે કેશવને કે જેણે પોતાનું વ્રત નિશ્ચળ રાખ્યું એમ બોલતાં મેં અને ઘરના તમામ માણસોએ આક્રંદ કરવા માંડયું. સ્વજન વર્ગ એકઠ થઈ ઉપચાર કરવા લાગ્યા પરંતુ કાંઇ પણ ગુણ ન થયો. પછી કોઈ મંત્રવાદીને બોલાવ્યો તેણે જોઇને કહ્યું કે ગરલના યોગથી એના અંગોપાગ ગળી જશે અને એક માસ પર્યંત તે જીવીતવ્ય ધારણ કરશે. એ પ્રમાણે બન્યાને પચવીશ દિવસ થયા ત્યારે હું તને શોધવાને નીકળ્યો. સર્વ સ્થળે તપાસ કરતાં ભમતાં પુણ્ય યોગે આજેજ અત્રે તારો મેળાપ થયો. આજે એક માસ પુરો થયો તેથી પૃથ્વી મંડળમાંથી તારા ભાઇએ પ્રાણ ત્યાગ કર્યો હશે અથવા કરશે.'

પોતાના પિતા તરફથી ભાઈ સંબંધી એવો વૃતાંત સાંભળી કેશવ ચિંતાતુર થયો. વળી તેના પિતાએ કહ્યું કે અહીંથી આપણું નગર ઘણું દૂર છે એટલે કેશવે મનમાં ચિંતવન કર્યું

કે બંધુ મેળાપ શી રીતે થાય? એવામાં તો સુરસાનિધ્યથી કેશવ પિતા સહીત પોતાના બંધુ હંસ સમીપ પહોંચ્યો. બંધુ શરીર અતિ દુર્ગંધિથી ઉછળતું જોયું. અંગોપાંગ ગળી જવાથી દુખિત થઈ વિલાપ કરતો હતો પણ વાચાનો રોધ થયાથી બોલાતું પણ ન હતું. એ પ્રમાણે જોઇ કેશવ રાજાને પણ અત્યંત દુઃખ થયું. શું કરવું એમ વિચારવા લાગ્યો તેવામાં તો વન્હિસુરે પ્રત્યક્ષ દર્શન દઇ કહ્યું કે રાજન્ વિસ્મિત ન થા. જે મેં તને વર આપ્યું છે તેનું સ્મરણ કર. ' એમ કહી દેવ અદ્રશ્ય થયો. કેશવે હર્ષ પૂર્વક પાદાંગુષ્ટ પ્રક્ષાલન કરી તે જળ હંસના શરીર ઉપર સિંચન કર્યું. કરતાંજ તે રોગ વિમુક્ત થયો. નવિન અંગોપાંગ પ્રગટ થયા; મહા રૂપવાન થયો; સ્વજન વર્ગ અતિહર્ષિત થયો. તેનું એવું મહાત્મ્ય જોઇને નગરવાસી સર્વે રોગીષ્ટ લોકો રાજાના પાદાંગુષ્ટનું જળ લઇ જઇ શરીરે સિંચન કરવા લાગ્યા અને તેથી શરીરે સર્વે નિરોગી થયા. એવો મહિમા દેશે દેશને વિષે વિસ્તાર પામ્યો તેથી લોકો રાજાના પાદાંગુષ્ટ પ્રક્ષાલન કરેલા જલનું સ્વર્ણ કુંભને વિષે નિધાનની જેમ રક્ષણ કરવા લાગ્યા.

ત્યાં કેટલાએક દિવસ રહી રાજા સહ કુટુંબ સાંકેતપુર આવી ચિરકાળ પર્યંત સુખે રાજ પાળતો હવો. દેશ દેશના લોકો રાત્રી ભોજન વ્રતનું આવું મહાત્મ્ય સાંભળી રાત્રી ભોજનનો નિયમ કરવા લાગ્યા. પ્રાંતે તે કેશવ રાજા આ લોકને વિષે રાત્રી ભોજન વ્રત અખંડ પાળવાથી સુખી થઇ પરલોકને વિષે પણ સુગતિગામી થયો.

વાંચનાર સજજનો ! રાત્રી ભોજનના નિયમનું આવું મહાત્મ્ય શાસ્ત્રકારોએ વર્ણવ્યું છે * અને આ દ્રષ્ટાંત તે વિષે આ

* ૧ કેટલાએક દેશમાં લગ્નાદી પ્રસંગે રાત્રી ભોજન કરવાનો મહા પાપકારી ચાલ છે તે દેશના લોકોએ આ વાતથી સમજવું જોઇએ કે રાત્રી ભોજન કરવાથી કેટલું પાપ છે. અને તે પ્રમાણે સમજી પોતાના દેશમાંથી એવા ચાલનું નિર્મૂલન કરવાને સર્વએ તન મન ધનથી યત્ન કરવો જોઇએ.

પણને સંપૂર્ણ ખાત્રી આપે છે. જીનેશ્વર ભગવંતે એ વ્રતને એવુંજ હિતકારી ધારી છઠું વ્રત કહ્યું છે. અન્ય શાસ્ત્રોમાં પણ રાત્રી ભોજન સંબંધી નિષેધ કરેલો છે. વૈદક શાસ્ત્ર પણ તેમાં દોષ બતાવે છે. માટે સર્વે સ્વધર્મી ભાઈઓ અને બ્હેનોએ આ કેશવની જેમ રાત્રી ભોજનનો નિયમ ગ્રહણ કરી દ્રઢ રીતે પાળવા ઉદ્યુક્ત થવું.

---

## વંકચૂલ.

આ ભારતક્ષેત્રને વિષે વિમલ નામે રાજા હતો. એ રાજાને સુમંગલા અને સુનંદા નામે બે રાણીઓ હતી. એ બંને રાણીને એક એક સંતતિ હતી. પહેલીને પુષ્પચૂલ નામે પુત્ર હતો અને બીજીને પુષ્પચૂલા નામે પુત્રી હતી. યૌવન વય થઈ ત્યારે નૃપતિએ પુત્રને એક રાજકન્યા પરણાવી અને પુત્રીને કોઇ રાજપુત્ર પ્રત્યે આપી. દુષ્કર્મના ઉદયથી બાલપણને વિષેજ જામાતા મરી જવાથી પુત્રી વૈધવ્ય અવસ્થાને પ્રાપ્ત થઇ. ભાઇ ઉપર અત્યંત સ્નેહ હોવાથી તે પિતાને ઘરે આવીને રહી. પુષ્પચૂલ બાલપણથીજ દુર્ગુણી થયો હતો. તે ચોરી વિગેરે વ્યસનમાં આસક્ત થઈ નગર જનોને અત્યંત પીડા પમાડતો. તેથી લોકોને વિષે તેનું વંકચૂલ એવું નામ પ્રસિદ્ધ થયું. તેની બ્હેન પણ તેના જેવી બુદ્ધિવાળી હતી તેથી તેનું નામ વંકચૂલા પ્રસિદ્ધ થયું. એક દિવસ લોકોએ દુઃખ ન સહન થવાથી નૃપતિ પાસે આવીને બહુ ઉપાલંભ આપ્યો. તે સાંભળી ક્રોધિત થઈ રાજાએ વંકચૂલને નગર બ્હાર કાઢ્યો. તેના સ્નેહથી વંકચૂલા પણ સાથે નીકળી.

પછી તે વંકચૂલ પોતાની સ્ત્રી અને બ્હેનની સાથે નગરથી બ્હાર નીકળી કોઇ અરણ્યમાં ભમવા લાગ્યો. ત્યાં તેને ધનુર્ધર ભિલ્લ લોકોએ જોયો, આકૃતિથી રાજપુત્ર જાણી આદર પુર્વક

પ્રણામ કરી-તેનો વૃત્તાંત પૂછી-બહુ માનથી પોતાની પલ્લીમાં લઈ ગયા. ત્યાં મૂળ પલ્લીપતિ મરી ગયો હતો તેથી તેને સ્થાને વંકચૂલને સ્થાપન કર્યો. ભિલ્લોની સાથે મહીતલને લુંટતો વંકચૂલ કાળ નિર્ગમન કરતો ત્યાં સુખે રહ્યા. એકદા વર્ષાઋતુના પ્રાદુર્ભાવ સમયે કેટલાએક મુનિએ પરિવૃત ચંદ્રયશાસૂરિ સાર્થ ભ્રષ્ટ થવાથી તે પલ્લીની સમીપે આવ્યા. તે સમયે નવા ઉત્પન્ન થયેલ અંકુરોનું સંમર્દન થવાની તથા સચિત્ત જળનો સંઘટ્ટ થવાની બ્હીકથી વિહાર કરવાની અયોગ્યતા જાણીને આચાર્યે તે પલ્લીમાં પ્રવેશ કર્યો. વંકચૂલ પણ મુનિમહારાજાને જોઇ આનંદ પામ્યો અને કુલીનપણાને લીધે તેને નમસ્કાર કર્યો. ગુરૂ મહારાજાએ 'ધર્મલાભ' એવી આશિષ દઇને તેની પાસે વસતિની યાચના કરી.

વંકચૂલે કહ્યું 'સ્વામિન્! આપને વસતિ આપીશ પરંતુ આપે મારી સીમ સુધીમાં કોઇ વખત ધર્મોપદેશ ન કરવો. કારણ કે હિંસા, અસત્ય અને ચોરીનો ત્યાગ કર્યા શિવાય ધર્મ પ્રાપ્ત થતો નથી અને અમારી તો એજ આજીવિકા છે.'

ગુરૂએ તેનું વચન અંગીકાર કર્યું. પછી તેણે બતાવેલા નિરવદ્ય સ્થાનને વિષે સૂરીશ્વર સ્વાધ્યાય ધ્યાનાદિ ધર્મકૃત્ય કરતા ચતુર્માસ રહ્યા. તે અરસામાં વંકચૂલે આહારાદિને માટે નિમંત્રણા કરી-તે સમયે ગુરૂએ કહ્યું 'તારા ઘરની ભિક્ષા અમારે ન કલ્પે. અમે તપશ્ચર્યા કરી અહીં સુખે કાળ નિર્ગમન કરશું. તેં ઉપાશ્રય દાનવડે મહાપુણ્ય પ્રાપ્ત કર્યું છે. કહ્યું છે કે-

जोदेइउवस्सयमुनिवराण तवनियम योगजुत्ताणं
तेणं दिन्नावथ्थन्न पाण सयणासण विगप्पा
पावइ सुरनर रिद्धि सुकुलुप्पत्तीय भोगसामिद्धी
निथ्थरइ भवमगारी सिज्झा दाणेण साहूणं

જે તપ, નિયમ અને યોગે કરીને યુક્ત મુનિ જનોને રહેવાનું સ્થાન આપે છે તેણે વસ્ત્ર, અન્ન, જળ, શયન અને આ-

મન વિગેરે સર્વે આપ્યું છે.મુનિઓને નિવાસસ્થાન આપવાથી સુરનરાદિની ઋદ્ધિ, સુકુળને વિષે ઉત્પત્તિ, ભોગ સમૃદ્ધિ અને ભવનો નિસ્તાર પામે.

વર્ષાકાળ અતિક્રાંત થયો એટલે આચાર્યે વંકચૂલને પુછીને વિહાર કરવાની તૈયારી કરી. તે પણ ગુરૂમહારાજાના સત્ય પ્રતિજ્ઞાદિ ગુણે હર્ષ પામવાથી ભક્તિવંત થઈ ગુરૂને વળાવવા ચાલ્યો. કેટલોએક માર્ગ ઉલ્લંઘન કર્યા પછી ઘણા દિવસ રહેલા મુનિમહારાજના વિયોગથી વિહ્વળ થયેલો તે આચાર્યવર્યને નમસ્કાર કરી વિજ્ઞાપના કરવા લાગ્યો-'સ્વામિન્! અહીંથી અન્યની સીમા શરૂ થાય છે. હવે હું પાછો વળીશ. પુનઃમને થોડા સમયમાં દર્શન આપજો.'

તે સમયે મધુરસ્વરે ગુરૂપાદ બોલ્યા-'હે સૌમ્ય! તારી સહાયથી અમે આટલો કાળ સુખે નિર્ગમન કર્યો. હવે જો તને રૂચે તો પ્રત્યુપકાર કરવા નિમિત્તે કાંઇ ઉપદેશ આપું.'

તેણે સંમતિ આપી એટલે ગુરૂએ સાતમા ભોગોપભોગ વ્રત સંબંધી ઉપદેશ આપ્યો. તેમાં બાવીશ અભક્ષ્ય' બત્રીશ અનંતકાય વિગેરેનો ત્યાગ કરવાનું જણાવ્યું; તથા ભોગ્ય વસ્તુઓ એટલે ભોજન કરવાના પદાર્થો તથા ઉપભોગ્ય વસ્તુઓ એટલે વસ્ત્ર આભરણ વિગેરે વારંવાર ભોગવવામાં આવે તે તે સર્વ પદાર્થોનું પરિમાણ કરવા સંબંધી જણાવ્યું. તે સમયે વંકચૂલે કહ્યું 'સ્વામિન્! વિશેષ પ્રકારે નિયમ અંગીકાર કરવાને હું શક્તિમાન્ નથી પરંતુ જે સુખે પાળી શકું તેવા નિયમ આપવાની મારી ઉપર કૃપા કરો.'

ગુરૂએ કહ્યું 'જે ફળનું નામ કોઇ ન જાણતું હોય તેવા-અજાણ્યા-ફળ તારે ન ખાવાં, કોઇ ઉપર પ્રહાર કરવાની ઈચ્છા થાય ત્યારે સાત આઠ પગલાં પાછાં ચાલવું, રાજાની પટ્ટરાણીને માતા સમાન ગણવી, અને વાયસનું માંસ કદાપિ ન ખાવું. આ ચાર નિયમો તારાથી પળી શકે તેવા છે માટે તે તારે એકચિત્તે પાળવા. એ નિયમો પાળવાથી તને ઉત્તરો-

ત્તર મહાન્ લાભ થશે-' પછી તે પણ ગુરૂના વચનથી નમ્ર થઇ-'મ્હારી ઉપર મહત્કૃપા થઇ' એમ બોલી-અત્યંત ઉપકારી તે ચારે નિયમ ગ્રહણ કરી પોતાના સ્થાનપ્રત્યે આવ્યો અને આચાર્ય વર્ય વિહાર કરી અન્ય સ્થાને ગયા.

એક દિવસ ગ્રીષ્મઋતુને વિષે ભિલ્લ સેનાએ પરિવૃત્ત તે પલ્લીપતિ કોઇ ગ્રામ હણવાને ચાલ્યો. પરંતુ કોઈ રીતે તે ગામના લોકોએ અગાઉથી તે વૃત્તાંત જાણ્યો હતો તેથી તેઓના પહોંચ્યા અગાઉ સર્વે પલાયન થઈ ગયા હતા. પછી વ્યર્થ પરિશ્રમવાળો વંકચૂલ પરિવારે સહિત ક્ષુધા અને તૃષાથી વ્યાકુળ થઈ મધ્યાન્હે ત્યાંથી પાછો ફરી અટવીને વિષે કોઈ વૃક્ષની છાયામાં બેઠો. ત્યાં ક્ષુધાથી પીડિત થયેલા ભિલ્લોએ જયાં ત્યાં ફરી કોઈ લતાકુંજને વિષે સુગંધી, સદ્વર્ણવાળા અને પરિપકવ ફળે નમ્ર થયેલ કિંપાક વૃક્ષને જોઇ તત્કાળ તેના ફળ વંકચૂલ આગળ લાવ્યા. તેણે પોતાનો નિયમ યાદ કરી તેનું નામ પુછયું. તેઓએ કહ્યું 'સ્વામિન્! એનું નામ કોઇ પણ જાણતું નથી પરંતુ અધિક સ્વાદિષ્ટ છે તેથી ભક્ષણ કરવા લાયક છે.' તેણે કહ્યું 'અજ્ઞાત ફળ હું નહિ ખાઉં, મારે એવો નિયમ છે.'

પુનઃ તેઓ બોલ્યા 'સુખને વિષે નિયમનો આગ્રહ કરવો. સાંપ્રતકાળે પ્રાણ સંદેહને વિષે નિયમનો આગ્રહ શો? માટે આપ ભક્ષણ કરો.'

એવા તેના વચન શ્રવણ કરી ક્ષુધાથી પીડિત વંકચૂલ ધૈર્ય ધારણ કરી બોલ્યો 'એવું વચન કદિપણ ન બોલવું. જો પ્રાણ જવાના હોય તો ભલે હમણાજ જાય પરંતુ પોતાને વચને ગુરૂ સમક્ષ સ્વીકારેલો નિયમ નિશ્ચળ થાઓ.'

પછી તે સર્વે ભિલ્લો તે ફળનું ભક્ષણ કરી તૃપ્ત થઇ તરૂ છાયામાં સુઈ ગયા. ફક્ત વંકચૂલના અનુરોધે એક સેવકે તે ફળ ન ખાધા. પછી થોડી વખત નિદ્રા લઈ જાગીને પલ્લીશે તે ચાકરને જાગ્રત કરીને કહ્યું 'તું સર્વેને જલદી જાગૃત કર જેથી સ્વ-

સ્થાને જઇએ. તેણે શબ્દવડે અને કર સ્પર્શવડે સર્વેને ઉઠાડવા નો યત્ન કર્યો પરંતુ કોઇ પણ પ્રકારે એકે જાગૃત થયો નહિ. તે વારે તે સર્વેને મૃત્યુ પામેલા જાણી તે સ્વરૂપ પલ્લીશ પ્રત્યે જ-ણાવ્યું. પલ્લીપતિ તે પ્રમાણે સાંભળી વિસ્મય પામી પોતાના નિયમને સફળ માનવા લાગ્યો. પછી 'અહો ગુરૂવાણીનું મ-હાત્મ્ય ! જે લેશ માત્ર વાણીવડે હું હમણાં જીવતો રહ્યો. મેં નિર્ભાગ્યશાળીએ સર્વેષ્ટ સિદ્ધ વિદાયક, કલ્પતરૂ સદૃશ અને કોઇકાળે પ્રાપ્ત થયેલ ગુરૂ મહારાજાની વાણીનો પ્રસાર વૃથા ગુમાવ્યો' એમ વિચારતો અને હર્ષ વિષાદ ધારણ કરતો તે રા-ત્રે પોતાની પલ્લી પ્રત્યે આવ્યો. ત્યાં સ્વગૃહ ચરિત્ર જોવા-ને ગુપ્તપણે ઘર મધ્યે પ્રવેશ કર્યો. તે સમયે દીપ પ્રકાશવડે પોતાની સ્ત્રી સાથે પુરૂષનો વેષ પહેરેલ પોતાની ભગિનીને સુતેલ જોઇ વિચારવા લાગ્યો 'આ મારી સ્ત્રી દુરાચારિણી છે. આ કોઇ દુરાચારવાળો પુરૂષ છે. એ દુષ્ટોને હમણા મા-રી નાખું એમ વિચારી એક પ્રહારે તે બંનેને હણવાને જે-વું ખડ્ગ ઉપાડયું તેવો દ્વિતીય નિયમ યાદ આવ્યો. એટલે સાત પગલાં પાછો ફર્યો તેવામાં ક્રોધાકુળ થયેલ તે પલ્લીપતિનું ખડ્ગ દ્વારના કોઈ ભાગ સાથે અથડાયું. ખડ્ગના ખખડાટથી તત્કાળ જાગૃત થયેલ વંકચૂલા 'હે ભાઈ! ચિરંજીવ !' એમ બોલતી ઉઠી. તે સમયે પુરૂષ વેષે પોતાની ભગિની સુતેલી છે એમ જાણી–અત્યંત લજ્જિત થઇ–ખડ્ગ અને કોપ બંને સંવર કરી બ્હેનને પુ-રૂષ વેષ ધારણ કરવાનું કારણ પુછયું.

તે બોલી 'આજે સાયંકાળે તને જોવાને નટનો વેષ ધારણ કરી તારા શત્રુના ચરો આવ્યા. તે સમયે મેં વિચાર કર્યો કે ભાઈ તો પરિવાર સહીત કોઈ સ્થળે ગયો છે હું તે જાણતી નથી. જો આ લોકો પણ એ વૃત્તાંત જાણશે તો આ અનાથ પલ્લી લુંટી લેશે. માટે કાંઈ ઉપાય કરવો. એમ વિચારી હું કપટથી તારો વેષ ધારણ કરી સભામાં આવીને

બેઠી. તેઓની પાસે નૃત્ય કરાવી યથાયોગ્ય દાન આપી વિસર્જન કર્યા. આળસથી પુરૂષ વેષનો ત્યાગ કર્યા શિવાય મારી ભોજાઈ સાથે સુઈ ગઈ.' એ વૃત્તાંત સાંભળી ગુરૂકૃપાથી પોતે બ્હેન અને સ્ત્રીની હત્યા કરવાના પાપથી બચ્યો એમ ધારી વિશેષ રીતે ગુરૂવાણીની પ્રશંસા કરવા લાગ્યો.

એક દિવસ તે વંકચૂલ ચોરી કરવા નિમિત્તે ઉજ્જયિની પ્રત્યે ગયો. ત્યાં અર્ધરાત્રી સમયે કોઈ ધનવંત વ્યવહારિના ઘરમાં પ્રવેશ કર્યો; પરંતુ એક કોડીનો ખર્ચ કરવા માટે ગૃહપતિને પુત્ર સાથે વિવાદ કરતો જોઈ આવા દ્રવ્યને ધિક્કાર છે એમ વિચારી ત્યાંથી પાછો ફર્યો. ત્યાર પછી લોકો પાસેથી થોડું થોડું માગીને એકત્ર કરેલ બ્રાહ્મણનું ઘર જોઇ તે પણ છોડી દીધું. ત્યાર પછી કોઇ વેશ્યાનું ઘર જોઇ થોડા દ્રવ્યને માટે પોતાના રમણીક શરીરની ઉપેક્ષા કરી કુષ્ટિને પણ સેવે છે એવી વેશ્યાના ધનેકરીને પણ સર્યું-એમ વિચારી આગળ ચાલ્યો એટલે નૃપ ગૃહ સમીપ આવ્યું. તે જોઈ વિચારવા લાગ્યો કે-

चौर्यमाचर्यते चेत्त ल्लुंटयते खलु भूपतिः

फलिते धन मक्षीण मन्यथापि चिरंयशः ॥१॥

અર્થ—જો ચૌર્ય કર્મ આચરવું હોય તો રાજાનેજ લુંટવો, જેથી તે કામ જો સફળ થાય તો અક્ષીણ ધન પ્રાપ્ત થાય નહીં તો ચિરકાળ યશ થાય.

એમ વિચારી ઘો ફેંકી તેને વળગી મ્હેલ ઉપર ચઢી ભુવનને વિશે પ્રવેશ કર્યો. ત્યાં અદ્ભુત રૂપ ધારિણી રાજાની પટ્ટરાણી દૃષ્ટિએ પડી. તેણીએ પુછ્યું 'તું કોણ છે? શામાટે અહીં આવ્યો છે?' તે બોલ્યો 'હું તસ્કર છું. ઘણા મણિરત્નાદિ દ્રવ્યની વાંછાએ અત્રે આવ્યો છું.' તે સાંભળી તેના રૂપથી લુબ્ધ થયેલી રાણી મધુર વાણીથી બોલી-'હે સૌમ્ય! દ્રવ્ય સંબંધી શું વિચાર કરે છે? આ સર્વ તારૂંજ છે. શામાટે કંપે છે', તું સ્વસ્થ થા. આજે તારી કુળ

દેવતા તારી ઉપર તુષ્ટમાન થઈ છે જેથી હું રાજાની પટ્ટરાણી તારે વશ થઈ છું. મેં આજ સૌભાગ્યના ગર્વથી રાજાને પણ રોષ પમાડયો છે. તું મારી સાથે.તારા આત્માને સફળ કર. હું તુષ્ટમાન થયે છતે પ્રાણિને અર્થ કામ સુલભ થાય છે અને હું રૂષ્ટમાન થયે પ્રાણિનો તત્કાળ વધ અને બંધ થાય છે.'

એ પ્રમાણે કામ ગ્રહથી ગ્રસ્ત થયેલ તેણીએ લોભ અને ક્ષોભ પમાડેલ વંકચૂલ પોતાનો તૃતીય નિયમ યાદ કરી તેણીને નમસ્કાર કરી બોલ્યો-'હે માતા! તું મારે પૂજ્ય છે. હું જેવા વનના તસ્કરને વિષે તારી જેવી રાજવલ્લભાને શું સ્પૃહા?

તે બોલી 'અરે વાચાળ મૂર્ખ! કામદશાને વશ થયેલ હું-તેને વિષે માતૃ સંબંધની યોજના કરતાં લજ્જા નથી પામતો? જો મારૂં વચન નહિ માને તો હું જાણું છું કે આજ તારી ઉપર યમરાજા કોપાયમાન થયો છે.'

એ પ્રમાણે તેણીએ વિવિધ પ્રકારની વાણીવડે તેને ભય પમાડયો તોપણ લેશ માત્ર ક્ષોભ ન પામ્યો એટલે ક્રોધાકુળ થયેલ રાણીએ પોતાના નખથી શરીરં વિદારીને ઉંચે સ્વરે પોકાર કર્યો. આ સર્વ વૃત્તાંત ગૃહદ્વાર પ્રત્યે આવેલ રાજાએ કાન દઇને શ્રવણ કર્યો હતો. તેથી તેણીના પોકારથી જાગૃત થયેલ દ્વારપાળો શસ્ત્ર ગ્રહણ કરીને જ્યારે દોડયા ત્યારે રાજાએ તેની સમીપે જઈ મંદ સ્વરે કહ્યું કે-'આ તસ્કર નિરપરાધી છે. સાંપ્રત સમયે તેને સહજ માત્ર બાંધી સારી રીતે રાખવો. પ્રાત:કાળે સભા મધ્યે મારી પાસે લાવવો.'! તેઓએ તે વાત અંગીકાર કરી તેજ પ્રમાણે કર્યું. પછી તેવા વૃત્તાંતથી સંતપ્ત ચિત્તવાળા રાજાએ પોતાની પટ્ટરાણીના તેવા સંબંધના વિચારમાં તે રાત્રી ઉલ્લંઘન કરી.

પ્રાત:કાળે પહેરેગીરો તેને રાજાની સમીપે લાવ્યા. તે સમયે રાજાના પુછવાથી વંકચૂલે પોતાનો રાજ્ય ભૂવનમાં

પ્રવેશ કરવા સંબંધી સર્વ વૃત્તાંત જણાવ્યો અને પ્રાંતે રાણીએ મને મધુર વાણીએ બોલાવ્યો એટલું કહી અટક્યો. એટલે સત્ય વૃત્તાંત જાણનાર ભૂપતિએ તેની ઉપર તુષ્ટમાન થઈ-તેનો સત્કાર કરી-આલિંગન દઈ કહ્યું 'સત્પુરૂષ! તારા સાહસથી હું આનંદ પામ્યો છું. એ રાણી હું તને અર્પણ કરૂંછું માટે તું ગ્રહણ કર.' તેણે કહ્યું 'રાજન્! જે તમારી પટ્ટરાણી તે મારી માતા-માટે એવું વચન ફરીથી ન કહેવું.' પછી રાજાએ ઘણા પ્રકારના ભય બતાવી ક્ષોભ પમાડયો પરંતુ તે પોતાના નિયમથી ચલાયમાન થયો નહિં. તેના એવા ધૈર્યથી સંતોષ પામી રાજાએ પોતાને પુત્ર ન હોવાથી પોતાના પુત્રપદે સ્થાપ્યો. તે સ્ત્રીને મારી નાખવાની ઈચ્છા કરતો હતો પણ વંકચૂલના વચનથી જીવતી રાખી કાઢી મુકી. પછી વંકચૂલ પોતાની સ્ત્રી તથા બ્હેનને બોલાવી ત્યાં સુખે રહી કાળ નિર્ગમન કરવા લાગ્યો. ધર્મને વિષે પ્રતીતિ ઉત્પન્ન થવાથી-પ્રત્યક્ષ ફળ દેખવાથી-વિશેષ રીતે ધર્મ કાર્યમાં ધ્યાન આપવા લાગ્યો. તે નિયમદાતા ગુરૂનું નિરંતર સ્મરણ કરતો. એક દિવસ ભાગ્યોદયે તે આચાર્ય ત્યાં પધાર્યા. તે સમયે મ્હોટા આડંબરે ગુરૂને વંદન કરવા ગયો. ત્યાં શુદ્ધ ધર્મ સ્વરૂપ શ્રવણ કરી તત્વરૂચિ રૂપ સમ્યક્ત અંગીકાર કર્યું. એથી ઉજ્જયિની સમીપે આવેલા સાલિગ્રામના નિવાસી જીનદાસ નામના શ્રાવકની સાથે તેની પરમ મિત્રાઈ થઈ.

અન્યદા કામરૂપ દેશના રાજાને દુર્જય જાણી તેનો પરાભવ કરવાને રાજાએ વંકચૂલને મોકલ્યો. તે પણ નૃપતિના આદેશથી ત્યાં જઇ-મહત્ યુદ્ધ કરી-તે રાજાને જીતીને ઘરે આવ્યો. પરંતુ વૈરીના કરેલા પ્રહારોથી તેનું આખું શરીર જર્જરિત થયું હતું. રાજાએ તેને અત્યંત પીડા થતી જોઇ ઘણા વૈદ્યોને બોલાવી ઉપચાર કરાવ્યા પરંતુ પ્રહાર રૂઝાણા નહિં. તેથી વૈદ્યો ઉપર ક્રોધિત થઇ રાજાએ ખરો ઉપાય પુછયો એટલે તેઓએ તેને કાગડાનું માંસ ખવરાવવાને કહ્યું.

વૈદ્યોની પાસેથી એજ એક છેવટનો ઉપાય શ્રવણ કરી રાજાએ વંકચૂલ સમીપે આવી સજળ નેત્રે કહ્યું 'વત્સ ! તારી આપત્તિનો છેદ કરવાને જે જે પ્રતીકાર કર્યા તે સર્વે મારા દુર્ભાગ્યના ઉદયથી વૃથા ગયા. હવે એક વાયસનું માંસ એજ ઔષધ બાકી છે. માટે તે તું ગ્રહણ કર જેથી તારે શરીરે સ્વસ્થતા થાય'. તેણે કહ્યું 'નાથ! હું સર્વથા માંસ ભક્ષણથી નિવૃત્ત થયો છું માટે હું વાયસનું માંસ નહિ ખાઉં.'

રાજાએ કહ્યું 'વત્સ! જીવતો મનુષ્ય અનેક પ્રકારના નિયમો પાળી શકે છે પરંતુ મૃત્યુ પામ્યા પછી કાંઈ નથી માટે એકવાર તું ભક્ષણ કર.'

રાજાના એવા આગ્રહી વચન સાંભળી તે બોલ્યો 'પિતાજી ! જીવિતને વિષે મારી જરા પણ તૃષ્ણા નથી. એક દિવસ અવશ્ય મૃત્યુ થવાનું છે; માટે ભલે આજ મૃત્યુ થાઓ પરંતુ એ કૃત્ય હું નહિ કરૂં.' પછી રાજાએ તેને સમજાવવાને માટે શાલિગ્રામથી તેના મિત્ર જીનદાસ શ્રાવકને બોલાવવા માણસ મોકલ્યા. તે પણ મિત્ર સ્નેહથી તત્કાળ ચાલ્યો. માર્ગને વિષે બે દિવ્ય સ્ત્રીઓને રૂદન કરતી જોઈ 'તમે કોણ છો, શામાટે રૂદન કરો છો?' એમ પુછ્યું. તેણીઓ બોલી-અમે સૌધર્મ કલ્પ વાસિની દેવીઓ છીએ. અમારો ભર્તાર ચવી ગયાથી વિરહ વિહ્વળ થયેલી અમે વંકચૂલ નામના ક્ષત્રિયને ભર્ત્તાર તરીકે ઈચ્છીએ છીએ. તે આજ તમારા કહેવાથી જો પોતાના નિયમનો ભંગ કરશે તો તત્કાળ દુર્ગતિગામી થશે માટે અમે રૂદન કરીએ છીએ.'

જીનદાસે કહ્યું 'તમે રૂદન ન કરો. જેમ તમારૂં ઇષ્ટ થશે તેમ કરીશ.' એમ તેઓને આશ્વાસન આપી તે ઉજ્જયિનીમાં આવ્યો. રાજાના આદેશથી મિત્ર મંદિરમાં આવી કુશળ પ્રશ્ન પૂર્વક ઔષધિ સંબંધી કહ્યું પરંતુ તેને નિયમને વિષે સ્થિર જાણી નૃપતિ વિગેરે સર્વની સમક્ષ કહ્યું 'આને ધર્મ એજ ઔષધ યુક્ત છે. હવે પછી કાંઈ પણ ઔષધિની પ્રવૃત્તિ ન કરવી.'

વંકચૂલે કહ્યું 'મિત્ર ! જો તું મારે વિષે પ્રીતિવંત હો તો આળસને ત્યાગ કરી મને પ્રાંતકાળનું શંબલ આપ.' પછી તેણે તેને સમ્યક્ પ્રકારે આરાધના કરાવી. તે સમયે વંકચૂલે ચાર પ્રકારના આહારનું પ્રત્યાખ્યાન કર્યું અને ચાર શરણ અંગીકાર કર્યા. પંચ પરમેષ્ઠિ નમસ્કારનું સ્મરણ કરતો, સર્વ પ્રાણિને વિષે મિત્રતા ધારણ કરતો, પ્રાકૃત દુષ્કૃત્યની નિંદા કરતો, સુકૃત્યની અનુમોદના કરતો સમાધિએ કાળ કરી બારમા દેવલોકને વિષે દેવપણે ઉત્પન્ન થયો. પછી જીનદાસ તેનું ઔર્ધ્વદૈહિકકૃત્ય કરીને ઘર તરફ ચાલ્યો. રસ્તે તે દેવીઓને પૂર્વપરે રૂદન કરતી જોઈ પુછ્યું. 'ભદ્રે ! હજી પણ તમે અહીં શામાટે વિલાપ કરો છો. અખંડિત વ્રત પાળી મૃત્યુ પામેલો તે તમારો ભર્ત્તા ન થયો?'

દેવીઓ નિશ્વાસ નાંખી બોલી-'હે નિર્મળ આશયવંત! અમને શું પુછે છે? તે તારો મિત્ર પ્રાંતે પરિણામની વિશુદ્ધિથી અમને ઉલ્લંઘી બારમા દેવલોક પ્રત્યે ગયો'. એ સાંભળી પરમાનંદ પામી મિત્રનું ધ્યાન કરતો અને જીનધર્મની અનુમોદના કરતો જીનદાસ પોતાના ઘર પ્રત્યે ગયો.

એ પ્રમાણે સ્વલ્પ અભક્ષ્ય ભક્ષણના નિયમનું મહાફળ જાણી ભવ્ય પ્રાણિઓએ વિશેષ રીતે નિયમ ગ્રહણ કરવાને ઉદ્યુક્ત થવું.

## શુકરાજ.

પૂર્વે ભરતક્ષેત્રમાં ક્ષિતિપ્રતિષ્ઠિત નામે વિખ્યાત નગર હતું. જે નગરમાં નિસ્ત્રિંશતા[1] ખડ્ગને વિષે હતી, કુશીલતા[2] હળને વિષે હતી, જડતા જળને વિષે હતી અને બંધન પુષ્પોને વિષે હતું-પણ નાગરિકોને વિષે એ સર્વ ક્રિયા ન હ-

૧ ક્રૂરતા. ૨ હળમાં કુશી-લતા એટલે કોશરૂપ લતા અને મનુષ્યોમાં કુશીલતા-ખરાબ આચરણ.

તી. મકરધ્વજ સદ્દશ રૂપવંત, શત્રુઓને અગ્નિ સમાન-ઋતુધ્વજ રાજાનો પુત્ર-મકરધ્વજ એ નગરનો ભૂપતિ હતો. રાજ્યલક્ષ્મી, ન્યાયલક્ષ્મી અને ધર્મલક્ષ્મી એ રાજાને સ્વયંવરથી વરી એક બીજાની ઈર્ષા કરતી હતી. ક્રીડા કરવાને રસમય વસંતઋતુમાં એક દિવસ તે રાજા અંતઃપુરે સહિત ક્રીડા કરવાને ક્રીડાવનમાં ગયો. હસ્તિનીએ પરિવૃત્ત હસ્તિની જેમ તેણે સ્રીયોની સાથે જળક્રીડાદિ નાના પ્રકારની ક્રીડા કરી. ત્યાં સુશોભિત, અવર્ણનીય અને પૃથ્વી ઉપર એક સુંદર છત્ર સદ્દશ થઈ રહેલ આમ્રવૃક્ષને જોઇ રાજાએ તેના આ પ્રમાણે વખાણ કર્યા—

छाया कापि जगत्प्रिया दलततिर्दत्तेऽतुलं मंगलम्
मंजर्युद्गम एष निस्तुल फलः स्फाले र्निमित्तं परम्
आकारश्चमनोहरस्तरुवर श्रेणीषु तन्मुख्यताम्
पृथव्याःकल्पतरोरसाल फलदद्रुमस्तवैवध्रुवम् ॥१॥
सर्वांगिण परोपकार करण व्यग्रा त्समग्रांगिनाम्
श्रीमन्नाम्रतरोऽपरोस्तु भवतः को नाम धामस्तुतेः
धिग्धिक्तान्निनरांस्तरूनपिगुरून् धिग्दुःकवींस्तांश्चये
स्पर्द्धंतेभवतापिपापि वचसो येच प्रशंसंतितान् ॥२॥

હે પૃથ્વીના કલ્પવૃક્ષ! હે રસાલ ફલદાતા! હે સહકાર! જગતને અપૂર્વ પ્રિયકારી તારી છાયા છે, પાંદડાની શ્રેણી અતુલ મંગલને આપે છે, મંજરીનો ઉદ્ગમ તે રૂડા ફળનું નિમિત્ત છે, તારી આકૃતિ મનોહર છે-તેથી અમે તરૂવર શ્રેણીને વિષે તારી મુખ્યતા કહીએ છીએ.

હે આમ્રતરૂ! સમસ્ત પ્રાણિઓને સર્વાંગે ઉપકારકારક હોવાથી-તારાથી વધારે પ્રશંસાપાત્ર બીજું કયું વૃક્ષ છે? તે મ્હોટા વૃક્ષોને ધિઃક્કાર છે! તેમજ તે કવિઓને પણ ધિઃક્કાર છે કે જેઓ દુષ્ટ વચનોવડે બીજા તરૂઓની તારી સાથે બ-

શાબરી કરે છે અને તેઓને પ્રશંસે છે.

એમ કહી દેવાંગનાએ પરિવૃત્ત દેવ જેમ કલ્પવૃક્ષની છાયાને આશ્રયે બેસે તેમ તે રાજા અંતઃપુરે સહિત તે આમ્રવૃક્ષની છાયામાં વિશ્રામ લેવાને બેઠો. પછી ભાત ભાતના વસ્ત્રાલંકાર ધારણ કરવાથી જાણે જંગમ શૃંગાર હોય તેવી પોતાની સ્ત્રીઓને જોઈ રાજા વિચારવા લાગ્યો–'અહો વિધાતાની મારી ઉપર અપૂર્વ કૃપા છે જેથી પૃથ્વીને વિષે શ્રેષ્ઠ રૂપવંત સ્ત્રીઓ મને પ્રાપ્ત થઈ છે. નિશ્ચયે આવી સ્ત્રીઓ બીજાને નહિ હોય કારણ કે તારાઓ ચંદ્રનીજ સ્ત્રીઓ છે પરંતુ સર્વગ્રહને તેવી નથી.' વર્ષાકાળમાં વિપ પૂરથી જેમ નદીનું જળ મર્યાદા બ્હાર નીકળે તેમ રાજાનું ચિત્ત ઉપરના વિચારે યુક્ત ગર્વથી ઉછળી રહ્યું છે તેવામાં જાણે પ્રસ્તાવ વક્તા પંડિત હોય તેવો એક શુક આંબાની ડાળ ઉપર બેસીને બોલ્યો–'કોણ ક્ષુદ્ર પ્રાણિને મન કલ્પિત ગર્વ ન થાય? ગીંગોડી પણ આકાશ પડવાના ભયથી તેને સ્થિર રાખવા ઉંચા પગ રાખીને સુવે છે.' તે સાંભળીને રાજા વિચારવા લાગ્યો કે 'આ પોપટ ધિઠ છે કારણ કે આ પ્રમાણે ગર્વ કરતો જોઈ તેણે મને ખષ્ટ કર્યો. પરંતુ તેમ ન હોય. તિર્યંચને એવી સંજ્ઞા ક્યાંથી? એતો અજાકૃપાણી,[1] કાકતાલીય,[2] ઘુણાક્ષરીય,[3] અથવા બિલ્લિય[4] ન્યાયની જેમ સ્વભાવથીજ એ પ્રમાણે બોલ્યો હશે.' એમ વિચારે છે તેવામાં પુનઃ શુક અન્યોક્તિ બોલ્યો–'એક વ-

---

૧ અચાનક બકરીના ગળા ઉપર તરવાર પડવાથી તેનું શિર છેદાય તે અજાકૃપાણીય ન્યાય.

૨ કાગડાનું તાડ ઉપર બેસવું ને અચાનક તાડનું ભાંગવું તે કાકતાલીય ન્યાય.

૩ ઘુણા જાતનો જીવડો લાકડાને કોતરે તેમાં અનાયાસે અક્ષરનો આકાર પડે તે.

૪ બિલાડાનું પડવું ને તાલ પડેલા માણસના મસ્તકમાં વાગવું તે.

ખત કૂપ સમીપ આવેલ હંસને અંદર રહેલા ડેડકાએ પુછ્યું 'રે પક્ષિ! તું ક્યાંથી આવ્યો?' હંસે કહ્યું 'મારા સરોવરથી' ડેડકે પુછ્યું 'તેનું કેટલું પ્રમાણ છે?' હંસે કહ્યું 'મ્હોટું' ડેડકો બોલ્યો 'આ મારા સ્થાનથી (કુવાથી) પણ મ્હોટું?' હંસે કહ્યું 'હા' તે વારે તે કુવામાં રહેલ ડેડકો ગુસ્સે થઈ હંસ પ્રત્યે બોલ્યો 'રે દુષ્ટ! ધિક્કાર છે તને કે તુચ્છ છતાં પણ આવો ગર્વ કરે છે; પરંતુ તે ઉચિતજ છે, કારણ કે તને એટલોજ બોધ છે.'

એ અન્યોક્તિ સાંભળીને રાજાએ વિચાર્યું કે પોપટે આ અન્યોક્તિ બોલીને મારે વિષે કુવાના દેડકાની કલ્પના કરી છે. નિશ્ચયે જ્ઞાની મુનિ સદશ આ શુક આશ્ચર્યકારી છે. એવા વિચારમાંથી વિરક્ત થયો નથી તેવામાં પોપટ બીજી અન્યોક્તિ બોલ્યો—'જડ પુરૂષમાં મુખ્યતાને ધારણ કરનાર ગામડાના મનુષ્યનું ગામડીઆપણું કોઈ વિચિત્ર પ્રકારનું હોય છે, કારણ કે તે પોતાના ગામડાને દેવલોક સદશ માને છે, રહેવાની ઝુંપડીને વિમાન સદશ માને છે, પોતાના ભોજનને સ્વર્ગના ભોજન સદશ જાણે છે, પોતાનો વેષ દેવ વેષ સરખો ગણે છે, પોતાને ઈંદ્રપણું માને છે અને પોતાના પરિવારને ઈંદ્રના પરિજન દેવ સદશ જાણે છે.' એ સાંભળી રાજાએ વિચાર્યું કે આ શુકે મને ગ્રામ્ય જનની ઉપમા આપી તેથી જણાય છે કે મ્હારા અંતઃપુરથી વધારે સુંદર સ્ત્રી બીજે કોઈ સ્થળે હશે. એમ અંતઃકરણમાં ભૂપતિ વિચારે છે તેવામાં અરધી વાત કહ્યાથી મનુષ્યને હર્ષ થતો નથી એમ ધારી મનહર અને મનોજ્ઞ[1] તે શુક બોલ્યો—'રાજન્! જ્યાં સુધી ગાંગિલ ઋષિની પુત્રીને તેં જોઈ નથી ત્યાં સુધી તારા અંતઃપુરની સ્ત્રીઓને ઉત્કૃષ્ટ માને છે. સર્વાંગે સુંદર અને વિશ્વને વિષે અધિક શોભાવંત એ કન્યા નિષ્પન્ન કરીને વિધાતાએ પોતાના શ્રમની સાર્થકતા માની છે. જેણે એ કન્યા નથી

૧ મનનો ભાવ જાણનાર.

જોઈ તેનો જન્મ નિષ્ફળ છે, અને જેણુ જોયા છતાં એ કન્યાનું આલિંગન નથી કર્યું તેનું જીવિતવ્ય નિષ્ફળ છે. તે બાળા જેને પૂર્વે દ્રષ્ટિગત થઈ હોય તેને અન્ય સ્ત્રી ઉપર પ્રીતિ થતી નથી કારણ કે માલતી પુષ્પ ઉપર બેસનાર ભ્રમરને અન્ય સ્થાને આનંદ પ્રાપ્ત થતોજ નથી. ઈંદ્રની પુત્રી સરખી તે કમલમાલા નામની બાળાને જોવાની અને ગ્રહણુ કરવાની ઇચ્છા હોય તો મારી પાછળ ચાલ.'

એમ બોલી તે પંખી ત્યાંથી તત્કાળ ઉડયો. તે સમયે અત્યંત ઔત્સુકયતાને ધારણ કરનાર રાજાએ સેવકો પ્રત્યે કહ્યું 'ભો સેવકો! મારો પવન વેગ નામે અશ્વ શિઘ્ર તૈયાર કરીને અત્રે લાવો.' સેવકો તત્કાળ તે અશ્વને પર્યાણ સહિત નૃપતિ સમીપે લાવ્યા એટલે તેના ઉપર સ્વાર થઇ તે મૃગધ્વજ રાજા શુકની પાછળ ચાલ્યો. કોઈ પણ કારણથી સેવકો વિગેરે બીજા ઘણા મનુષ્યો નજીક હતા પણ રાજા શિવાય બીજા કોઈએ દૂર રહેલા મનુષ્યની જેમ આ શુકની વાણી સાંભળી ન હતી. તેથી રાજાને આ શું થયું? અચાનક કયાં જાય છે? એમ ધારી વિહ્વળ થયેલ મંત્રી વિગેરે રાજ પુરૂષોએ કેટલેક સુધી રાજાની પાછળ ગમન કર્યું પરંતુ છેવટે નિરાશ થઇ પાછા વળ્યા.

શુક આગળ અને નૃપતિ પાછળ એમ ઘણા વેગથી ચાલતા તેઓએ ક્ષણ માત્રમાં પવનની જેમ પાંચસે યોજન ભૂમિનું ઉલ્લંઘન કર્યું પરંતુ કોઈ દિવ્યાનુયોગે અશ્વને કે ભૂપતિને તેટલો માર્ગ અતિક્રમણ કર્યાનો લેશ માત્ર શ્રમ લાગ્યો નહિ. કર્મથી જેમ પ્રાણિ ભવાંતરને પામે તેમ તે વિઘ્નરક્ષી[1] પક્ષીથી આકર્ષણ થયેલો રાજા એક મહાટવીમાં પહોંચ્યો. 'અહો! સત્પુરૂષોના ચિત્તમાં પણ પૂર્વ ભવના અભ્યાસનો આશ્ચર્યકારી વાસ હોય છે જેથી સ્થાનાદિનો નિર્ણય જાણ્યા શિવાય એક પક્ષી ઉપર વિશ્વાસ રાખી મૃગધ્વજ

૧ વિઘ્નથી રક્ષણ કરનાર.

રાજા આટલે દૂર આવ્યો.' તે અટવીમાં મનોહર કિરણવંત મેરૂ પર્વતની ટુંક સદશ-કલ્યાણકારિ-આદ્ય તીર્થંકરનું સુવર્ણમણિ મય ચૈત્ય આવ્યું. તે ચૈત્યના કળશ ઉપર બેસીને મનોહર વાણીથી શુક બોલ્યો-'રાજન્ ! જન્મ શુદ્ધિને અર્થે શ્રીઆદિ દેવ પરમેશ્વરને વંદન કરો' એવું સાંભળી રાજાએ શુકના ઉતાવળે ગમન કરવાના ભયથી અશ્વ ઉપર બેઠા બેઠા જિનેશ્વરને પ્રણામ કર્યો. એ ઉપરથી જ્ઞાનવંત અને હિતૈષી તે પક્ષીએ રાજાનો અંતર્વિચાર જાણી પ્રાસાદમાં પ્રવેશ કરી શ્રીમાન્ ઋષભદેવ સ્વામીને પ્રણામ કર્યો. રાજાએ પણ અશ્વથી ઉતરીને જેમ પવિત્ર મનમાં જ્ઞાનની પાછળ વિવેક પ્રવેશ કરે તેમ શુકની પાછળ પ્રાસાદમાં પ્રવેશ કર્યો. ત્યાં શ્રી ઋષભદેવ ભગવંતની મણિમય અપ્રતિમ પ્રતિમા જોઈ આલ્હાદ પામી મિષ્ટ વચનથી મૃગધ્વજ રાજા બોલ્યો-'હે ભગવંત ! સ્તુતિ કરવાને ઉત્સાહી છું પરંતુ મ્હારામાં એવી નિપુણતા નથી, તેથી તમારી સ્તવનાને વિષે ભક્તિ અને અશક્તિવડે મ્હારૂં ચિત્ત દોલાયમાન છે; તોપણ અશક્ત પક્ષી જેમ પોતાના વેગથી આકાશ માર્ગે ઉડે છે તેમ હું પણ યથાશક્તિ તમારી સ્તુતિ કરૂં છું.

कथं तवामितदातुः मितदाः स्वर्द्रुमादयः
उपमा मुपयान्तीति नोपमेयोऽसिकेनचित् ॥१॥
नप्रसीदसिकस्यापि नददासि किंचन
तदप्याराध्य से सर्वैः अहोतेरीतिरद्भुता ॥२॥
निर्ममोपि जगत्राता निःसंगोपिजगत्प्रभुः
लोकोत्तर स्वरूपाय नीरूपाय नमोस्तुते ॥३॥

હે નાથ ! મિતદા[1] કલ્પવૃક્ષની સાથે તમારી અમિતદાતાની ઉપમા કોઈ પણ પ્રકારે ઘટતી નથી તેથી તમે અનુપમેય છો.

---

[1] મિતદા=માપથી ફળને આપનાર.

કોઇની ઉપર તમે પ્રસન્ન થતા થતી, કોઇને કાંઈ આપતા નથી તોપણ તમે સર્વેને આરાધ્ય છો એ તમારી અદ્ભુત રીતિ છે. નિર્મમ[1] છો તોપણ જગત્‌ત્રાતા છો અને નિઃસંગછો તોપણ જગતપ્રભુછો; લોકોત્તર સ્વરૂપવાન છતાં નીરૂપ[2] એવા હે ભગવાન્! તમને મારો નમસ્કાર છે.

રાજાની મિષ્ટ અને મ્હોટા સ્વરથી સ્તુતિરૂપ નીકળતી વાણી જીનાલયની નજીકના આશ્રમમાં રહેનાર ગાંગિલ ઋષિએ સાંભળી. પછી કોઈ પણ સંકેતથી જટાધારી અને વલ્કલના વસ્ત્રવાળો જાણે બીજો શીવજ હોયની એવો તે ઋષિ અરિહંત મહારાજના પ્રાસાદમાં આવ્યો. અનિંદ્ય વિદ્યાથી ભરપૂર હૃદયવાળા તે ઋષિએ ઋષભદેવ સ્વામીને ભકિત પૂર્વક વંદન કરીને મનોહર, નિર્દૂષણ અને તત્કાળના રચેલા ગદ્યબંધ પદથી જીનેશ્વરની સ્તુતિ કરવા માંડી—

"વિશ્વત્રયને ઉપકાર કરવાની પ્રથાને વિષે સમર્થ છતાં અનંત અતિશયની શોભાના સ્વામી—હે ત્રિજગદેકનાથ! તમે જયવંત વર્તો. નાભિરાજાના વિપુલ કુળરૂપ કમળને શોભાવવાને હંસ સમાન—મરૂદેવા માતાની કુક્ષિરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન—હે ત્રિભુવન જન સ્તવનીય! તમે જયવંત વર્તો. ત્રણ લોકના મનુષ્યના મનરૂપી કોક પક્ષિને શોક રહિત કરવાને સૂર્ય સમાન, અપર દેવના ગર્વને દૂર કરવાથી પ્રાપ્ત થયેલ નિર્મળ, નિઃસમ અને નિઃસીમ મહિમારૂપી કમળાને વિલાસ કરવાને કમલાકર[3] સમાન,—આત્મિક સ્વભાવનો રસ અને જ્ઞાન દર્શન જનિત ભકિતની એકયતાને લીધે એક એકથી અગ્રેસર થઇને નમસ્કાર કરતા દેવ, કિન્નર અને નરપતિના મસ્તક ઉપર રહેલા માણિકય જડિત મુકુટના કાંતિરૂપી નીરલહરીથી પ્રક્ષાલન થયા છે પદકમળ જેના—અને જેણે રાગદ્વેષાદિ દોષમલનો સમસ્ત પ્રકારે વિધ્વંસ કર્યો છે—એવા હે તીર્થંકર દેવ! તમે જયવંત વર્તો. સંસાર સમુદ્રમાં ડુબતા મનુ-

૧ મમતા રહિત ૨ નીરૂપ—નિરાકાર. ૩ કમળવાળું સરોવર.

ધોને પાર ઉતારવાને યાનપાત્ર[1] સમાન-સિદ્ધિ વધુના ભ-ર્તા—અજર[2]-અમર[3]-અચર[4]-અદર[5]-અપર[6]-અપરંપર[7]-પરમેશ્વર—પરમયોગીશ્વર—હે યુગાદિજીનેશ્વર! તમને શ્રદ્ધા પૂર્વક નમસ્કાર કરૂં છું."

હર્ષ પ્રફુલ્લિત ચિત્તથી મનોહર ગદ્ય ભાષાએ જીનેશ્વ-રની સ્તુતિ કરીને તે ઋષિ નિઃકપટપણે રાજા પ્રત્યેં બોલ્યો-'ઋતુધ્વજ રાજાના કુળને વિષે ધ્વજ સમાન હે મૃગધ્વજ ભૂપતિ! તમે દૈવયોગે અમારા આશ્રમને વિષે આવી અ-મારા આકસ્મિક પ્રાહુણા[8] થયા છો માટે હર્ષ પૂર્વક ઉચિત આતિથ્ય અમે કરશું, કારણ કે તમારા જેવા અતિથિનો સં-યોગ ભાગ્ય યોગેજ થાય છે.'

એમ સાંભળી-આ કોણ મહર્ષિ છે! શા માટે મને આ-ગ્રહ કરીને લઈ જાય છે, મ્હારૂં નામ પ્રમુખ શી રીતે તેણે જાણ્યું-વિગેરે શંકાથી વિસ્મય ચિત્તવાળો રાજા તે ઋષિની સાથે આશ્રમમાં આવ્યો; કારણ કે ઉત્તમ પુરૂષો પ્રાર્થના ભંગ કરવામાં ભીરૂ હોયછે. પછી તે તપસ્વી મહા તેજસ્વી તે ભૂપતિની પ્રતિપત્તિ કરતા હર્ષ પૂર્વક બોલ્યા 'રાજન્! અત્રે આવી તમે અમને કૃતાર્થ કર્યા. હવે અમારા કુળને વિષે અ-લંકાર સમાન, જગત્‌વાસી મનુષ્યોના ચક્ષુને કાર્મણ સમાન, અમારા જીવિતવ્યથી અધિક અને અમારા જંગમ પ્રાણ સદૃશ આ કમલમાલા નામની કન્યાનું પાણિ ગ્રહણ કરી અમારો સ્વીકાર કરો. ઇષ્ટ વસ્તુ ખાવાનો વૈદ્યે ઉપદેશ કર્યો હોય તેમ માની રાજાએ આગ્રહથી તેમનું વચન અંગીકાર કર્યું. પછી ઋષિએ જેનું યૌવન વિકસ્વર થયું છે એવી તે કન્યાને આનંદ પૂર્વક રાજાને આપી. કહ્યું છે કે ઇષ્ટ કાર્યને વિષે કોણ વિલં-બ કરે. વલ્કલના વસ્ત્ર ધારણ કર્યા હતા તોપણ તે કન્યાને

---

૧ વહાણ. ૨ જરારહિત. ૩ મૃત્યુરહિત. ૪ સ્થિર ૫ ભયર-હિત. ૬ શત્રુરહિત. ૭ સંસાર પરંપરાથી રહિત. ૮ અતિથિ.

જોઈ રાજા અત્યંત પ્રસન્ન થયો. કમલમાલાની[1] સાથે રાજહંસની[2] પ્રીતિ થાય એ યુક્તજ છે. તે સમયે હર્ષ ભરિત હૃદયથી તાપસી વૃંદે ધવલ મંગલ કર્યું અને તે કાર્ય સંબંધી સર્વ વિધિ ગાંગિલ ઋષિએ પોતે કરાવ્યો. એ પ્રમાણે રાજાની સાથે તે કન્યાનું પાણિ ગ્રહણ કરાવી કરમોચનમાં મુલ પ્રાપ્તિને અર્થે એક મંત્ર આપ્યો; મુનિને બીજું દેવા યોગ્ય શું હોય? વિવાહ કાર્ય થઈ રહ્યા પછી રાજાએ રૂષિ પ્રત્યે કહ્યું 'મુને! રાજ્ય શુન્યમુકીને હું અત્રે ઉતાવળે આવ્યો છું માટે, અહીંથી ચાલવાને સજ્જાઇ કરાવો.

ઋષિ: 'દિશારૂપી વસ્ત્રને ધારણ કરનારા અમે ઋષિઓ તેને તૈયારી શું કરવી? તમારો દિવ્ય વેષ અને અમારો વલ્કલના વસ્ત્રનો વેષ એ જોઇ મારી પુત્રી ખેદ પામે છે. વળી બાળ વયથી વૃક્ષોને સિંચન કરનારી તે બાળાએ આજ પર્યંત તપસ્વિઓનીજ રીતિ જોઇ છે તેથી જન્મથીજ એ ભોળી છે તથાપિ તમારે વિષે અતિશય સ્નેહવતી છે માટે એને સપત્નીઓથી[3] પરાભૂતિ[4] ન થાય તેમ વર્ત્તજો.'

રાજા:—'એને પરાભૂતિ[5] પ્રાપ્ત થશે એજ પ્રમાણે હું વર્ત્તન કરીશ અને આપનું વચન સર્વ પ્રકારે લેશ માત્ર ખંડિત નહિ થાય.'

એ પ્રમાણે ઋષિની સાથે પ્રીતિ વાર્ત્તા કરીને નિપુણ રાજા તાપસીઓને ઉદ્દેશીને હર્ષ સહિત બોલ્યો—'અત્રે તો હાલ પહેરવા લાયક વસ્ત્ર પણ ક્યાંથી? પરંતુ હું મારા નગર પ્રત્યે પહોંચ્યા પછી તમારી પુત્રીના સર્વ મનોરથ પૂર્ણ કરીશ.' એ સાંભળી અત્યંત ખેદ પુર્વક ઋષિ બોલ્યો 'અહો! અને ધિક્કાર છે. કારણ કે નિર્ધનની જેમ મારી પુત્રીને વસ્ત્રાદિક કરવામાં પણ હું સમર્થ નથી.' એમ બોલી દુઃખથી

---

૧ કમળમાળા=એ નામની કન્યા-કમળની પંક્તિ.
૨ રાજહંસ=રાજાઓમાં હંસ સમાન-રાજહંસ પક્ષી.
૩ શોકયોથી ૪ પરાભવ. ૫ પરા-ઉત્કૃષ્ટ-ભૂતિ=વૈભવ

તેના નેત્રમાં અશ્રુધારા ચાલી તેવામાં પાસેના આમ્રવૃક્ષથી-વાદળામાંથી જેમ પાણીના ધારા પડે તેમ વસ્ત્ર અને આભરણની શ્રેણિ પડી. તે જોઇને સર્વ ચમત્કાર પામ્યા અને કન્યા અનુત્તર[1] ભાગ્યવતી છે એમ નિશ્ચય કર્યો.

ફલદવૃક્ષોથી ફળ પડે, જલદ ઘટાથી જળ પડે પરંતુ વસ્ત્રાદિ પડવાનો સંભવ ન હોય તથાપિ પુણ્યના યોગે શું નથી થતું? પુણ્યથી સર્વ આશ્ચર્યકારિ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે—

पुण्यैः संभाव्यते पुंसा मसंभाव्य मपि क्षितौ।
तेरुर्मेरु समाः शैलाः किंन रामस्य वारिधौ॥

પુરૂષને જગતમાં અસંભવિત વસ્તુનો પણ પુણ્યના યોગે સંભવ થાય. શું રામચંદ્રના મેરૂસમાન પર્વતો સમુદ્રમાં તર્યા ન હતા? પછી અત્યંત હર્ષ પામેલ રાજા ઋષિની સાથે સ્ત્રીને લઇ તે પ્રાસાદમાં ગયો અને બોલ્યો 'હે પ્રભો પુનઃ ઉતાવળો થઇનેજ આપના દર્શન કરવા આવ્યો છું તોપણ તમારૂં પવિત્ર દર્શન પાષાણને વિષે ટાંકણાની જેમ મારા હૃદયમાં સ્થિર થાઓ.' એ પ્રમાણે સ્તુતિ પુર્વક જિનેશ્વર ભગવંતને પ્રણામ કરી-બ્હાર આવી-રાજાએ ઋષિને માર્ગ પુછયો.

ઋષિએ કહ્યું 'હું માર્ગ પ્રમુખની વાત જાણતો નથી.'

રાજા: 'ત્યારે મ્હારૂં નામ વિગેરે કયાંથી જાણ્યું?'

ઋષિ: રાજન્! તે સંબંધી વૃત્તાંત સાંભળો. અન્યદા મનોહર અને તરૂણાવસ્થાને પામેલી આ કન્યાને જોઇ હું વિચારવા લાગ્યો કે રૂપ, વય અને ગુણે કરીને યોગ્ય આ કન્યાનો કોણ ભર્તાર થશે? એવામાં આમ્રવૃક્ષ ઉપર બેઠેલો એક શુક બોલ્યો-હેઋષિ! તું ચિંતા ન કર. ઋતુધ્વજ રાજાના પુત્ર મૃગધ્વજ ભૂપતિને હમણાંજ હું આ પ્રાસાદમાં લાવું

1 અતુલ્ય.

છું. કલ્પવૃક્ષને જેમ કલ્પવલ્લી તેમ આ કન્યા તેનેજ યોગ્ય છે માટે એ વાતમાં સંદેહ ન ધરવો. એમ કહીને તે ગયો અને પછી તમે આવ્યા એટલે એના કહ્યા પ્રમાણે મેં મારી કન્યા યોગ્ય વિધિ પુર્વક તમને પરણાવી. એ શિવાય બીજું કાંઇ હું જાણતો નથી.'

એમ સાંભળી રાજા ચિંતામાં પડયો એવામાં અવસરનો જાણ તે શુક આગળ આવીને બોલ્યો 'હે નૃપતિ! તમે મારી પાછળ આવો હું તમને માર્ગ દેખાડીશ. અગર જો હું પક્ષી છું પરંતુ પોતાનો આશ્રય કરેલા મનુષ્યની ઉપેક્ષા નહિ કરૂં; કારણ કે પોતાને આશ્રયે આવેલો ક્ષુદ્ર મનુષ્ય પણ અનુપેક્ષ્ય છે તો તમારા જેવા મહાન પુરૂષને માટે શું કહેવું? એટલા માટેજ શશી પોતાના ઉત્સંગમાં રહેલ શશલાના બાળનો ત્યાગ કરતો નથી-તમે આર્ય પુરૂષમાં મુખ્યતા ધારણ કરનાર છો તેથી અનાર્યની જેમ અને વિસરશો નહિ અને હું તો ક્ષુદ્ર છું પણ તમને નહિ વિસારૂં.'

પછી ચમત્કાર પામેલો રાજા ઋષિની આજ્ઞા લઈ સ્ત્રી સહિત અશ્વ ઉપર આરૂઢ થઇ શુકની પાછળ ચાલ્યો. એમ ચાલતા અનુક્રમે ક્ષિતિ પ્રતષ્ઠિતપુર કાંઇક દ્રષ્ટિગોચર થયું એટલે પોપટ એક વૃક્ષ ઉપર સ્થિર થઇને બેઠો. તેથી રાજાએ શંકા પામી આગ્રહ પૂર્વક તેને કહ્યું-'યદ્યપિ નગરના પ્રાસાદ અને કિલ્લાના કાંગરા દેખાય છે પરંતુ હજી તે ઘણુ દૂર છે, છતાં હે શુક! તું રૂષ્ટમાન થયેલ મનુષ્યની જેમ અત્રે કેમ સ્થિર થાય છે?'

શુક: અત્રે સ્થિર રહેવાનું મ્હોટું કારણ છે. કારણ કે ડાહ્યા પુરૂષોની કોઇ પણ સ્થળે હેતુવિના પ્રવૃત્તિ ન હોય.'

રાજાએ તે કારણ પુછવાથી શુક બોલ્યો-રાજન્! ચંદ્રપુરીના રાજા ચંદ્રશેખરની બ્હેન ચંદ્રાવતી તમારી વલ્લભા છે. અંતઃકરણમાં દુષ્ટ પરિણામને ધારણ કરનારી અને મુખે મીઠું બોલનારી તે-ગાયના મુખવાળી અને વ્યાઘ્ર રૂપને

મારણ કરનારી છે. પાણીની જેમ સ્ત્રીયોની પ્રાયે વિષમ ગતિ હોય છે. તમારાથી વિરક્ત ચિત્તવાળી તેણીએ તમને રાજ્યથી દૂર ગયા જાણી-શાકિનીની જેમ છળ પામી-પોતાના ભાઈને તમારૂં રાજ્ય ગ્રહણ કરવા બોલાવ્યો. "અબળાઓને ઈચ્છિત કાર્યની સિદ્ધિમાં છળ એજ અતુલ બળ છે." પછી તે ચંદ્રશેખર રાજા ચતુરંગ સેના લઈને તમારૂં રાજ્ય ગ્રહણ કરવાને આવ્યો કારણ કે હાથમાં આવેલું રાજ્ય કોણ છોડી દે. તે સમયે શહેરની અંદર રહેલા તમારા સુભટોએ નગરદ્વાર વાસી દીધા તેથી સર્પ જેમ નિધિને વીંટાઇને રહે તેમ તે ચંદ્રશેખર શહેરને ઘેરીને રહ્યો. તમારા ઉદ્ભટ સુભટો નગરમાં ચોતરફ યુદ્ધ કરતા સાંપ્રતકાળે પોતાના વીરપણાના અભિમાનથી શોભે છે. પરંતુ સ્વામીવિનાના તેઓ શત્રુઓ ઉપર શીરીતે જય પામે? લોકોમાં પણ કહેવત છે કે 'નાયક વિનાનું સૈન્ય નાશ પામે.' રાજન્! આવી રીતે આફતમાં આવી પડેલા નગરમાં શી રીતે પ્રવેશ કરવો એ વિચારથી દુઃખિત થઈ હું અત્રે રહ્યો છું.

પોપટના મુખથી એવો ચિત્તરોધક વૃત્તાંત સાંભળી પરિતાપ પામતો રાજા મનમાં વિચારવા લાગ્યો-અહો! દુરાચરણી સ્ત્રીઓના હૃદયની દુષ્ટતાને ધિક્કાર છે! અહો! ચંદ્રશેખરે પણ કેવું સાહસ કર્યું! આહા! કેવું એનું નિઃશંકચિત્ત! પોતાના સ્વામીનું રાજ્ય ગ્રહણ કરવાની તે સ્ત્રીની તૃષ્ણા પણ કેવી! આહા! કેવી અન્યાયની નિષ્ટતા! અરે પણ એમાં ચંદ્રશેખરનો શો દોષ! શૂન્ય રાજ્ય ગ્રહણ કરવાની ઈચ્છા કોણ ન કરે? રક્ષક વિનાનું ક્ષેત્ર પણ સુઅરો ચરી ખાય છે. પરવશપણાથી સાહસ કરનાર મનેજ ધિક્કાર છે; કારણ કે વિવેક વિચાર રહિત કાર્ય કરવાથી પાછળ પશ્ચાત્તાપ થાય છે અને વિપત્તિઓ સહન કરવી પડે છે. કાર્ય કરવું, થાપણ મુકવી, વિશ્વાસ કરવો, આપવું, આદરવું, બોલવું, ખાવું, મુકવું એ સર્વે ક્રિયાઓ વિચાર્યા વ

...ર કર્યાથી મનુષ્યને પશ્ચાત્તાપ કરાવનાર થાય છે. કહ્યું છે કે-

सगुण मपगुणंवा कुर्वता कार्य जातम् ।
परिणतिरवधार्या यत्नतः पंडितेन ॥
अतिरभस कृतानां कर्मणामाविपत्तेः ।
भवति हृदय दाही शल्य तुल्यो विपाकः ॥

સગુણ અથવા ગુણરહિત કાર્ય સમૂહને કરતા પંડિત પુરૂષોએ યત્નથી તેનું પરિણામ વિચારવું, કારણ કે અતિ સાહસે કરેલા કાર્યનું પરિણામ હૃદયને દહન કરનાર શાલ્યની જેવું વિપત્તિને આપનારૂં થાય.

એ પ્રમાણે પશ્ચાત્તાપ કરનાર અને પોતાને રાજ્યથી ભ્રષ્ટ થયેલ માનનાર મૃગધ્વજ રાજા પ્રત્યે ગર્ભથી પોપટે કહ્યું 'હે નરશ્રેષ્ટ! ફોકટ પશ્ચાત્તાપ ન કરો. મારૂં કહેલ કાર્ય કરતા અશુભ કેમ થાય? શું ડાહ્યા વૈદ્યે બતાવેલા પ્રયોગથી કોઇ વખત વ્યાધિ પીડા કરે? માટે હે વસુધાપતિ! તમારૂં રાજ્ય ગયું એમ ન જાણો. હજી તમે ઘણા કાળ સુધી શ્રેષ્ટ રાજ્ય લક્ષ્મીને સુખે ભોગવશો' નૈમિત્તિકના વચનની જેમ તે પોપટના બોલવાથી પોતાને રાજ્ય પ્રાપ્તિ થશે એવો વિશ્વાસ જ્યાં મનમાં ઉત્પન્ન થયો તેવામાં દાવાનળ જેવું શસ્ત્ર બદ્ધ થયેલું-ચાતુરંગિક સૈન્યને પોતાની તરફ આવતું જોઇ ભય પામી રાજા વિચારવા લાગ્યો-'જે શત્રુના સૈન્યે મને હીનતા પ્રાપ્ત કરાવી તે મને અત્રે આવેલ જાણી નિશ્ચયે મારો વધ કરવાને વેગથી અહી આવે છે. હવે હું એકલો આ સ્ત્રીનું રક્ષણ અને યુદ્ધ શી રીતે કરીશ?' એમ વિચારી 'હવે શું કરવું' એ ધ્યાનમાં લીન થયેલ રાજા જડવત્ થઈ ગયો તેવામાં 'હે સ્વામિન્! તમે ચીરંજીવો! જય પામો! આપના સેવકોને આજ્ઞા કરો! હાથથી ગયેલા નિધાનની જેમ મહત્ પુણ્યે આજે આપના દર્શન થયા માટે કૃપા દ્રષ્ટિ કરીને આપના બાલક સમાન સેવકોની સંભાવના કરો.' એ પ્ર-

માણે બોલતી પોતાનીજ સેનાને જોઈ મૃગધ્વજ રાજા વિસ્મય પામ્યો અને પછી હર્ષ પૂર્વક સૈનિકોને પુછયું 'તમે અહીં કયાં થી અને શીરીતે આવ્યા?

સૈનિકો-'આપને અત્રે આવેલા અમે જોયા. અમે નથી જાણતા કે અમને વેગથી અત્રે કોણ લાવ્યું. હે દેવ! પુણ્યયોગે આ દિવ્યાનુભાવ થયો છે.'

એવો સર્વ જગત્‌ને વિસ્મયદાતા વ્યતિકર શ્રવણ કરી ચમત્કાર પામતો રાજા આ પ્રમાણે તર્ક કરવા લાગ્યો-'અહો આ પોપટની વાણી વેદની જેમ અવિસંવાદી છે. મ્હારી ઉપર ઉપકાર કરનાર તે શુકનું મારે અનેક પ્રકારે સન્માન કરવું. હું તેનો શી રીતે પ્રત્યુપકાર કરીશ? શું એ કોઈ પણ વસ્તુની સ્પૃહાવાળો હશે ? કદાચ હું ઘણા ઉપકાર કરીશ તોપણ પૂર્વે કરેલા ઉપકારવાળા તે શુકનો અનૃણી નહિ થાઉં. કહ્યું છે કે.

प्रत्युपकुर्वन्बह्वपि न भवति पूर्वोपकारिणस्तुल्यः

एकोऽनु करोति कृतं निष्कारण मेव कुरुतेऽन्यः

માણસ બહુ પ્રકારે પ્રત્યુપકાર કરતા છતાં પણ પૂર્વે ઉપકાર કરનારની બરોબર થતો નથી કારણ કે પ્રત્યુપકાર કરનાર કરેલા કાર્યને અનુસરે છે અને પૂર્વે ઉપકાર કરનાર તો નિષ્કારણ તે કાર્યમાં પ્રવર્ત્તે છે.

એમ વિચારી પ્રીતિ પૂર્વક પોપટ તરફ દ્રષ્ટિ કરે છે ત્યાં પ્રભાત સમયે બુધની જેમ તેને અલોપ થયેલ જાણ્યો. વળી વિચારવા લાગ્યો કે નિશ્ચયે પ્રત્યુપકારની બ્હીકથી એ શુક દૂરથીજ ચાલ્યો ગયો; કારણ કે ઉત્તમ પુરૂષો પરોપકારને માટેજ હોય છે. ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્યોના ચિત્તમાં કોઈ જુદાજ પ્રકારની કઠોરતા હોય છે કારણ કે તેઓ પ્રત્યુપકારના ભયથી ઉપકાર કરીને તરતજ દૂર ચાલ્યા જાય છે. અહો? એવો જ્ઞાનનિધિજો નિરંતર સહાયકારી હોય તો મનુષ્યને જગત્‌માં કઈ વસ્તુ વિષમ થાય? અર્થાત્ સર્વ કાર્ય રૂ-

ડી રીતે સિદ્ધ થાય. એવા સહાયકારી મિત્રનો યોગ પ્રાયે ક્વચિતજ થાય છે. કદાચ યોગ થાય છે તો નિર્ધનના દ્રવ્યની જેમ ઘણાકાળ સુધી સ્થિર રહેતો નથી. અહો ! એ જ્ઞાની શુક કોણ હશે? મ્હારો હિતવાંછક શાથી થયો હશે? ક્યાંથી આવ્યો અને ક્યાં ગયો હશે? વૃક્ષ ઉપરથી વસ્ત્ર શી રીતે પડયા? આ મ્હારી સેના અહીં શી રીતે આવી ? એ બધા સંશયોનો ગુફાના અંધકારની જેમ જ્ઞાન દીપકવિના શી રીતે નાશ થાય ?

પછી અત્યંત વ્યગ્ર ચિત્તવાળા મહીપતિએ સૈન્યમાંથી અગ્રેસર અમાત્યાદિએ પુછવાથી પોપટનો તે સઘળો વૃત્તાંત પ્રગટપણે કીધો. તે સાંભળી સમગ્ર સેવકજનો આશ્ચર્ય પામી બોલ્યા–' રાજન્ ! થોડા સમયમાં તે પોપટનો આપને મેળાપ થશે. કારણ કે જે જેનો હિતાકાંક્ષી હોય તે તેનો અનુપેક્ષી ન હોય. સર્વે સંશયો જ્ઞાનિ મુનિના પુછવાના પ્રયોગથી શુષ્ક પર્ણની જેમ સુપેષ્ય છે, અર્થાત્ કોઈ જ્ઞાનીનો યોગ થયે તેમને પુછવાથી સર્વ શંકાઓ દૂર થશે કારણ કે જ્ઞાનીને કાંઈ પણ અગોચર નથી. હવે આવી ચિંતાઓ ચિત્તમાંથી દૂર કરી આપના નગરમાં પધારી તેને પવિત્ર કરો. નિરંતર આપને માન આપનાર પૌરજનો આપના દર્શનથી અત્યંત હર્ષ પામશે ' તેઓનું એ બોલવું યુક્ત છે એમ ધારી રાજાએ તે માન્ય કર્યું, કારણ કે ' સમયોચિત કહેલ કાર્ય કોને સંમત ન થાય. '

પછી વિસ્તાર પામતા વાજિત્રોના ઘોષથી દિશાઓને શબ્દમય કરતો તે રાજા ક્ષણ માત્રમાં પોતાના નગર પ્રત્યે પહોંચ્યો. તેને સૈન્ય સહિત આવતો જાણી ગરૂડને આવવાથી જેમ ઉંદર ગળી જાય તેમ ચંદ્રશેખર ભય પામી ગળવા લાગ્યો. તે સમયે ઉત્પન્ન થયેલ મતિથી પોતાનું કાર્ય સાધવાની યુક્તિ રચી. કોઈ ભાટને દ્રવ્ય આપી તેણે મૃગધ્વજ રાજા પાસે મોકલ્યો. તેણે નૃપતિ સમીપે જઈ આ પ્રમાણે

કહ્યું 'હે નાથ! શ્રેષ્ઠ બુદ્ધિને ધારણ કરનાર આપના ચરણ કમળ પ્રત્યે મારો સ્વામી આપની કૃપા મેળવવા આ પ્રમાણે વિનંતિ કરે છે. હે પૂજ્ય પૃથ્વીપતિ, આપને કોઈ ધૂર્તે છળમાં નાંખ્યા અને તેથી આપ રાજ્ય તજી દૂર ગયા છો એમ જાણી આપના નગરનું રક્ષણ કરવાને કેટલીક સેના લઈને અત્રે આવ્યો. અહીંના અજ્ઞાન સુભટોએ મારો હેતુ નજાણતાં શત્રુની જેમ મારી સાથે હથિયાર ધારણ કરી યુદ્ધ કરવાનો આરંભ કર્યો. શત્રુઓથી આપના નગરનું રક્ષણ થાય તેટલા માટે યુદ્ધમાં મેં અનેક પ્રહારો સહન કર્યા. સ્વામીના કાર્યને વિષે જે એક ચિત્તવાળો ન થાય તે સેવક શા કામનો? કહ્યું છે કે—

पुत्रः पितु र्गुरोः शिष्यः स्वामिनोपिच सेवकः ।
पत्नीपत्युः पुनः कार्ये युक्तं प्राणांस्तृणीयति. ॥

પિતાના કાર્યમાં પુત્ર, ગુરૂના કાર્યમાં શિષ્ય, સ્વામીના કાર્યમાં સેવક, અને પતિના કાર્યમાં સ્ત્રી પોતાના પ્રાણને પણ તૃણ સમાન ગણે એજ યુક્ત છે. અર્થાત્ પુત્ર, શિષ્ય, સેવક અને સ્ત્રી એઓ પિતા, ગુરૂ, સ્વામી અને પતિના કાર્યની સિદ્ધિને માટે પોતાના પ્રાણ આપવા પડે તો પણ આપે ત્યારે તેનો સ્વધર્મ સચવાયો ગણાય."

ભાટની એ પ્રમાણેની વાણી સાંભળી સત્યાસત્યને વિષે સંદેહ પડતા છતાં પણ રાજાએ દાક્ષિણ્યતાને લીધે સર્વે સત્ય માન્યું અને સામા આવતા ચંદ્રશેખરને સારી રીતે માન આપી મળ્યો. તે જોઈ અહો! આ નૃપતિમાં દક્ષતા, દાક્ષિણ્યતા અને ગાંભીર્યતા વિગેરે કેવા ગુણો વસે છે, એમ વિચારતા લોકો તેની અત્યંત પ્રશંસા કરવા લાગ્યા. પછી લક્ષ્મીએ સહિત કૃષ્ણની જેમ તે વસુધાપતિએ પોતાની સ્ત્રી કમલમાલાની સાથે ઉત્સવ પુર્વક પોતાના નગરમાં પ્રવેશ કર્યો. તે સમયે નાગરિકોએ જયજયારવ કરી રાજાને પુષ્પ અને મોતીથી વધાવ્યો. દ્વિતીયાની બાલ ચંદ્રકલા જેવી કમલ-

માલાને રાજાએ સર્વ સ્ત્રીઓને વિષે પટ્ટરાણી પદે સ્થાપી.

જેમ જય પ્રાપ્તિમાં રાજા મુખ્ય હેતુ છે અને પાયદલ વિગેરે લશ્કર સહાયકારી હેતુ છે તેમ પુત્ર પ્રાપ્તિમાં ધર્મ મુખ્ય હેતુ અને મંત્રાદિ સહાયકારી હેતુ છે એમ ધારી અનંદા ગાંગિલ ઋષિએ આપેલ મંત્રનો પુત્ર પ્રાપ્તિને અર્થે રાજાએ વિધિપૂર્વક જાપ કર્યો. તે મંત્રના પ્રભાવથી સર્વે રાણીઓને એક એક પુત્ર થયો. કહ્યું છે કે નિમિત્તના[1] યોગે નૈમિત્તકનો[2] ઉદ્ભવ થાય.' દાક્ષિણ્યતાને લીધે રાજા ચંદ્રાવતી રાણીને માન આપતો પરંતુ પૂર્વ કરેલા પતિદ્રોહ રૂપ પાતકથી તેણીને પુત્ર ન થયો. ત્યારપછી રાણીને વિષે સુતેલી કમલમાલાએ દિવ્ય ઉપાલંભ સદશ સ્વપ્ન જોયું. તે જોઇ પોતાના પ્રાણપતિ પાસે જઈ આ પ્રમાણે નિવેદન કર્યું–હે પ્રાણેશ! આજ પાછલી રાત્રે અર્ધ નિદ્રાવસ્થામાં હું સુતી હતી તેવામાં મેં તે આશ્રમ મધ્યે આવેલા જીનચૈત્યમાં પ્રથમ તીર્થંકર શ્રી ઋષભસ્વામીના દર્શન કર્યાં. તે સમયે પ્રસન્ન થઈ પ્રભુએ મને આ પ્રમાણે કહ્યું–ભદ્રે! આ પોપટ ગૃહણ કર અને બીજી વખત તને હંસ આપીશ.' એમ આજ્ઞા કરીને તીર્થંકરદેવે દિવ્ય વસ્તુની જેમ સર્વાંગે સુંદર એક કીર[3] મારા હસ્તમાં અર્પણ કર્યો. તે પ્રભુની કૃપાથી જાણે મને ઐશ્વર્ય પ્રાપ્ત થયું હોય તેમ અત્યંત હર્ષ પામતી હું તેજ ક્ષણે જાગી ઉઠી. હે કાંત! અચાનક પ્રાપ્ત થયેલ તે સ્વપ્નની વૃક્ષની જેમ આપણને કઇ ફળ પ્રાપ્તિરૂપ સંપત્તિ પ્રાપ્ત થશે?'

'પરમાનંદ રૂપ કંદને પલ્લવિત કરવાને મેઘ સમાન કમલમાલાનો સ્વપ્ન વૃત્તાંત શ્રવણ કરી સ્વપ્ન ફળને જાણનાર નૃપતિ બોલ્યો–દેવતાની જેમ આવા પ્રકારના સ્વપ્નનું દર્શન એજ દુર્લભ છે. કદાચ પૂર્ણ ભાગ્યોદયે દેખીએ તો તેનું પુર્ણ ફળ પામીએ. હે પ્રિયે! આ સ્વપ્નના પ્રભાવથી તારે દિવ્ય

---

૧ કારણ. ૨ કાર્ય. ૩ પોપટ.

રૂપ અને દિવ્ય સ્વભાવવાળા-ચંદ્ર સૂર્ય સમાન-અનુક્રમે બે પુત્રો થશે. હે સુભ્રુ! પક્ષીગણને વિષે જેમ પોપટ અને હંસ શ્રેષ્ટ છે તેમ ક્ષત્રમંડલમાં તારા પુત્રો શ્રેષ્ટ થશે. હે કાંતા! પરમેશ્વરે પ્રસાદદાન કર્યું તેથી તે તારા પુત્રો પ્રાંતે પરમેશ્વર તુલ્ય થશે તેમાં સંશય ન જાણવો.

મૃગધ્વજ રાજાની એ પ્રમાણેની વાણી શ્રવણ કરીને આનંદ સમુહ પ્રાપ્ત કરનારી કમલમાળા, રત્નાગર્ભા (પૃથ્વી) જેમ સદ્રત્નને અને આકાશ જેમ આકાશરત્નને (સૂર્યને) ધારણ કરે તેમ ગર્ભને ધારણ કરતી હવી. મેરૂની પૃથ્વીને વિષે કલ્પવૃક્ષનો અંકુર જેમ સદ્દરસથી વૃદ્ધિ પામે તેમ રાજાએ પુર્ણ કરેલા રમ્ય અને ધર્મ પરિણામવાળા દોહદોથી તે ગર્ભ, વૃદ્ધિ પામવા લાગ્યો. અન્યદા શુભ દિવસે, શુભ લગ્ને અને શુભ લગ્નાંશને વિષે તે કમલમાલા રાણીએ, પુર્વ દિશા જેમ પુર્ણિમાના ચંદ્રને પ્રસવે તેમ ઉત્તમ પુત્રને જન્મ આપ્યો. પટ્ટરાણીનો પુત્ર હોવાથી રાજાએ તેનો જન્મોત્સવ સર્વથી શ્રેષ્ટ કર્યો, કારણ કે રાજાઓની એ રીતિ છે.

ત્રીજે દિવસે સૂર્યચંદ્ર દર્શનનો સંસ્કાર ઉત્સવ પુર્વક કરાવ્યો. છઠે દિવસે લક્ષ્મીના સાગર સમાન ષષ્ટીજાગરણનો ઉત્સવ કર્યો. આ સર્વ દિપ્તિમાન મહોત્સવની શોભા જોઈ રાજા અત્યંત ઉલ્લાસ પામ્યો. બારમે દિવસે મહીપતિએ ઉત્સાહ અને ઉત્સવ પુર્વક સ્વપ્નને અનુસારે પુત્રનું શુકરાજ નામ પાડયું. જેમ પાંચ* સમિતિએ સંયમ વૃદ્ધિ પામે તેમ પ્રેમ પુર્વક પાલન કરનારી પાંચ ધાવમાતાથી પાલન કરાતો તે બાળ વૃદ્ધિ પામવા લાગ્યો. માતાપિતાને આનંદ પ્રાપ્ત કરાવનાર અન્ન પાશન, લક્ષ્મીના દર્શનરૂપ રમણું, હર્ષનું કારણ

---

* ૧ ઇર્યા સમિતિ, ૨ ભાષા સમિતિ; ૩ એષણા સમિતિ, ૪ આદાનભંડનિક્ષેપ સમિતિ, ૫ પારિષ્ટાપનિકા સમિતિ.

જે ચાલવું, કોમલ વચન બોલવા, ચિત્તને આનંદ પ્રાપ્ત કરાવે એવાં લુગડાં પહેરાવવા, પ્રેમની સાક્ષાત ગાંઠ રૂપ વર્ષગાંઠ ઈત્યાદિ સર્વ કૃત્યો નૃપતિએ ક્રમ અને ઉત્સાહ પુર્વક કરાવ્યા. જાણે ન્યાય માર્ગનો સારથિ હોય એવો તે બાલ અનુક્રમે વૃદ્ધિ પામ્યો. પાંચ વર્ષનો સહકાર ફુલવંત થાય તેમ પાંચ વર્ષનો થયો ત્યારે તેના સર્વ વ્યાપાર સફલ થયા. અદભુત રૂપ સંપત્તિથી ઇંદ્રના પુત્ર જયંત કુમારને પણ જીતનાર તે બાલકને વિષે સર્વ પ્રકારની ગુણ લક્ષ્મી સ્પર્ધાથિ એક સાથે આવી મળી. વાણીની ચતુરાઈ અને મધુરતાથી તે વયે બાલક છે પણ અબાલ * પુરૂષની જેમ સજ્જનોના મન રંજન કરવા લાગ્યો.

અન્યદા વસંત ઋતુને વિષે મૃગધ્વજ રાજા દેવી કમલમાલા અને કુમારને સાથે લઈ અનેક પ્રકારના પુષ્પોથી સુગંધિત થયેલ પોતાના બાગમાં ગયો ત્યાં તેજ આમ્રવૃક્ષની નીચે જઇને બેઠા એટલે રાજા પૂર્વે બનેલો સર્વ વૃત્તાંત યાદ લાવી રાણીને પ્રીતિપૂર્વક કહેવા લાગ્યો–'હે પ્રિયે! આ તેજ આમ્રવૃક્ષછે કે જે આમ્રવૃક્ષ નીચે પોપટે કહેલ તારૂં નામ-તારો વૃત્તાંત-શ્રવણ કરી, હું તે આશ્રમ પ્રત્યે તત્કાળ આવ્યો અને ત્યાં તારૂં પાણિગ્રહણ કરીને મેં મારો દેહ કૃતાર્થ કર્યો.' એ સર્વ વાત પિતાના ઉત્સંગમાં બેઠેલા બાળકે સાંભળી અને તરતજ મુર્છા આવવાથી જેમ બાલ કલ્પવૃક્ષ છેદાઇને જમીન ઉપર પડે તેમ તે પણ ભૂમિ ઉપર પડયો, તે સાથે માતાપિતાનો વૃદ્ધિ પામતો હર્ષ પણ છેદાયો. તે જોઇ અત્યંત આતુર થયેલા માતાપિતાએ રૂદન સાથે કોલાહલ કરી મુકયો જે સાંભળી સર્વ લોક ત્યાં આવ્યા. 'અરે આ શું થયું!' એમ બોલતા સર્વ લોકો પણ ખેદ પામ્યા; કારણ કે મ્હોટાનું સુખ દુઃખ સર્વને સાધારણ હોય છે. શીતલ ચંદનજળે સીંચવાથી, કદલીદલવડે પવન નાંખવાથી, અને બીજા અનેક

* વૃદ્ધ.

ઉપચાર કરવાથી કેટલેક કાળે કુમારને ચેતના આવી, અને પદ્મકમલ સરખા નેત્ર કમલ ઉઘડ્યા. સૂર્યરૂપ ચૈતન્યનો યોગ છતાં પણ તેનું વદન કમલ પ્રફુલ્લિત થયું નહિં. ચોતરફ પ્રેક્ષાપૂર્વક દ્રષ્ટિ પ્રસારતો હતો પરંતુ બહુ પ્રકારે બોલાવ્યા છતાં પણ તે બોલ્યો નહિ; છદ્મસ્થઅવસ્થાને વિષે જેમ તીર્થંકર મૌન હોય તેમ તે કુમાર પણ મૌનપણું પામ્યો. પુત્રને દૈવયોગે કાંઈ છળ થયું તે કાંઇક તો શમ્યું, પરંતુ અરે રે! આપણા દુર્ભાગ્યના ઉદયથી જીવ્હા બંધજ રહી એવી ચિંતાને વિષે લીન થયેલા માતાપિતા બાળકને લઇને નગરમાં આવ્યા. પછી ભૂપતિએ પુત્રને નાના પ્રકારના ઉપચારો કર્યા પરંતુ દુર્જનને વિષે કરેલા ઉપકારની જેમ તે સર્વે નિષ્ફળ ગયા. તેવી અવસ્થામાં છ માસ નીકળી ગયા પણ તે અરસામાં તે એકે વખત બોલ્યો નહિ અને તેના અબોલ રહેવાનું કારણ કોઈ જાણાવી શક્યું નહિ. 'ચંદ્ર કલંકિત, સૂર્ય તીક્ષ્ણ, આકાશ શૂન્ય' પવન ચળ, મણિ પથ્થર, કલ્પવૃક્ષ લાકડું, પૃથ્વી રજસમૂહ, સમુદ્ર ક્ષાર, મેઘ કૃષ્ન, અગ્નિ દહન કરનારો, પાણી નીચી ભૂમિ તરફ જનારૂં, મેરૂ કઠોર, કર્પૂર સુગંધિ પણ અસ્થિર, કસ્તુરી કાળી, વિદ્વાન નિર્ધન, શ્રીમંત મૂર્ખ, રાજા લોભી—એ સર્વ વસ્તુઓ ઉત્તમ છતાં એક એક દૂષણવાળી છે તેમ રાજાનો પુત્ર અબોલ રહ્યો. અરેરે! વિધાતા રત્નદુષી છે.' એ પ્રમાણે ઉંચે પ્રકારે ચોતરફ લોકો પણ શોક કરવા લાગ્યા. મ્હોટા પુરૂષનું દુઃખ જોઈ કોનું મન દુઃખિત ન થાય?'

એમ દિવસ વ્યતીત થતાં જેમાં જાગવું તે લોકોને ક્રીડા રસના સાગર જેવું છે એવો જન સમુહના નેત્રને આનંદકારી કૌમુદી મહોત્સવ આવ્યો. તે સમયે રાજા પ્રિયા અને પુત્રને લઈ તેજ ઉદ્યાનમાં ગયો. ત્યાં તે આમ્રવૃક્ષને દૂરથી જોઈ—ખેદ પામી—રાજાએ રાણીને કહ્યું 'દેવિ! વિષતરૂ સરખા તે વૃક્ષને દૂરથીજ તજવો; જે આમ્રવૃક્ષ નીચે આ-

પણો પુત્રરત્ન વિષમતાને પામ્યો.' એમ કહીને આગળ ચાલ્યા ત્યાં તેજ વૃક્ષ નીચે પ્રમોદ ઉત્પન્ન કરાવનાર દિવ્ય દુંદુભીનો નાદ સંભળાયો. કોઈને પુછયું એટલે કહ્યું કે 'અહુના શ્રીદત્ત નામે મુનિને અત્રે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું; દેવતાઓ તેનો મહોત્સવ કરે છે અને ત્યાં દેવ દુંદુભી વાગે છે.' તે સાંભળી-સુત સ્વરૂપ પુછવાને ઉત્સુક થઈ-પરિકર સહિત રાજા ત્યાં ગયો. મુનિ મહારાજાને વંદન નમસ્કાર કરી પુત્ર સાથે ઉચિત સ્થાને બેઠો. તે સમયે મુનિમહારાજાએ કલેશનો નાશ કરનારી સુધા તુલ્ય દેશના આપી. દેશનાંતે રાજાએ પુત્રની વાચા બંધ થયાનું કારણ પુછયું એટલે ઋષીશ્વર બોલ્યા-'રાજન્! એ તારો પુત્ર બોલશે.'

રાજાએ હર્ષ પામી કહ્યું-'સ્વામિન્ ! બીજું અમારે શું જોઈએ? એ બોલે એટલે અમે તો પૂર્ણ ભાગ્યોદય જાણીએ.'

મુનિ મહારાજ બોલ્યા-' શુકરાજ ! તું વિધિ પુર્વક અમને વંદન કર.'

ગુરૂ મહારાજાની એવી વાણી શ્રવણ કરી તરતજ શુકરાજે ઉભા થઇ इच्छामि खमासमणो એ સૂત્રોચ્ચાર પુર્વક મુનીશ્વરને વંદન કર્યું. તે સમયે 'અહો આ મહર્ષિનો પ્રબળ મહિમા છે જેથી મંત્રતંત્રાદિના સહાય વિના આ બાળકની વાચા સ્ફુટ થઈ' એમ બોલતા અને ચિત્તમાં ચમત્કાર પામતા સભાજનોના હૃદય હર્ષથી દ્રવિત થઇ ગયા. પછી રાજાએ પુછયું 'હે ભગવન્ ! આ શી રીતે થયું? કૃપા કરી અમારા સંશયનું નિવારણ કરો.'

કેવળજ્ઞાની મહારાજ બોલ્યા-"હે ક્ષમાપતે ! આ પ્રમાણે બનવાનું પૂર્વ ભવથી ઉત્પન્ન થયેલ કારણ સાવધાન થઇને સાંભળ--

"પૂર્વે મલયદેશમાં ભદ્દિલપુર નામે નગર હતું. તે નગરમાં ચિત્ર ચરિત્રવંત જીતારિ નામે રાજા હતો. એ રાજાએ

અર્થીજનોને તથા પ્રત્યર્થી જનોને અલંકારાશ્રિત[1] કર્યા હતા; ચાતુર્ય, ઔદાર્ય અને શૌર્યાદિ ગુણે શોભતો તે રાજા એક દિવસ સભામંડપમાં બેઠો હતો તેવામાં વેત્રીએ આ-વીને વિજ્ઞાપના કરી-'સ્વામિન્! વિજયદેવ રાજાનો પવિત્ર હૃદયવાળો દૂત દેવના દર્શન કરવાની ઇચ્છાથી આવ્યો છે. આપની આજ્ઞા હોય તો અંદર પ્રવેશ કરાવું.' તેને અંદર પ્રવેશ કરાવવાની આજ્ઞા કરી એટલે તે દૂત સભા મંડપમાં દાખલ થયો. નૃપતિને પ્રણામ કરી કૃત્યવિત્ અને સત્યવક્તા દૂતે પોતે આવવાનું પ્રયોજન નિવેદન કરવા માંડયું-હે દેવ! સાક્ષાત્ દેવપુર સદશ દેવપુર નામે નગર છે. એ નગરને વિષે ત્રિવિક્રમ[2] તુલ્ય પરાક્રમવાળો વિજયદેવ નામે રાજા છે. સતી શિરોમણિ પ્રીતિમતી નામે એ રાજાની પટ્ટરાણી છે. સન્નીતિ જેમ ચાર[3] ઉપાયને જન્મ આપે તેમ એ રાણીએ ચાર પુત્રોને જન્મ આપ્યો. તદનંતર તે રાણીને નિર્મળ ઉભયપક્ષને ધા-રણ કરનારી-સુલક્ષણા-હંસી સરખી હંસી નામની પુત્રી થઇ.' સ્વલ્પ હોય તે અતિ પ્રિય લાગે તેમ ચાર પુત્ર અને એક પુત્રી હોવાથી રાજા રાણીને તે બાલા પુત્ર કરતા પણ અધિક પ્રીતિકર થઇ. અનુક્રમે વૃદ્ધિ પામતી તે આઠ વર્ષ-ની થઇ. એ સમયે પટ્ટરાણી પ્રીતિમતીની કુક્ષિથી લાવ-ણ્ય સરોવરના જળ વિષે સારસી સમાન સારસી નામની દ્વિતીય પુત્રીનો પ્રસવ થયો. જાણે વિધાતાએ આકાશ અને પૃથ્વીનો સાર લઇને તે બંનેને નિર્માણ કરી હોય એવી તેઓ શોભતી હતી, અને તેથી તેઓમાંજ ઉપમાન અને ઉપમેયતા રહેલી હતી અર્થાત્ તેઓ એવી રૂપવંત હતી કે તેમનીજ અરસપરસ ઉપમા અપાતી પરંતુ બીજી કોઇ સું-

---

૧ અર્થી-યાચકને-અલંકાર-આભૂષણથી-આશ્રિત-યુક્ત અને પ્રત્યર્થી-શત્રુઓને-અલં-પૂર્ણ રીતે કારાશ્રિત-કારાગૃ-હના આશ્રિત-કર્યા હતા. ૨ વાસુદેવ. ૩ શામ, દામ, ભેદ, દંડ.

કરી તેની સાથે સરખાવાય તેવી ન હતી. તે બંનેને એવી પ્રીતિ થઇ કે શરીરનો ભેદ પણ તેમને ઉદ્વેગકારી થઈ પડયો. મદન હસ્તના ક્રીડાવન સરખું યૌવન પ્રાપ્ત થયા છતાં પોતાની અનુજાનો વિયોગ થવાના ભયથી હંસી વિવાહનો અનાદર કરવા લાગી.

એમ આનંદમાં વખત કાઢતા અનુક્રમે સારસી પણ યૌવનવય પામી. તે સમયે 'આપણા બંનેનો એકજ સ્વામી થાઓ' એવી પ્રતિજ્ઞા તે બંનેએ પ્રીતિ પૂર્વક કરી. તેઓનો મનોગત ભાવ જાણી તેમના પિતાએ તેઓને મનોભીષ્ટ વર પ્રાપ્ત થવાના હેતુથી સ્વયંવર મંડપ રચાવ્યો છે. તેને વિષે અવર્ણનીય વૈભવવાળી મંચ રચના કરી છે. ઘાસ અને ધાન્યનો સમુહ એટલો એકઠા કર્યો છે કે જાણે પૃથ્વીના પર્વતો હોય એવા તેના ઢગલા દેખાય છે. અંગ, વંગ, કલિંગ, અંધ્ર, જાલંધર, મરૂસ્થલ, લાટ, ભાટ મહા ભોટ, મેદપાટ, વિરાટ, ગૌડ, ચૌડ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, કુરૂ, ગુર્જર, આભીર, કીર, કાશ્મીર, ગૌલ, પંચાલ, માલવ, હુણ, ચીણ, મહાચીણ, કચ્છ, કર્ણાટક, કુંકણ, સવાલક્ષનેપાલ, કન્યકુબ્જ, કુંતલ, મગધ, નિષધ, સિંધુ, વિદર્ભ, દ્રાવિડ, ઊંડક આદિ સર્વ દેશોના ભૂપતિને ત્યાં બોલાવ્યા છે. હે મલય દેશેશ! આપને આવ્હાન કરવાને મારા સ્વામીએ મને અત્રે મોકલ્યો છે માટે આપ દેવપુરમાં પધારી સ્વયંવર મંડપને શોભાવો.'

એ પ્રમાણે દૂતે પોતાનો વૃત્તાંત જણાવ્યો એટલે કન્યા પ્રાપ્તિની આશા અને સંશયથી જવું કે ન જવું એ વિચારમાં જીતારિ રાજાનું ચિત્ત દોલાયમાન થવા લાગ્યું. પ્રાંતે 'જ્યાં પંચ એકઠા થાય ત્યાં જવું' એમ નિશ્ચય કરી પ્રયાણની તૈયાર કરી, અને પક્ષીઓના શુભ શુકન દર્શિત શબ્દોથી ઊત્સાહિત થયેલ તે દેવપુર પહોંચ્યો. બીજા રાજાઓ પણ આવી પહોંચ્યા, વિજયદેવ નૃપતિએ અત્યંત માન પૂર્વક તેડાવેલા તેઓ અલંકાર ભૂષિત થઇ જેમ દેવતાઓ વિમાનને

શોભાવે તેમ તે મંચાને શોભાવવા લાગ્યા. પછી સ્નાન, વિલેપન કરી–શુચિવસ્ત્ર અને અલંકાર ધારણ કરી–સુખાસનમાં બેસી તે બંને બ્હેનો સ્વયંવર મંડપમાં આવી તે જાણે સાક્ષાત્ સરસ્વતી અને લક્ષ્મી હોય એવી શોભવા લાગી. તેમને જોઈ હું પ્રથમ, હું પ્રથમ, એવો ઊત્સાહ ધારણ કરનાર ભૂપતિઓએ ક્રાયકાની[1] જેમ તેને વરવાની ઇચ્છાથી પોતાની દ્રષ્ટિ અને મનરૂપ અતુલ મૂલ્ય અર્પણ કર્યું. તે પરવશ થયેલા સર્વે નૃપતિઓ પોતાનો આશય સ્પષ્ટ દેખાડતા વિવિધ પ્રકારની ચેષ્ટા કરવા લાગ્યા. પછી સખીએ સ્વયંવરમાં આવેલા રાજાઓને ઓળખાવવા માંડયા.

'બ્હેનો! આ સમગ્ર રાજાઓનો રાજા રાજગ્રહેશ્વર છે; આ શત્રુઓના સુખનો ધ્વંશ કરવામાં કૌશલતાને ધારણ કરનાર કૌશલ દેશનો રાજા છે; પોતાની શોભાથી સ્વયંવર મંડપને શોભાવતો આ ગુર્જર રાજાનો કુમાર છે; જયંતની ઋદ્ધિને જીતનારો આ સિંધુરાજનો પુત્ર છે; શૌર્ય, અને ઐાદાર્ય ગુણ રૂપ લક્ષ્મીને રમણ કરવાને રંગભૂમિ સમાન આ અંગભૂપતિ છે; ઇચ્છિત ઋદ્ધિએ આલિંગન કરેલો આ કલિંગરાજ છે; પોતાના રૂપવડે બે પ્રકારે કામદેવને ગર્વ કરતો આ વંગદેશનો રાજા છે; નિઃસીમ લક્ષ્મીનો સ્થાનરૂપ વિખ્યાત આ માલવેશ છે; પ્રજાનું પાલન કરનાર અને કૃપાલુ આ નેપાળ ભૂપાલ છે; તે તે સર્વ ગુણોથી ગૌરવવાળો આ કુરૂ ભૂપતિ છે; શત્રુની સ્ત્રીઓની શોભાનો નિષેધ કરનાર આ નિષધપતિ છે; યશરૂપી સુગંધિનો મલયાચલ સમાન આ મલય દેશનો અધિપ છે; એ પ્રમાણે સખીએ નામ ગ્રહણ કરી સર્વ રાજાનું વર્ણન કરતા ઇંદુમતિએ જેમ અજરાજને વરમાળ આરોપણ કરી તેમ તે બંને બ્હેનોએ જીતારી રાજાને વરમાળ આરોપણ કરી તે જોઈ સ્પૃહા, ઐાત્સુકયતા, સંદેહ, હર્ષ અને આનંદથી વિષાદ પામેલા અન્ય રાજાઓ લ-

---

૧ ખરીદ કરનાર.

જાણુ, ઈર્ષ્યાળુ અને અનુતાપવાળા થયા. કેટલાએકને તે સમયે સ્વયંવર ઉપર, કેટલાએકને પોતાના આગમન ઉપર, અને કેટલાએકને પોતાના અવતાર ઉપર નિર્વેદ ઉત્પન્ન થયો.

પછી શુભ દિવસે વિજયદેવ રાજાએ તેઓનો પાણિગ્રહણ મહોત્સવ કર્યો અને કરમોચનમાં અગણિત દ્રવ્ય અને હસ્તિ ઘોડા આપી જીતારી રાજાનું સારી રીતે સન્માન કર્યું. 'પુણ્યવિના મનોભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતી નથી' એ સુનિશ્ચિત છે કારણ કે બીજા મહાન્ રાજાઓ હતા પણ તેઓ આશા ભંગ થયા. ઈર્ષા અને ઉત્કર્ષથી દ્વેષ કરનારા તેઓ સંખ્યાબંધ હતા પરંતુ આશ્ચર્યકારી એટલુંજ કે તેઓ જીતારી રાજાને કાંઇ પણ અડચણ કરી શકયા નહિ. અથવા જીતારિનો પરાભવ કેમ થાય? પછી રતિ પ્રીતિરૂપ હંસી સારસીને સાથે લઇ કંદર્પના અને બીજા રાજાઓના ગર્વને વિડંબના પમાડતો તે જીતારિરાજા પોતાના નગર તરફ સિધાવ્યો. નગરમાં જઈ પ્રથમ કાર્યમાં તે બંનેને અભિષેક કર્યો તેથી જાણે દેવીઓ હોય એવી તેઓ શોભવા લાગી અને નેત્રદ્વયની જેમ રાજાને માન્ય થઈ પડી. તોપણ સપત્નીપણાને લીધે તેઓ પોતામાં અધિકોનતા માનવા લાગી.

આહા! મોહની કેવી દુર્જયતા છે! જેઓનો અપૂર્વ પ્રેમ-જેઓએ એક બીજાનો વિયોગ ન થવાના ભયથી એકજ ભર્ત્તારને વરવા પ્રતિજ્ઞા કરેલી તે મનામાં જ્યારે પ્રેમની લઘુતા થાય ત્યારે બીજાઓને માટે શું કહેવું! શાસ્ત્રકારે કહ્યું છે કે 'એક દ્રવ્યના અભિલાષીમાં પ્રેમની અસ્થિરતાજ હોય' એ વચન સિદ્ધ છે.

હંસી સ્વભાવે સરલ હતી પરંતુ સારસીની પ્રકૃતિ માયાવી હોવાથી તે કોઇ કોઇ વખત કપટ રચતી-કરતી, તેથી તે રાજાને અધિક રંજન કરતી પરંતુ કપટ ક્રિયા કરવાથી દૃઢ સ્ત્રીકર્મ ઉપાર્જન કર્યું. હંસી રાજાને ઓછી પ્રીતિકર થતી પરંતુ સરલ સ્વભાવને લીધે તેણીએ સ્ત્રીવેદના કર્મ

દલ શિથિલ કર્યા. 'અહો! પ્રાણિઓની કોઇ મહીયસી મૂઢતા છે કે જેથી તેઓ માયા કપટ કરીને પોતાના આત્માને પરભવમાં અધોગતિ ગામી કરે છે.

અન્યદા તે બંને સ્ત્રીઓ સહિત રાજા ગવાક્ષમાં બેઠો છે તેવામાં માર્ગને વિષે દોષ રહિત મનુષ્યનો સમૂહ નગર બ્હાર જતો જોયો. સેવકને તે સંબંધી વૃત્તાંત પુછયો એટલે તેણે માહીતગાર થઈ જણાવ્યું-'હે દેવ! શંખપુર નામના નગરથી આવેલો સંઘ શ્રી વિમલાચલ નામના મહા તીર્થની યાત્રા કરવા જાય છે.' તે સાંભળી કૌતુક પામી રાજા સંઘમાં આવ્યો ત્યાં શ્રુતસાગર નામે આચાર્યને જોઇ-વંદન કરી પુછયું 'હે ભગવન્! વિમલાચલ એ શું છે, શા હેતુથી તે તીર્થ કહેવાય છે અને તેનું મહાત્મ્ય શું છે?' તે સમયે ક્ષીરાશ્રવ લબ્ધિને ધારણ કરનાર સૂરીશ્વરે આ પ્રમાણે ઉપદેશ કર્યો—

'સર્વ ઇષ્ટ વસ્તુની ધર્મથીજ સિદ્ધિ થાય છે અને તેથી જગતમાં ધર્મ એજ સારભૂત છે. સર્વ ધર્મને વિષે અરિહંતનો ધર્મ મુખ્ય છે અને તેને વિષે સમ્યક્દર્શન શ્રેષ્ટ છે કારણ કે તે પ્રાપ્ત થયા શિવાય સર્વ પ્રકારના વ્રત નિયમ વાંઝીઆ વૃક્ષની જેમ નિષ્ફળ થાય છે. એ સમ્યક્દર્શન દેવગુરૂ અને ધર્મરૂપ રત્નત્રયીની શ્રદ્ધારૂપ છે અને તેમાં પણ જિનેશ્વર મુખ્ય છે. સર્વ જિનેશ્વરોને વિષે પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ સ્વામીનું એ તીર્થ છે તેથી એ તીર્થનો અપાર મહિમા ગણાય છે. સર્વ તીર્થોને વિષે એ તીર્થ શ્રેષ્ટ ગણાય છે. ભિન્ન ભિન્ન અવદાતથી એ તીર્થના ઘણા નામ છે. સિદ્ધક્ષેત્ર, તીર્થરાજ, મરૂદેવ, ભગીરથ, વિમલાચલ, બાહુબલી સહસ્રકમલ, તાલધ્વજ, કદંબ, શતપત્ર, નગાધિરાજ, અષ્ટોત્તર શતકુટ, સહસ્રપત્ર, ઢંક, લોહિત્ય, કપર્દિનિવાસ, સિદ્ધિશેખર, પુંડરીક, મુક્તિનિલય, સિદ્ધિપર્વત, અને શત્રુંજય—એ પ્રમાણે મુખ્ય એકવીશ નામ આ તીર્થના ગવાય છે. જુદા

જુદા અભિધાન દેવ, મનુષ્ય અને મુનિઓએ કરેલા છે. વર્ત્તમાન અવસર્પિણીને વિષે આ ગણાતા મુખ્ય એકવીશ નામમાંથી કેટલાએક નામ થયા છે અને કેટલાએક હવે પછી થશે. હે રાજન્ ! કેવલજ્ઞાની સમીપે અમે સાંભળ્યું છે કે એ એકવીશ નામ માંહેનું શત્રુંજય એ નામ તમેજ તમારા આવતા ભવમાં અનુભવ પામીને નિર્માપણ કરશો. વળી સુધર્માસ્વામીના મહાકલ્પમાં એ તીર્થના એકશો આઠ નામ કહ્યા છે* વર્ત્તમાન અવસર્પિણીના પ્રથમથી ચાર તીર્થંકર મહારાજાની એ તીર્થે સમવસૃતિ થઈ છે અને હજી પણ નેમિનાથ ભગવાન શિવાય બાકીના ઓગણીશ તીર્થંકરની સમવસૃતિ ત્યાં થશે. અનંત જીવ ત્યાં સિદ્ધિપદ પામ્યા અને ભવિષ્યકાળે અનંત સિદ્ધિપદ પામશે તે કારણથી એ તીર્થે સિદ્ધક્ષેત્ર કહેવાય છે. મહાવિદેહને વિષે વિચરતા વિશ્વશ્લાઘ્ય તીર્થંકરો પણ એ તીર્થની શ્લાઘા કરે છે અને ભવ્ય પ્રાણિઓ નિરંતર એ તીર્થનું સ્મરણ કરે છે શાશ્વત પ્રાય એ તીર્થને વિષે યાત્રા, સ્નાત્ર, અર્ચન, તપ અને દાન વિગેરે ક્રિયા, સુસ્થાનને વિષે વપન કરેલા બીજની જેમ અનંત ફળદાતા થાય છે. કહ્યું છે કે—

એ તીર્થનું ધ્યાન કરવાથી હજાર પલ્યોપમના–તીર્થ પ્રત્યે જવાનો અભિગ્રહ કર્યાથી લક્ષ પલ્યોપમના–અને તીર્થ તરફ જવાને માર્ગે પડ્યાથી એક સાગરોપમના–દુષ્કર્મનો ક્ષય થાય છે. શત્રુંજય પર્વત ઉપર જઇ જીનેશ્વર ભગવંતના દર્શન કર્યાથી નરક અને તિર્યંચ એ બે દુર્ગતિનો નાશ થાય છે. પૂજા અને સ્નાત્ર વિધાનથી હજાર સાગરોપમના ઉપાર્જિત દુષ્કૃત્યનો ક્ષય થાય છે. એ પુંડરીકગિરિ તરફ એક એક પગલું ચાલવાથી ક્રોડ ભવના કરેલા પાપથી પ્રાણિ મુક્ત થાય છે. શુદ્ધ બુદ્ધિવંત મનુષ્ય શુભ ધ્યાનવડે અન્ય-

* સુધર્માસ્વામી ઉપજ્ઞ મહાકલ્પમાં એ તીર્થના એકશો આઠ નામ કહ્યા છે.

સ્થળે પૂર્વકોટી વર્ષે જેટલું પુણ્ય ઉપાર્જન કરે તેટલું એ તીર્થે એક મૂહુર્તમાં ઉપાર્જન કરે. ક્રોડ વર્ષ સુધી સત્ક્રિયા કરવાથી જે ફળ પ્રાપ્તિ થાય તેટલી ફળપ્રાપ્તિ ઈચ્છિત આહાર ભોજન કરતાં છતાં શત્રુંજય તીર્થે ફક્ત એક ઉપવાસ કરવાથી થાય છે. પુંડરીકગિરિને વંદન કરવાથી સ્વર્ગ મૃત્યુ અને પાતાલ લોકમાં જે જે તીર્થો છે તે સર્વે તીર્થને વંદન કર્યા તુલ્ય જાણવું. અન્યસ્થળે સાધુ, સાધ્વી, સમ્યગ્દૃષ્ટિ અને સંઘને પ્રતિલાભવાથી જે ફળ પ્રાપ્ત થાય તેથી અનંતગણું ફળ આ તીર્થે તે ક્રિયાં કરવાથી થાય છે. ત્રિકરણ શુદ્ધે શત્રુંજયગિરિનું સ્મરણ કરતો પ્રાણિ નવકારસી કરે તો છઠનું ફળ પામે, પોરસી કરે તો અઠમનું ફળ પામે, પુરિમઢ કરેતો ચાર ઉપવાસનું ફળ પામે, એકાસણું કરેતો પાંચ ઉપવાસનું ફળ પામે, આંબીલ કરેતો પંદર ઉપવાસનું ફળ પામે અને ઉપવાસ કરે તો માસ ક્ષમણનું ફળ પામે. શત્રુંજય તીર્થે પુજા અને સ્નાત્ર કરવાથી જેટલું ફળ નિષ્પન્ન થાય તેટલું અન્ય તીર્થે સુવર્ણ ભૂમિ તથા ભૂષણોનાં દાન કરવાથી ન થાય. એ ગિરિ ઉપર ધૂપ પૂજા કરવાથી પંદર ઉપવાસનું ફળ પામે, કપુરાદિનો સુગંધિ ધૂપ કરવાથી માસ ક્ષમણનું ફળ પામે અને ત્યાં સાધુને પ્રતિલાભવાથી એવા કેટલાક માસ ક્ષમણનું ફળ પામે. જેમ પાણિના સ્થાનતો ઘણા હોય પણ સમુદ્ર એજ જળનિધાન ગણાય તેમ અન્ય સર્વ તીર્થોને વિષે એ મહાતીર્થ કહેવાય છે. જે પ્રાણિએ તે તીર્થની યાત્રા કરી પોતાનો અર્થ સાધ્યો નથી તેનો જન્મ, જીવિતવ્ય, દ્રવ્ય અને કુટુંબ સર્વે નિરર્થકછે. જેણે એ તીર્થને નમસ્કાર કર્યો નથી તે પ્રાણિ જન્મ્યો પણ ન જન્મ્યા બરાબર છે, જીવ્યો પણ ન જીવ્યા બરાબરછે અને અતિ વિજ્ઞ હોય પણ અવિજ્ઞ બરાબર છે. દાન, શીલ, તપ અને અન્યતીવ્ર ક્રિયાઓ જો દુઃશક છે તો સુખે થઈ શકે એવું તીર્થવંદન આદર પૂર્વક પ્રાણિ શા માટે ન કરે. તેઓ ધન્ય છે,

તેઓ માન્ય છે જેઓ પાદચારિપણે શત્રુંજય તીર્થની સાત જાત્રા વિધિ પૂર્વક કરે છે. ચઉવિહારપણે છઠ કરી જે પ્રાણિ શત્રુંજયતીર્થે સાત યાત્રા કરે તે ત્રીજે ભવે સિદ્ધિપદને પામે. હે રાજન્! શાસ્ત્રને વિષે એ તીર્થનું એવું મહાત્મ્ય કહ્યું છે.

એ રાજાને વિષે ભદ્રકત્વાદિગુણનો સદ્ભાવ હોવાથી જેમ કાળી માટીવાળી જમીનમાં મેઘ કોમળપણું કરે તેમ ગુરૂમહારાજની વાણીથી તેની હૃદય ભૂમિ કોમળ થઈ. 'જગન્મિત્ર ગુરૂમહારાજાને' એ યુક્તછે જેમના વાગ વિલાસથી રાજા તત્કાળ અજ્ઞાનરૂપ અંધકારનો ક્ષય કરી સમ્યકત્વના પ્રકાશવાળો થયો. પછી સમ્યક્ પ્રકારે સમ્યકત્વ પ્રાપ્ત થયેલ રાજાએ યાત્રાની ઉત્કંઠાના વેગથી મંત્રીઓને બોલાવી આજ્ઞા કરી કે જલદી પ્રયાણ કરવાની સજાઈ કરો. પોતે એવો અભિગ્રહ ધારણ કર્યો કે પગે ચાલતા વિમલાચલ તીર્થે જઇ શ્રી યુગાદીશ જીનેશ્વરના દર્શન કર્યા પછી મારે અન્નોદક ગ્રહણ કરવું. હંસી અને સારસીએ એ વૃત્તાંત શ્રવણ કરી તેવોજ અભિગ્રહ ધારણ કર્યો અને બીજા પણ ઘણા પુરજનોએ એજ પ્રમાણે નિયમ અંગીકાર કર્યો. કહ્યું છે કે યથા રાજા તથા પ્રજા. રાજા વિગેરે એ કાંઇ પણ વિચાર કર્યા શિવાય આવો અભિગ્રહ ધારણ કર્યો તેનું શું થશે ! કયાં આ સ્થાન! કેટલે દૂર વિમલગિરિ! અરેરે આતો અત્યંત સાહસ ! આતો અભિગ્રહ રૂપ મોટોગ્રહ થયો ! એમ વિચારતા પ્રધાનો રાજાને વારંવાર એ પ્રમાણે કહી શિખામણ આપવા લાગ્યા. ગુરૂ મહારાજાએ પણ કહ્યું 'હે ક્ષિતિપતિ ! સાહસ ન કરવું. વિચારીને અભિગ્રહ ધારણ કરવો. કારણ કે એ અવિચારી કાર્ય કર્યાથી પશ્ચાત્તાપ થાય છે અને તેથી કાંઇ પણ લાભ થવાને બદલે ઉલટી આરતિ (પીડા) થાય છે.'

'સ્વામિન્'! ઉત્સાહ પૂર્વક રાજાએ કહ્યું 'પૂર્વે અભિગ્રહ ધારણ કર્યો પછી તે સંબંધી વ્યર્થ વિચાર શું કરવો. પા-

ણી પીધા પછી ઘર અને જાતિ પ્રમુખની પૃચ્છા શું કામની! ક્ષૌર કરાવ્યા પછી નક્ષત્ર અને દિવસની પરીક્ષા શા માટે કરવી! મહારાજ! દેવગુરૂના પ્રસાદથી પશ્ચાત્તાપ વિના મારા અભિગ્રહનું નિર્વહન કરીશ; સૂર્યના પ્રસાદથી અરૂણ નિરંતર આકાશના અંતને નથી પામતો? જેમ તે આકાશના અંતને પામે છે તેમ હું દેવ ગુરૂના પ્રસાદથી અભિગ્રહના અંતને પામીશ.'

એમ કહી પોતાના પૌરજનો, સ્ત્રીઓ અને સૈન્ય સહિત રાજા સંઘની સાથે ચાલ્યો. જાણે કર્મવેરીની ઉપર ચઢાઇ કરવાને જતા હોય તેમ ઉતાવળે પ્રયાણ કરતા કેટલેક દિવસે કાશ્મીર દેશની એક અટવીમાં પહોંચ્યા. તે સમયે ક્ષુધા તૃષા, પાદચારિપણું, અને માર્ગખેદથી રાજા રાણીને અત્યંત વ્યાકુલ જોઇ ચિંતા પ્રાપ્ત થયેલ સિંહ સચિવેસ્વર ગુરૂ મહારાજા પાસે જઈ કહેવા લાગ્યો 'હે પ્રભો! કોઇ યુક્તિથી આપ નૃપતિને સમજાવો; નહિ તો ધર્મસ્થાનમાં જૈનશાસનની હેલણા થશે' તે સમયે સૂરીશ્વર રાજા સમીપે જઈ કહેવા લાગ્યા 'રાજન્! લાભાલાભનો વિચાર કરો. કહ્યું છે કે-

सहसाविहितं कार्यं न प्रायेण प्रमाण्यते
आकाराः सहसाकारा दयः सर्वत्राहि स्मृताः ॥

પ્રાયે સહસા કરેલ કાર્ય પ્રમાણ થતું નથી. કેમકે સહસાકારાદિ ચાર આગાર સર્વત્ર કહ્યા છે. માટે વિચાર કરી તમે જેમ સુખ ઉપજે તેમ કરો.'

શરીરે અતિક્લાંત થયેલ પરંતુ અનતિક્લાંત ચિત્તવાળો રાજા બોલ્યો-સ્વામિન્! અશક્ત મનુષ્યને આવો ઉપદેશ દેવા લાયક છે. હું તો અંગીકાર કરેલ કૃત્યનો નિર્વાહ કરવામાં સમર્થ અને પરાક્રમીછું. પ્રાણ નાશ થાય તો ભલે થાય પણ મારી પ્રતિજ્ઞાનો નાશ નહિ થાય. ! તે સમયે વીરપત્ની હંસી અને સારસી પોતાના પ્રીયને પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવાનો ઉત્સાહ પમાડતી-વધારતી-વીરપત્ની વ્રતને વિસ્તાર-

વા લાગી. તેઓનો અભિગ્રહ સંપૂર્ણ કરવામાં એવો ઉત્સાહ જોઈ-અહો કેવી ધર્મનેવિષે એક ચિત્તતા, અહો કેવું ધર્મશાળી કુટુંબ, અહો કેવી તે સ્ત્રીઓ, કેવી તેઓની સાત્વિકતા -એમ સર્વ કોઇ રાજા વિગેરેની શ્લાઘા કરવા લાગ્યા.

પછી 'હવે શું થશે, શું કરવું,' એવી ચિંતાથી જેનું હૃદય કમલ તમ થયું છે એવો તે મંત્રીશ્વર શયન કરવા ગયો. કેટલીકવારે નિદ્રાવશ થયા પછી સ્વપ્નમાં વિમલાચલગિરિનો અધિષ્ઠાતા ગોમુખ યક્ષ સાક્ષાત થઈ તેને કહેવા લાગ્યો 'હે મંત્રીશ્વર! તું વૃથા ચિંતા ન કર. મહીપતિના સાહસથી હું તુષ્ટમાન થયો છું દેવ શક્તિથી વિમલાચલ મહાતીર્થને હું સમીપે લાવીશ. પ્રાતઃકાળે ચાલતા પ્રથમ પ્રહરે તમે એ તીર્થને જોશો. ત્યાં જીનેશ્વર ભગવતને નમસ્કાર કરી સર્વેએ પોતાનો અભિગ્રહ પુર્ણ કરવો.' મંત્રીએ કહ્યું 'દેવ! સર્વેને આ પ્રમાણે વૃત્તાંત સ્વપ્નમાં જણાવો જેથી સૌ તે વાત માન્ય કરે.' એટલે તે યક્ષે સર્વેને એ પ્રમાણે સ્વપ્નમાં જણાવ્યું. પછી તત્કાળ તે અટવીમાં એક ગિરિ ઉપર વિમલાચલ તીર્થ સદશ નવું તીર્થ નિરૂપણ કર્યું દેવતાથી શું સિદ્ધ ન થાય? દેવોએ જે વૈક્રિય કર્યું હોય તે ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પંદર દિવસ સુધી રહે છે પરંતુ બનાવેલું ઘણા કાળ સુધી રહે છે જેમ ઇંદ્રનો બનાવેલી નેમનાથ ભગવંતની મૂર્ત્તિ રૈવતાચળ ઉપર ઘણા કાળસુધી રહી.

પ્રભાતકાળ થયો ત્યારે સૂરીશ્વર નરેશ્વર, અને સચિવેશ્વર વિગેરે સંઘના સર્વ લોક જાગૃત થયા અને અરસ્પરસ પોત પોતાનો સ્વપ્ન વૃત્તાંત જણાવવા લાગ્યા. આદર પૂર્વક તે સંબંધી સંવાદ કરતા તેઓ સર્વેએ આગળ પ્રયાણ શરૂ કર્યું તેવામાં દેવે કહ્યા પ્રમાણે તીર્થ જોઇને સર્વે અત્યંત હર્ષ પામ્યા. પછી જીનેશ્વર મહારાજને નમસ્કાર કરી અર્ચા કરી સર્વેએ પોતાના અભિગ્રહ પૂર્ણ કર્યા એટલુંજ નહિ પણ પોતાને હર્ષ રોમાંચથી અને આત્માને સુકૃતામૃતથી પૂર્ણ કર્યા.

ત્યાં સ્નાત્ર, ધ્વજારોપણ, માલોદ્ધટ્ટન વિગેરે ક્રિયા કરવાથી પોતાને ધન્ય માનતા તેઓ પાછા ફરવાને તૈયાર થયા. વીતરાગના ગુણરૂપ ચૂર્ણે કાર્મણ કર્યું હોય તેમ રાજા, સંઘની સાથે ચાલ્યો તોપણ પુન: નમસ્કાર કરવાની ઇચ્છાથી પાછો આવ્યો અર્થાત્ વીતરાગ ભગવંત ઉપર એવી તન્મયતા થઈ કે ત્યાંથી ગયા છતાં પાછો ત્યાંજ આવ્યો. પોતાના આત્માને સાત નર્ક ગતિમાં પડવાના રક્ષણને માટે હોયની તેમ તે રાજા સાત વાર ગયો અને સાત વાર પાછો આવ્યો. પ્રાંતે સિંહ મંત્રીએ પુછયું 'સ્વામિન્ ! આ શું?' તે વારે ભૂપતિ બોલ્યો-'જેમ બાળક પોતાની માતાનો ત્યાગ કરવાને અસમર્થ હોય તેમ હું આ તીર્થનો ત્યાગ કરવાને અશક્ત છું. માટે હે મંત્રીશ્વર ! મારે માટે અત્રે એક નવું નગર વસાવો. હું અત્રેજ રહીશ; કારણ કે ઇષ્ટસ્થાન પામીને નિધાનની જેમ કોણ બુદ્ધિમાન્ તેનો ત્યાગ કરે.' રાજાની એવી આજ્ઞાથી મંત્રીએ વાસ્તુ રીતિ પ્રમાણે તે સ્થળે તત્કાળ એક નગર વસાવ્યું. કારણ કે કોણ વિવેકી અને બુદ્ધિમાન પુરૂષ સ્વામીએ કહેલું અને વળી યોગ્ય હોય તે કાર્ય કરવામાં વિલંબ કરે? તે નગરને વિષે રહેનાર મનુષ્યો પાસેથી કોઇ પણ પ્રકારનો કર ન લેવાનો નિર્ણય કર્યો હતો તે લોભથી તથા તીર્થ યાત્રાના સ્વાર્થથી સંઘ માંહેના બીજા ઘણા મનુષ્યો ત્યાંજ રહ્યા. તે નગરમાં રહેનાર મનુષ્યના પ્રણામ વિમલ થતા હતા તેથી તે નગરનું વિમલપુર એવું ગુણવાચી નામ સ્થાપન કર્યું. કહ્યું છે કે જે નામની સાર્થકતા થાય તેજ નામ પ્રામાણ્ય. જીનધ્યાન વાસિત અંત:કરણવાળો તે રાજા પ્રાજ્ય રાજ્યર્દ્ધિ ભોગવતો તે નગરને વિષે-દ્વારાવતીને વિષે કૃષ્ણની જેમ-સુખે કાળ નિર્ગમન કરવા લાગ્યો. ત્યાં તે ચૈત્યને વિષે કલહંસ સદૃશ સુસ્વરવાળો એક પોપટ આવતો હતો તે નૃપતિના મનને-આનંદકારી-ક્રીડા ભુમિ રૂપ થઈ પડયો. પ્રાસાદ ઉપર બેઠેલા તે પો-

મેડના ક્રીડા રસથી-ધુમ્રથી ચિત્ર જેમ મલીન થાય તેમ-અરિહંતનું ધ્યાન મલીન થયું. એમ ઘણો કાળ ત્યાં રહ્યા પછી પ્રાંત સમયે શ્રી ઋષભદેવસ્વામી સમીપે રાજાએ અનશન અંગીકાર કર્યું કારણ કે ધર્મી જનોની એ રીતિ છે. ધૈર્યતાને ધારણ કરનારી બે સ્ત્રીઓએ નિર્યાપના કરવામાં તત્પર રહી નમસ્કાર મંત્ર સંભળાવ્યા કર્યો. 'બુદ્ધિમાન્ મનુષ્યો સમયજ્ઞ હોય છે.' તે સમયે પ્રાસાદના શિખર ઉપર બેઠેલો પોપટ બોલ્યો અને દૈવયોગે રાજાનું ધ્યાન તેને વિષે ગયું. જાણે ધ્યાનથી આકર્ષણ થયો હોય તેમ તેનો આત્મા તે દેહનો ત્યાગ કરી શુક યોનિમાં ગયો. અહો! પોતાની છાયાની જેમ ભવિતવ્યા દુર્લંઘ્ય છે! 'અંત સમયે જેવી મતિ તેવીજ ગતિ' એ પ્રમાણે કહેલી પંડિત પુરૂષોની શ્રુતિ અસત્ય ન થાય એમ ધારીને હોયની તેમ તે રાજા શુક થયો.

શુકાદિ પ્રાણિઓની ક્રીડા જીનેશ્વરભગવંતે અનર્થની હેતુ કહી છે તે યુક્ત છે કારણ કે જીતારિ રાજા સમ્યગ્દ્રષ્ટિ હતો, પ્રાંત સમયે પવિત્ર તીર્થ ભૂમિને વિષે અનશનવ્રત અંગીકાર કર્યું હતું છતાં પણ પોપટની ક્રીડામાં ધ્યાન જવાથી તેને તિર્યંચ યોનિમાં જવું પડયું. ધર્મનો એવો યોગ છતાં પણ તેની તેવી ગતિ થઈ એ જીવ ગતિનું વિચિત્રપણું અને સ્યાદ્વાદ અથવા અનેકાંત માર્ગની સ્ફુટતા જાણવી. એ પવિત્ર તીર્થે યાત્રા કરવાથી પ્રાણિ દુર્ગતિ દ્રયના દુષ્કર્મનો ક્ષય કરે પરંતુ ત્યાં પુનઃ તેવા કર્મનો બંધ કરે તો તે કર્મ ભોગવવાનો સંભવ પણ જાણવો. એથી તીર્થના મહાત્મ્યની લેશ માત્ર હાનિ નથી કારણ કે વૈદ્યે સજ્જ કરેલ મનુષ્ય કુપથ્ય કરીને માંદો થાય તો તેમાં કાંઇ ઔષધનો દોષ નથી. જેમ વૈદ્યે નિરોગી બનાવ્યા છતાં મનુષ્ય કુપથ્ય ચીજો ખાઇ રોગી થાય તેમાં ઔષધનો કે વૈદ્યનો અપયશ નથી તેમ તીર્થ ભૂમિની યાત્રાથી કર્મનો ક્ષય કરી પ્રાણિ પુનઃ ત્યાં ન-

વા કર્મ બાંધે અને તે ભોગવવા પડે તો તેમાં તીર્થના મ-
હાત્મ્યની હાનિ નથી. પૂર્વકૃત [દુર્ભાગ્યના ઉદયથી ઉત્પન્ન
થયેલ દુર્ધ્યાનવડે રાજા પોપટ થયો પરંતુ તેણે સમ્યકત્વ
પ્રાપ્ત કર્યું હતું તેથી આગળ સર્વ રૂડું થશે કારણ કે જીને-
શ્વર ભગવંતે સમ્યકત્વનું ફળ મ્હોટું કહ્યું છે.

હવે મૃત્યુ પામેલા રાજાનું પ્રેતકૃત્ય કરી હંસી અને સા-
રસીએ પ્રવ્રજ્યા અંગીકાર કરી અને પ્રાંતે કાળ કરી પ્રથમ
દેવલોકમાં દેવીઓ થઇ. તેઓએ પોતાના પતિનો જીવ ક્યાં
છે એ અવધિજ્ઞાનવડે જોયું; તેને શુકયોનિમાં જોઇ ખેદ પા-
મી ત્યાં જઇ પૂર્વ જન્મનો સંબંધ કહી પ્રતિબોધ કર્યો
અને તેજ તીર્થને વિષે અનશન કરાવ્યું. ત્યાંથી મૃત્યુ પામી
તેનો જીવ તે દેવીઓનો ભર્ત્તા દેવ થયો. ત્યાંથી અનુક્રમે કા-
ળ કરીને પ્રથમ તે બંને દેવીઓ ચવી ગઇ. તે સમયે તે દેવે
કેવળી મહારાજને પુછ્યું 'ભગવન્! હું સુલભ બોધિ છું કે
દુર્લભ બોધિ છું?' મુનિએ કહ્યું 'તું સુલભ બોધિ છે.' તે
સાંભળી દેવે કહ્યું 'સ્વામિન્ એ શી રીતે બનશે તે કહો.'
તે વારે કેવલી મહારાજ બોલ્યા-

તારી બંને દેવીઓ જે પુર્વે ચવી ગઈ છે તેમાંથી હંસી-
નો જીવ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના રાજા ઋતુધ્વજ ભૂપતિનો
પુત્ર મૃગધ્વજ નામે રાજા થયો છે અને સારસીનો જીવ પૂર્વે
કરેલ માયાના યોગથી કાશ્મીર દેશની સમીપે આવેલ વિ-
મલાચલ આશ્રમમાં ગાંગિલ મુનિની કમલમાલા નામે પુત્રી
થઈ છે. એ બંનેનો, હે દેવ! તું જાતિ સ્મરણવાન્ પુત્ર થ-
ઇશ.' એ પ્રમાણે સાંભળી [શ્રીદત્ત કેવળી મૃગધ્વજ રાજાને
કહે છે] તે દેવ [જીતારિનો જીવ જે દેવ હતો તે] પોપટનું
રૂપ કરીને હે મૃગધ્વજરાજા! તમને પેલા આમ્રવૃક્ષ આગળ
મલ્યો, ત્યાં મિષ્ટ વચનથી બોલી તમને તે આશ્રમ પ્રત્યે
લઇ ગયો, વિવાહ થયા પછી કન્યાને યોગ્ય અલંકાર અને
વસ્ત્ર કમલમાલાને માટે આપ્યા તમને પાછો લાવ્યો, તમારા

સૈન્યનો મેળાપ કરાવ્યો અને પછી દેવલોકમાં ગયો. આયુ પૂર્ણ થયે ત્યાંથી ચવીને તે દેવ આ તમારો શુક નામે પુત્ર થયો. તે આમ્રવૃક્ષ નીચે પોતાનો પૂર્વ વૃત્તાંત સાંભળી જાતિ સ્મરણ પામી વિચારવા લાગ્યો કે જે પૂર્વ ભવમાં મારી સ્ત્રીઓ હતી તે હાલ મારા માતપિતા છે; તેને મારે માત તાત કહેવા તે કરતા મૌન રહેવું તેજ શ્રેષ્ઠછે એમ વિચારીતે બાળકે મૌન ધારણ કર્યું હતુ. કાંઈ પણ દોષ અથવા રોગવિના એણે પોતાની મેળેજ અત્યાર સુધી મૌન ધારણ કર્યું હતું; હમણા અમારૂં વચન અનુલ્લંઘ્ય[1] માની તે બોલ્યો. શુકરાજને બાલ ભાવને વિષે પણ પૂર્વ ભવના અભ્યાસથી સમ્યકત્વાદિ સંસ્કાર નિશ્ચળ છે. કહ્યું છે કે-શુભ અશુભ સંસ્કાર એ નિશ્ચયે પૂર્વ અભ્યાસને વશ છે."

મુનિ એ પ્રમાણે બોલી રહ્યા એટલે શુક કુમાર બોલ્યે સ્વામિન્! એ સર્વ વૃત્તાંત જેમ આપે કહ્યો તેમજ છે.

પુનઃ કેવળજ્ઞાની મહારાજ બોલ્યા—ભાઇ શુક! એમાં શું આશ્ચર્ય છે? ભવ નાટક એવુંજ છે; જેને વિષે સર્વ જીવો અનંતવાર પરસ્પર સર્વ પ્રકારના સંબંધ ભોગવી ચુક્યા છે અને ભોગવે છે, કહ્યું છે કે.

यःपिता स भवेत् पुत्रो यःपुत्रः सभवेत्पिता
या कांता साभवेन्माता यामाता सा भवेत्पिता

જે પિતા હોય તે પુત્ર થાય અને પુત્ર હોય તે પિતા થાય. જે સ્ત્રી હોય તે માતા થાય અને માતા હોય તે પિતા થાય. અર્થાત્ સંસારમાં પ્રાણિ જુદા જુદા ભવમાં જુદા જુદા પ્રકારના સંબંધ પામે છે.

नसाजाई नसाजोणी नतं ठाणं नतं कुलं
न जाया न मूया जथ्थ सव्वे जीवा अणंतसो

એવી કોઇ જાતિ નથી, એવી કોઇ યોની નથી, એવું

1 ઉલ્લંઘન કરવાને યોગ્ય નહીં તે.

કોઇ સ્થાન નથી, એવું કોઈ કુળ નથી કે જેને વિષે પ્રાણિ અનંત વાર જન્મ્યોને મરણ પામ્યો નથી. અર્થાત્ વ્યવહાર રાશિને પ્રાપ્ત થયેલા જીવોને સંસારમાં ભ્રમણ કરતાં અનંતો કાળ થયો છે માટે તે તે જીવોને પૂર્વે કહેલા જાતિ આદિ સર્વ સ્થાન અનંતવાર પ્રાપ્ત થયા હશે-થયા હોય છે; માટે કોઈની ઉપર રાગ ન ધરવો તેમ કોઇ ઉપર દ્વેષ પણ ન રાખવો. ફક્ત મનમાં સમતા ધારણ કરીને વ્યવહારને અનુસરવું. મારો એવા પ્રકારનો સંબંધ એજ મારે વૈરાગ્યનું કારણ થયું છે. હું તમને વિસ્તારથી એ વૃત્તાંત કહું છું તે સાંભળો.—

લક્ષ્મીના મંદિરરૂપ શ્રી મંદિરપુર નગરમાં જોરાવર, સ્ત્રી લંપટ, અને કપટી સુરકાંત નામે રાજા હતો. એ નગરમાં રાજાનો માનીતો અને ઉદાર સોમશ્રેષ્ટી, નામે ધુરંધર શેઠ રહેતો હતો. લક્ષ્મીના રૂપથી પણ અધિક રૂપવંત સોમશ્રી નામે એ શેઠની સ્ત્રી હતી. તેઓનો શ્રીદત્ત નામે પુત્ર હતો. તે પુત્રને પરણાવ્યો હતો. તેની સ્ત્રીનું નામ શ્રીમતી હતું. તેઓ ચારે એવા સંપ અને સુખથી રહેતા હતા કે જાણે પુણ્યના યોગથી તેઓનો સંબંધ થયો હોય એમ જણાતું. કહ્યું છે કે.

यस्यपुत्रो वशीभूतो भार्याछिंदानु वर्त्तिनी
विभवे ष्वपि संतोषस्तस्य स्वर्ग इहैवहि

જેને પુત્ર વશ હોય, ભાર્યા ભર્ત્તાના વિચારને અનુસરનારી હોય, અને વૈભવને વિષે સંતોષ હોય તેને અહિંઆજ દેવલોક છે.

એક દિવસ સોમશ્રીને સાથે લઇને શ્રેષ્ટી ઉદ્યાનમાં ક્રીડા કરવાને ગયો. દૈવયોગે રાજા પણ તેજ ઉદ્યાનમાં આવ્યો. ત્યાં સોમશ્રીનું રૂપ જોઇને અત્યંત રાગ ઉત્પન્ન થયો તેથી રાજા તેને પકડીને પોતાના અંતઃપુરમાં લઇ ગયો. કહ્યું છે કે.

**यौवनं धन संपत्तिः प्रभुत्वम विवेकिता**
**एकैकमप्य नर्थाय किंपुनस्तच्चतुष्टयं**

યૌવન, ધનસંપત્તિ, પ્રભુતા (ઠકુરાઈ અથવા અધિકારીપણું) અને અવિવેક એ ચાર માંહેની એક બાબત જો મનુષ્યમાં હોય તો તે અનર્થકારિ થાય છે પરંતુ જ્યાં ચારે એકત્ર હોય ત્યાં તો શું કહેવુ? અર્થાત્ જો ચારે બાબત એકલ હોય તો તે ઘણોજ અનર્થ કરાવે. રાજા જેનાથી પ્રજાનું રક્ષણ થવું જોઇએ તેજ આવો અન્યાય કરે એ ઉપર કહેલા દુર્ગુણોનો પ્રભાવ છે. રાજ્ય લક્ષ્મી રૂપી વેલમાં અન્યાય એ દાવાગ્નિ રૂપ છે અર્થાત રાજા જો અન્યાય કરે તો રાજ્ય લક્ષ્મી નાશ પામે છે એમ નીતિ શાસ્ત્રજ્ઞોએ કહ્યું છે. એ નીતિ વચન જાણનાર અને રાજ્ય ઋદ્ધિની વૃદ્ધિ ઇચ્છનાર રાજા કદી પણ અન્ય સ્ત્રીની વાંચ્છા કરે નહિ. અન્યજનો ને અન્યાય કરતા રાજાજ અટકાવે છે પરંતુ રાજા પોતેજ અન્યાય કરે તો તે માત્સ્યન્યાય* પ્રવર્ત્યો કહેવાય. એ પ્રમાણે વચનો કહી શ્રેષ્ઠીએ પ્રેરેલા મંત્રીઆદિએ રાજાને યુક્તિ પૂર્વક કહ્યું પરંતુ સોમશ્રીને છોડી દેવાને બદલે તેણે તેઓના કહેવાના ઉત્તરમાં દુર્વાક્યરૂપી જવાલાની શ્રેણી છોડી. અહો! ધિઃકાર છે એવા દુષ્ટ ચિત્તને કે જેઓ અન્યાય કરે અને તે પ્રમાણે ન કરવાને શિખામણ આપનારને કઠણ વચનો કહે.

મંત્રીઓએ શેઠને કહ્યું કે હાલ કાંઇ ઉપાય દીસતો નથી. હસ્તિને કાને પકડવો અને રાજાને વારવો એ બંને અશક્ય છે. રક્ષા કરવાને માટે બનાવેલી વાડજ ચીભડાં ચોરે ત્યારે રક્ષા કરનાર ડાહ્યા અને ચંચળ માણસ હોય તે પણ શા કામના? લોકોમાં પણ કહેવાય છે કે—

---

* સમુદ્રમાં મ્હોટાં માંછલાં નાના માછલાંને ખાય તે માત્સ્ય ન્યાય તે ઉપરથી મ્હોટા માણસો ગરીબ માણસોને દમે તે પણ માત્સ્ય ન્યાય કહેવાય.

मातायदिविषंदद्यात् विक्रीणीत पिता सुतं
राजाहरति सर्वस्वं कातत्र परि वेदना

જો માતા ઝેર આપે, પિતા વેચે અને રાજા સર્વસ્વ હ-
રી લે તો તેમાં શું ખેદ કરવો? અર્થાત્ માતા પિતાથી પુત્ર-
નું અને રાજાથી પ્રજાનું રક્ષણ થવું જોઇએ તેને બદલે તે-
ઓજ તેના નાશના ઉપાય ચિંતવે ત્યારે તેમાં શું પરિતા-
પ કરવો.

હવે સોમ શેઠ વિલખા થઇ પુત્રને કહેવા લાગ્યા કે અ-
હો! આપણા દુર્ભાગ્યના ઉદયથી મહાન અને અસંભાવ્ય
પરાભવ મને થયો છે; કારણ કે જગત્માં પ્રાણિઓ મા-
તા પિતાનો પરાભવ સહન કરે છે. પરંતુ સ્ત્રીનો પરાભવ
તો તિર્યંચ પણ સહન કરતા નથી. માટે કોઇ પણ ઉપાયે
તેનું વૈર લેવું જોઇએ. મને એકજ ઉપાય દેખાય છે પરંતુ
તેમાં દ્રવ્યનો ઘણો ખર્ચ થાય તેવું છે. પણ ખેર, મારી પા-
સે છ લાખ દ્રવ્ય છે તેમાંથી પાંચ લાખ દ્રવ્ય લઇ હું દૂર
દેશાવર જઇશ. ત્યાં કોઇ બલવત્તર ભૂપાલની સેવા કરી તે-
ના બળથી તારી માતાને છોડાવીશ. પોતે સામર્થ્યવાન હોા-
ય અથવા કોઇ સામર્થ્યવાન સ્વામી પોતાને સહાય હોય તોજ
કાર્યની સિદ્ધિ થાય છે કારણ કે સમુદ્રને ઉપાશ્રિત વહાણને છો-
ડી કોણ મનુષ્ય સમુદ્રને તરી શકે, એવો વિચાર કરી દ્રવ્ય લઇ
શેઠ કોઇ દેશાવર તરફ ચાલ્યા ગયા. માણસો પોતાની વ્હાલી
પ્રિયાને માટે શું ન કરે! કહ્યું છે કે.

दुष्कराण्यपि कुर्वंति प्रियाः प्राण प्रियाकृते
किं नाब्धिं लंघयामासुः पांडवा द्रौपदी कृते

પ્રાણ પ્રિયાને માટે મનુષ્ય ગમે તેવા દુષ્કર કાર્યો કરે. જેમ
પાંડવોએ દ્રૌપદીને માટે સમુદ્રનું ઉલ્લંઘન કર્યું.

ત્યાર પછી ઘરમાં શ્રીદત્તની સ્ત્રી શ્રીમતિએ એક પુત્રીનો
જન્મ આપ્યો. પ્રાયે અવસર પામીને દૈવ પણ પીડાકારી થાય

છે. તે સમયે શ્રીદત્ત વિચારવા લાગ્યો કે-મારે દુઃખનો પાર નથી. હવે તો દુઃખની પરંપરા થઇ. માતાપિતાનો વિયોગ, દ્રવ્યનો નાશ, રાજાનો દ્વેષ, પુત્રીનો જન્મ વિગેરે દુઃખના સર્વ કારણો એક સાથે ઉત્પન્ન થયા. પરને વિઘ્ન કરવામાંજ સંતોષી દૈવ હજી પણ શું કરશે તેની ખબર પડતી નથી; એમ વિચારતો તે ખિન્ન ચિત્તવાળો થયો. તેવી અવસ્થામાં તેને દશ દિવસ નીકળી ગયા. તે સમયે શંખદત્ત નામના મિત્રે તેને ખેદ યુક્ત જોઇ-ખેદ થવાનું કારણ જાણી-કહ્યું-'ભાઈ શ્રીદત્ત! તું દ્રવ્યને માટે ખેદ ન કર. દ્રવ્ય ઉપાર્જન કરવાને આપણે મહા સમુદ્રમાં પ્રયાણ કરશું. ત્યાંથી જે દ્રવ્ય પ્રાપ્તિ થશે તે આપણે અર્ધોઅર્ધ વહેંચી લેશું" શ્રીદત્તે આ વાત કબુલ કરી અને પરદેશ જવાને ઉત્સુકતા થઈ; પોતાની સ્ત્રી તથા પુત્રીની પોતાના સગાં સંબંધિને ભલામણ કરી. પછી સર્વ પ્રકારની તૈયારી કરી બંને મિત્રો વહાણમાં બેઠા અને ત્યાંથી પ્રયાણ કરી કેટલેક દિવસે સિંહલદ્વીપ પહોંચ્યા. ત્યાં નવ દશ વર્ષ રહ્યા. પછી કટાહદ્વીપમાં ઘણો લાભ મળશે એમ વિચારી ત્યાં ગયા નાના પ્રકારના વ્યાપાર કરતા ત્યાં બે વર્ષ રહ્યા. અનુક્રમે આઠ ક્રોડ દ્રવ્ય ઉપાર્જન કર્યું. શુભ કર્મ અને ઉદ્યોગ બેનો સંયોગ થાય ત્યારે દ્રવ્ય પ્રાપ્ત કરવામાં શું આશ્ચર્ય? પછી જાણે પુણ્યના સમૂહ હોય તેવા કરીયાણાથી અને ગિરીંદ્ર સદશ હસ્તિઓથી ઘણા વહાણો ભરીને તેઓ હર્ષ પુર્વક પાછા ફર્યા. સમુદ્રમાં પ્રયાણ કરતા એક દિવસ વહાણના ગોખમાં બેઠા છે તેવામાં પાણીમાં તરતી એક મંજૂષા[1] જોઇ તરતજ આશ્ચર્ય પૂર્વક નાવિકો પાસે તે ગ્રહણ કરાવી. ગ્રહણ કર્યા પછી તેમાંથી જે નીકળે તે અર્ધોઅર્ધ વહેંચી લેવું એવો ઠરાવ કર્યો. બીજા લોકોને સાક્ષી તરીકે ઉભા રાખી પેટી ઉઘાડવા માંડી. ઉઘાડીને જુવે છે તો તેમાં લીંબડાના પાત્રામાં વીંટાળેલી-લીલા વર્ણવાળી-મૂર્છિત થયેલી કન્યા જોઇ. 'આ શું? એવા પ્રશ્ન પૂર્વક સ-

---

૧ પેટી.

થૈ લોકો આશ્ચર્યમાં લીન થયા. તે સમયે શંખદત્ત બોલ્યો-'આ કન્યાને કોઈ દૃષ્ટ સર્પ ડસ્યો છે તેનું ઝેર ચડવાથી કોઇએ આ પ્રમાણે પેટીમાં ઘાલી પેટી સમુદ્રના પ્રવાહમાં મુકી દીધી છે.' એમ કહી મંત્ર જળ છાંટી તેણીને સજીવન કરી હર્ષિત થતો શંખદત્ત બોલ્યો-આને મેં સજીવન કરી માટે એ મારી થઈ. આ રૂપવાન કન્યાને હુંજ પરણીશ.'

શ્રીદત્તે કહ્યું-'એવું ન બોલ. પ્રથમથીજ મેં અર્ધોઅર્ધ વહેંચી લેવાનું કહ્યું છે, તે પ્રમાણે અર્ધ તો મારી છે ને બાકીની અર્ધને બદલે તું મારૂં દ્રવ્ય ગ્રહણ કર અને એ કન્યા મને આપ કારણ કે તેણીની સાથે હુંજ લગ્ન કરીશ.'

એ પ્રમાણે વાદ કરતા તેઓએ મદન ફળની અભિલાષાથી અર્થાત્ તે સ્ત્રીને પરણવાની અભિલાષાથી મદનફળનું ચૂર્ણ ખાવાથી જેમ અન્નનું વમન થાય તેમ પ્રીતિનું વમન કર્યું. કહ્યું છે કે—

रमणीं विहायन भवति विसंहतिः स्निग्धबंधुजनमनसां ।
यत्कुंचिका सुदृढमपि तालक बंधं द्विधा कुरुते ॥

પ્રેમી બંધુઓના મન સ્ત્રી શિવાય બીજાથી જુદા થતા નથી અર્થાત્ સ્ત્રીને લીધે ગમે તેવા પ્રેમી બંધુઓના મન પણ પ્રેમ રહિત થાય છે, જેમ કુંચી [ સ્ત્રીજાતિ ] ગમે તેવા તાળાના બંધને દ્વિધા કરે છે.

પછી વાદિ પ્રતિવાદિની જેમ આદર પૂર્વક વાદ કરતા તેઓને નિવારીને ખલાસીઓએ કહ્યું કે 'હમણાં તમે શાંત થાઓ આપણે બે દિવસમાં સુવર્ણકુળ નામના બંદરે પહોંચશું. ત્યાં ડાહ્યા માણસોને વાતમાં નાખી જેમ નિર્ણય થાય તેમ કરવું.' તેઓના તેવા કથનથી શંખદત્ત શાંત થયો. હવે શ્રીદત્ત મનમાં વિચારવા લાગ્યો કે એ કન્યાને શંખદત્તે જીવાડી છે માટે ડાહ્યા માણસો તે કન્યા તેને અપાવશે માટે સુવર્ણકુળ પહોંચ્યા અગાઉ કાંઇ કપટ રચું, એમ વિચારી દુ-

ષ્ટ આશય ધારણ કરી મિત્રની સાથે પ્રીતિ ભરેલા આલા પ સંલાપ કરી તેને અત્યંત વિશ્વાસ પમાડયો. પછી રાત્રે તે વહાણના ગોખમાં બેઠો. થોડીવારે મિત્રને હાક મારી કહેવા લાગ્યો—'શંખદત્ત! શંખદત્ત! અહીં આવ! કાંઇ આશ્ચર્યકારક જોવાનું છે, જો પેલો આઠ મોઢાનો મત્સ જાય.' શંખદત્ત કૌતુક જોવાની આશાથી દોડી આવ્યો અને સમુદ્રમાં જોવા લાગ્યો તેવામાં મિત્રે શત્રુરૂપ થઈ-વિશ્વાસ પમાડી-ધક્કો મારી સમુદ્રમાં નાખી દીધો. સુમુખી પણ દુર્મુખી જેવા-નહિ જોવા લાયક સ્ત્રીને ધિઃકાર છે કે જેને અર્થે તેજ ભવે મોક્ષે જનારા-ભવીજનો પણ મિત્ર દ્રોહાદિ કાર્યો કરે છે. દુષ્ટ બુદ્ધિવાળો શ્રીદત્ત પોતાના કાર્યની સિદ્ધિ થઇ માની હર્ષ પામ્યો. પ્રભાતે કૃત્રિમ પોકાર કરી કહેવા લાગ્યો.—'અરે! કેમ મારો મિત્ર કયાંઈ દેખાતો નથી. હાયહાય! એ કયાં ગયો! મારા મિત્રવિના હું શી રીતે રહી શકીશ!' એ પ્રમાણે વાકયો બોલી વિષ રહિત સર્પના ફણાટોપની જેવો કપટાટોપ કરતો વિલાપ કરવા લાગ્યો. અનુક્રમે વેલાપુરે[1] પહોંચ્યા.

શ્રીદત્તે વહાણથી ઉતરી રાજા પાસે જઇ હાથીઓ ભેટ કર્યા. તેથી તેણે તેને અત્યંત માન આપ્યું અને ઉત્સવ પૂર્વક ગામમાં તેડી લાવ્યા. હસ્તિનું મુલ્ય આપ્યું અને દાણ માફ કર્યું. પછી ભાંડશાળામાં પોતાનું કરીયાણું ઉતારી તે નાના પ્રકારના વ્યાપાર કરવા લાગ્યો. પેલી કન્યાની સાથે વિવાહ કરવાનું લગ્ન લીધું. વિવાહને યોગ્ય સામગ્રી તૈયાર કરતો તે હમેશાં રાજ્યસભામાં જાય છે. ત્યાં લક્ષ્મીથી પણ અધિક રૂપવંત રાજાની ચામરહારિણી જોઇને કોઇને તેનો વૃત્તાંત પુછયો. તેણે જણાવ્યું કે એ સુવર્ણરેખા નામની પ્રસિદ્ધ ગણિકા છે. રાજાએ તેને રાખેલી છે. અર્ધલક્ષ દ્રવ્ય આપ્યા વિના બીજાની સાથે વાત પણ કરતી નથી' એ પ્રમાણે સાભળી તેણીને અર્ધલક્ષ દ્રવ્ય આપવાનું કબુલ કરી તેને તથા પેલી કન્યાને સાથે રથમાં બેસારી વનમાં ક્રીડા કરવાને ગ-

૧ વેલાપુર-બંદર

યો. ત્યાં ચંપક વૃક્ષની નીચે તે બંને સ્ત્રીઓને બે પડખે બેસારી નાના પ્રકારના હાસ્ય વિનોદ કરે છે તેવામાં એક વાનર ઘણી વાનરીઓની સાથે પોતાના ડહાપણથી કામ વિલાસની ક્રીડા કરવાને જતો ત્યાંથી નીકળ્યો. તેને જોઇને શ્રીદત્તે ગણિકાને વિષે રત્ન સદ્દશ તે સુવર્ણ રેખાને પુછયું-શું આ વાનરને આટલી બધી વાનરીઓ સ્ત્રીપણે છે તે પોતાનીજ હશે?

ગણિકા બોલી-રે બુદ્ધિમાન્! તિર્યંચને માટે એવી પૃચ્છા શી? એમાં કોઇ એની માતા હશે, કેટલીએક એની બ્હેનો હશે, કેટલીએક એની પુત્રીઓ હશે, અને કેટલીએક બીજી પણ હશે.'

તે સાંભળી વિરક્ત ચિત્તવાળો શ્રીદત્ત ઉંચે સ્વરે બોલ્યો-અહો! જેનામાં લેશ માત્ર વિવેક નથી એવા પશુઓના નિંદ્યતમ જન્મને ધિક્કાર છે કે જેને વિષે પોતાની માતા અને પુત્રી પ્રમુખનો પણ વિચાર નથી. તેવા જન્મે કરીને પણ શું અને નિરંતર પાપમય એવા જીવિતવ્યે કરીને પણ શું કે જેમાં કૃત્યાકૃત્યના વિવેકની પ્રાપ્તિમાંજ મુગ્ધતા છે.' વાદ કરવામાં ઉદ્ધત એવો તે વાનર જતો હતો પરંતુ જાણે શ્રીદત્તના બોલવાથી ખેંચાયો હોય તેમ પાછો ફરી બોલ્યો-'રે દુષ્ટ! રે દુરાચારિ! રે પરદોષનેજ ભાષણ કરનાર! પર્વત ઉપર બળતું જુવે છે પગ નીચે બળતું જોતો નથી! રે પાપી! પોતાની પુત્રીને અને માતાને સ્ત્રીને જેમ બે પાસે બેસારીને તથા મિત્રને સમુદ્રમાં નાખી દઇને તું મારી નિંદા કરે છે! એમ બોલી છલંગ મારતો તે વાનર પોતાના ટોળાને વિષે જતો રહ્યો. તેના વચનથી જાણે વજ્રે હણાયો હોય તેવી પીડા પામતો શ્રીદત્ત મનમાં વિચારવા લાગ્યો-અહો! ધિક્કાર છે આ વાનરને! એ ઉતાવળમાં કેવું અઘટિત બોલ્યો! સમુદ્રમાંથી પ્રાપ્ત થયેલ આ બાલા મારી પુત્રી ક્યાંથી હોય! આ સુવર્ણરેખા ગણિકા મારી માતા શી રીતે થાય! મારી માતા સોમશ્રીનું શરીર તો કાંઇ ઉંચું હતું; વળી તે શરીરે

કાંઇ શ્યામ વર્ણવાળી હતી; આ તો રૂપાળી ને સહજ નીચી છે માટે એ મારી માતા ન હોય. વય અને વર્ણને અનુમાને આ બાલા કદાચ મારી પુત્રી હોય પણ એ ગણિકા મારી માતા હોય એ સંભવિત નથી. તોપણ એને પુછું. એમ ધારી તેણીને પુછયું ત્યારે તે પ્રગટ રીતે બોલી-અરે મુગ્ધ! તને કોણ ઓળખે છે? હે વિચક્ષણ! પશુ ભાષાથી એવા વિભ્રમમાં શું પડી ગયો?' તેણીએ એ પ્રમાણે ઉત્તર આપ્યો તોપણ શંકિત હૃદયવાળો શ્રીદત્ત તરતજ ત્યાંથી ઉઠયો. કહ્યું છે કે અકાર્યનો સંદેહ થાય તેવા કાર્યમાં રૂડા બુદ્ધિમાન્ મનુષ્યની પ્રવૃત્તિ ન હોય. શું જળનો તાગ જોયા વિના સુખ વાંછક મનુષ્ય પાણીમાં પેસે? અર્થાત્ નજ પેસે. તેવી રીતે જે કાર્યમાં અનર્થની શંકા થાય તે કાર્યમાં વિચારવંત મનુષ્યે નિશ્ચય કર્યા શિવાય પ્રવૃત્તિ ન કરવી.

પછી આમ તેમ ફરતા એક મુનિને જોયા. તેને નમસ્કાર કરી વિજ્ઞાપના કરી-'સ્વામિન્! વાનરે મને ભ્રમ સમુદ્રમાં પાડયો છે માટે જ્ઞાને કરી મારો ઉદ્ધાર કરો.

મુનિ બોલ્યા-'સૂર્યની જેમ પૃથ્વીને વિષે ઉદ્યોત કરનાર મારા કેવળજ્ઞાની ગુરૂ દેશમાં છે. અવધિજ્ઞાને કરીને હું જે જાણું છું તેથી કહું છું કે વાનરે જે કહ્યું તે સર્વજ્ઞના વચનવત્ સત્ય છે.'

શ્રીદત્ત—'સ્વામિન્! એ શી રીતે છે? કૃપા કરી વિસ્તાર કહી મારો સંદેહ ભાગો.

મુનિ—' પ્રથમ પુત્રીનો સંબંધ કહું છું તે સાવધાન થઇને સાંભળ. પોતાની પ્રિયાને છોડાવવાને અર્થે તારો પિતા દ્રવ્ય લઇ પ્રચ્છન્નપણે ચાલ્યો ગયો,તે રણસંગ્રામને વિષે ક્રુર સમરનામના પલ્લીપતિ પાસે ગયો. આને વશ કરવામાં દ્રવ્ય આપવું એજ ઉચિત છે એમ ધારી તે પલ્લીપતિને પુષ્કળ દ્રવ્ય આપી મ્હોટા સૈન્ય સાથે તેને લઇ મંદિરપુર તરફ ચાલ્યો. ભવ્ય પુરૂષો ભવથી ભય પામીને શિવસ્થાન પ્રત્યે જવાની ઇચ્છા કરે તે-

મ જાણે સમુદ્રની વેલ ચઢી હોય એવી તે સેનાના બળથી ભય પામી નગરલોકો શિવસ્થાન* પ્રત્યે જવાની ઇચ્છા કરવા લાગ્યા તે સમયે તારી સ્ત્રી પુત્રી સહીત ગંગા કીનારે આવેલા સિંહપુર નગરમાં પોતાના પિતાને ઘરે ગઇ. ત્યાં તે ઘણા વર્ષ સુધી ભાઇના આશ્રય નીચે રહી કારણકે સ્ત્રીઓને પતિના વિયોગે પિતા અથવા ભ્રાતાનોજ આશ્રય હોય છે. એક વખત આષાઢ માસમાં કોઇ ઝેરી સર્પે તે પુત્રીને ડસી. અહો! દુષ્કર્મની દુરાત્મતાને ધિક્કાર હો! નિશ્ચેતન્ય થયેલી તે કન્યાને માતા અને મામા પ્રમુખે અનેક ઉપચાર કર્યા પણ વંધ્યા સ્ત્રી જેમ પુત્ર પામે નહિ તેમ તે ચૈતન્ય પામી નહિં. સર્પે ડસેલ મનુષ્યને તત્કાળ અગ્નિદાહ કરવો તે યુક્ત નથી કારણ કે આયુષ્યની દ્રઢતા હોય તો કદાચિત્ તે સજીવન પણ થાય એમ વિચારી એક સુંદર મંજૂષામાં લીંબડાના પાત્રામાં વીંટાળેલી તે કન્યાને નાંખી તે પેટી ગંગાના પ્રવાહમાં વહેતી કરી. તે વારે ઘણો વરસાદ થવાથી ગંગાને વિષે પુર આવ્યું, તેથી દુર્નીતિ જેમ પાસે રહેલાને ઉપદ્રવ કરે તેમ કાંઠાના વૃક્ષોને ઉખેડી નાંખ્યા વાયુએ પ્રેરેલી જેમ નાવ તણાય તેમ તે પુરના યોગથી તણાયેલી પેટી સમુદ્રમાં ગઈ. ત્યાંથી તે પેટી તારે હાથ આવી. ત્યાર પછીનો સર્વે વૃત્તાંત તું જાણે છે. એ પ્રમાણે એ તારી પુત્રી છે.

હવે તારી માતાનો વૃત્તાંત સ્વસ્થ થઇને સાંભળ–દુસ્સહ અને દાવાનળ સદૃશ તે પલ્લીપતિના સૈન્યથી સુરકાંત રાજા નિસ્તેજ થયો. તરતજ તેણે નગર ફરતો પર્વત સદૃશ એક કિલ્લો બનાવ્યો અને તેમાં ઘાસ ધાન્ય અને દ્રવ્ય ભરી રાખ્યું. તે ગઢમાં ઉઘાડા હથિયારવાળા દુર્ધર્ષ યોદ્ધાઓને ઉભા રાખ્યા. તેઓનું એવું પરાક્રમ હતું કે તેની સામે આવીને લડવા કોઇ સમર્થ થતું નહિ. મુનિ મહારાજા જેમ દુષ્કર્મ ભેદવાને વિચરે તેમ 'આતે શું'! આવા કેટલાક કિલ્લા

---

* સુખસ્થાન.

છે' એમ બોલતી પલ્લીપતિના સેના ક્રમ વગર કિલ્લાનો ભેદ કરવાને ચાલી. મદોન્મત્ત હસ્તિ જેમ અંકુશને તેમ તે સેના કિલ્લા ઉપર રહેલા સુભટોના બાણને તૃણ સમાન ગણવા લાગી ક્ષણ માત્રમાં જીર્ણ ભાંડની જેમ લોહાના ઘણવડે પુર પ્રતોળી તોડીને નદીના પૂર જેવી તે સેનાએ મંદિરપુરમાં પ્રવેશ કર્યો. સ્ત્રીને લેવાની ઊતાવળથી નગરમાં આગળ પ્રવેશ કરતો તારો પિતા લલાટમાં બાણ લાગવાથી ત્યાંજ મૃત્યુ પામ્યો. 'માણસનું ધાર્યું શું કામ આવે? માણસ કાંઈક ધારે અને દૈવ કાંઈક કરે. જેમ સોમ શેઠે સ્ત્રીને લેવા માટે કરેલ પ્રારંભ તેના આત્મઘાતને અર્થે થયો.'

તે સમયે સુરકાંત રાજા કોઈ પણ સ્થળે નાસી ગયો. કહ્યું છે કે પાપીનો જય કયાંથી હોય? ધર્મે જય અને પાપે ક્ષય એ વચન પ્રત્યક્ષ સિદ્ધ છે. દુષ્કાર્ય કરતો માણસ તેના પરિણામનો વિચાર કરતો નથી. પોતે પાપમય કામ કરે છે અને તે પાપના ફળ અવશ્ય ભોગવવાજ પડશે એમ વિચારે તો માણસ જરૂર પાપકારી કાર્યથી ડરે. પણ પોતાના અધિકાર મદથી અથવા બીજા ગમે તે મદથી લેશ માત્ર વિચાર ન કરતા પાપના કાર્ય કરે છે અને અંતે તેના ફળ ભોગવવા પડે છે ત્યારે પશ્ચાત્તાપ થાય છે.

તે વારે કંપતી અને ત્રાસ પામતી મૃગલી જેવી સોમશ્રીને સ્મશાનના દુષ્ટ શ્વાનો જેમ પશુના મૃતકને પકડે તેમ પલ્લીના ભિલ્લોએ પકડી. તે નગરને બહુ પ્રકારે લુંટીને તે ભિલ્લસેના પોતાના સ્થાન તરફ ગઇ. કર્મયોગે તેમની પાસેથી સોમશ્રી નાસી ગઇ. અરણ્યમાં ભમતાં તેણીએ કોઇ વૃક્ષના ફળ ખાધા તેના યોગથી કુસ્વાંગી[1] અને ગૌર વર્ણવાળી થઇ ગઇ. 'મણિ, મંત્ર અને ઓષધિઓનો અચિંત્ય મહિમા હોય છે.' તેણીને રસ્તે જનારા કોઇ વાણીઆઓએ જોઇ–રૂપવંત જાણી–આશ્ચર્ય પામી પુછ્યું–'શું

૧ ઠીંગણી.

તું દેવાંગનાછે, નાગાંગનાછે, વન દેવતાછે,' સ્થલ દેવીછે, કે જં-ળદેવીછે? તું માનવજાત તો નથી લાગતી. એમ સાંભળી તે ગદ્દ ગદ્દ સ્વરે બોલી-'હું દેવતા કે દેવી નથી પરંતુ માનવ જાતછું. આ રૂપથી હું દુઃખ કૂપને વિષે પડી છું. વિધિ ક્રોધાયમાન થયે મારે ગુણ એ દોષને અર્થે થયો છે.'

તેઓ બોલ્યા-'તું સુખે અમારી સાથે રહે! એમ કહી હર્ષ પામેલા તેઓ રત્નની જેમ તેનું રક્ષણ કરવા લાગ્યા.

ધીમે ધીમે તેઓની દૃષ્ટિ ફરી. તેઓ દરેક તેણીને તેવારૂપ ગુણે યુક્ત જોઈ પોતાના મનમાં સ્ત્રીપણે ગ્રહણ કરવાની ઈચ્છા કરવા લાગ્યા. 'ભક્ષ્ય જોઇને કોણ ખાવાની ઈચ્છા ન કરે?' અર્થાત્ સર્વે કરે. તે પ્રમાણે આ વાણીઆઓની વૃત્તિ ચલિત થઇ. અનુક્રમે તેઓ સુવર્ણકૂળ બંદરે આવ્યા. ત્યાં તેઓએ અનેક પ્રકારના કરિયાણાં ખરીદ કીધાં કારણ કે વ્યાપારને અર્થેજ તેઓનું આગમન હતું. પ્રાંતે કોઇ એક કરિયાણાની વસ્તુની છત થવાથી તેનો ભાવ એકદમ બેસી ગયો તેથી તેઓ ઉતાવળે તે વસ્તુ ગ્રહણ કરવાની ઈચ્છાવાળા થયા કારણ કે વ્યાપારીઓની એ રીત છે. પરંતુ પૂર્વ કૃત પુણ્યના ફળ પ્રમાણે ભોગ ભોગવ્યા પછી પુણ્યસંચય પૂર્ણ થાય તેમ આગલ ખરીદ કરેલી વસ્તુઓથી તેઓની મૂળ પુંજી પૂરી થઇ હતી. તેથી ધનની ઇચ્છાથી તેઓએ તે સ્ત્રીને વેશ્યાને ત્યાં વેચી. લોભ તો સર્વ મનુષ્યને દુર્વાર હોય છે, પરંતુ વાણીઆઓને સર્વથી વિશેષ હોય છે.

વાણીઆઓની પાસેથી તેણીને વિભ્રમવતી નામના વેશ્યાએ લક્ષ દ્રવ્યના મૂલ્યથી વેચાતી લીધી; કારણ કે તે જાતિને રૂપવંત અને યુવાન સ્ત્રીએ કામધેનુ સરખી છે. ત્યાં તે સોમશ્રીનું સુવર્ણરેખા એવું નવું નામ સ્થાપન કર્યું. પ્રાયે એક ઘેરથી બીજે ઘેર જતાં સ્ત્રીઓનું [1]નામાંતર થાય છે. શીખવવાને વિષે ચતુરાઇ ધારણ કરનારી વિભ્રમવતીએ તેણીને

---

[1] બીજું નામ.

થોડા દિવસમાં ગણિકાને કરિયાણારૂપ ગીત નૃત્યાદિ શીખવ્યા. અનુક્રમે પાણીને જેની સાથે ભેળવીએ તેવો રંગ પકડે તે પ્રમાણે જન્મથીજ વેશ્યાને ઘરે અવતરી હોય તેમ તે સુવર્ણરેખા વેશ્યાના સ્વભાવને પામી. અહો! ધિઃકાર છે કુસંગતિને કે જેના યોગથી તે સ્ત્રી પોતાના કુળ વગેરેની મર્યાદા છોડી જાણે અન્ય કુળમાંજ અવતરી હોય તેવી થઇ; અથવા તેણીને એક ભવમાં દુષ્કર્મના યોગથી ઘણા ભવ થયા.

તેણીએ સમગ્ર પ્રકારના ગીત નૃત્યાદિને વિષે નિપુણપણાથી તે નગરના રાજાને એવો પ્રસન્ન કર્યો કે તેણે તેણીને ચામરહારિણી બનાવી. હે શ્રીદત્ત! (મુનિ કહેછે) જાણે બીજો ભવ પામી હોય એવી આ તારી માતાજ છે. રૂપ સ્વરૂપાદિનો ભેદ થવાથી તેણીને તેં ઓળખી નહિ. તેણીએ તને ઓળખ્યો પરંતુ લોભ અને લજ્જાથી બોલી નહિ. 'અહો! લોભનું સામ્રાજ્ય સર્વ પ્રકારે અભંગુર છે! દુષ્કર્મને સીમાડે આવેલ–અર્થાત્ અઘોર દુષ્કર્મરૂપ–ગણિકાના પાપને ધિઃક્કાર હો! જેના યોગથી–દ્રવ્યને અર્થે–માતાએ ઓળખ્યા છતાં પણ પુત્રની સાથે ભોગની વાંચ્છા કરી. જેઓનો આવા પ્રકારનો દુરાચાર છે–એવી વેશ્યા સ્ત્રીઓને પંડિત પુરૂષોએ નિંદ્યથી પણ નિંદ્ય અને ત્યાગવા યોગ્યથી પણ ત્યાજ્ય કહી છે એ યુક્ત છે."

મુનિ મહારાજાએ એ પ્રમાણે વૃત્તાંત કહ્યા પછી વિષાદે યુક્ત વિસ્મય ચિત્તવાળો શ્રી દત્ત બોલ્યો–'હે ત્રિજગત્‌વેત્તા! એ સર્વ વૃત્તાંત તે કપિ શી રીતે જાણે? અંધ કુવામાં પડેલ જે હું તેનો ઉદ્ધાર કરવાને સાધુ જનની સરખો તે માનુષી ભાષાથી શી રીતે બોલ્યો?'

ઋષીશ્વર બોલ્યા–'તારો પિતા સોમશ્રીનું ધ્યાન કરતો નગરમાં પ્રવેશ કરતો હતો તેવામાં અકસ્માત્ બાણ વાગવાથી તે મૃત્યુ પામ્યો. ત્યાંથી મરીને એવ્યંતર થયો. વનને વિષે ચોતરફ ભમતો તે વ્યંતર જયાં તું બેઠો હતો ત્યાં આ-

વ્યો. તેણે તને તારી માતાને વિષે આસક્ત થયેલ જોયો. તેથી વાનરના શરીરમાં પ્રવેશ કરી તેણે તને એ પ્રમાણે પ્રતિબોધ કર્યો. 'ભવાંતરને વિષે ગયા છતાં પણ પિતા, પુત્રનો હિતાકાંક્ષી હોય છે.' તે વાનરરૂપ વ્યંતર પૂર્વ ભવના પ્રેમથી હમણા એ સ્રીને તારા દેખતા પોતાની પીઠ ઉપર આરોપણ કરી ચાલ્યો જશે.'

મુનિ એ પ્રમાણે બોલે છે તેવામાં તે વાનર ત્યાં આવી સિંહ જેમ અંબિકાને પોતાની પીઠપર આરોપણ કરે તેમ તે સુવર્ણરેખાને પોતાની પીઠપર આરોપી ચાલ્યો ગયો 'અહો! અહો! મોહની કૃતિ! અહો! આશ્ચર્યકારી ભવવિડંબના!' એમ બોલતો-પોતાનું મસ્તક ધુણાવતો-શ્રીદત્ત, પુત્રીને-સમુદ્રમાંથી પ્રાપ્ત થયેલ બાળાને લઇને ઘરે ગયો.

સુવર્ણરેખાને લઇને શ્રીદત્ત વનમાં ગયો તેવારે તેની સાથેની દાસીઓ ઘરે ગઈ તેણીને અક્કાએ સુવર્ણરેખા કયાં ગઇ એમ પુછયું તેવારે તેઓએ જબાપ દીધો કે-શ્રીદત્ત નામે વણિક અર્ધલક્ષ દ્રવ્ય આપવાનું કબુલ કરી તેણીને વનમાં લઇ ગયો. કેટલોએક વખત ગયા પછી પુન: તેણીએ દાસીને ખબર કાઢવા મોકલી તે સમયે શ્રીદત્તને કોઇની દુકાન ઉપર બેઠેલ જોઇ તેણીએ સુવર્ણરેખાના સમાચાર પુછ્યા. શ્રીદત્તે કહ્યું-'કોણ જાણે કયાં ગઇ. મને શું પુછે છે, શું હું તેનો અનુચર છું?'

દુષ્ટતાની પેટી રૂપ તે ચેટીએ અક્કા સમીપે જઇ એ પ્રમાણેના સમાચાર કહ્યા તે સાંભળી ઉત્પન્ન થયેલા રોષથી રાક્ષસી સરખી તેણીએ રાજા સમીપે જઈ, 'હે ઈશ! હું લુંટાણી હું લુટાણી.' એવો પોકાર કર્યો. એ સાંભળી શામાટે પોકાર કરે છે એ સંબંધી રાજાએ પુછયું એટલે તે બોલી-'સ્વામિન્! સાક્ષાત્ સુવર્ણ પુરૂષા સરખી મારી સુવર્ણરેખાને ચોરને વિષે શિરોમણિ શ્રીદત્ત કોણ જાણે કયાં લઈ ગયો.'

ઊંટની ચોરીની જેમ તેની આ ચોરી ગુપ્ત રાખી શકા-

ય તેવી નથી એમ આશ્ચર્ય પામી રાજાએ તરતજ શ્રીદત્તને બોલાવ્યો અને તે સંબંધી પુછયું; પરંતુ સત્ય વૃત્તાંત કહીશ તોપણ કોઇ નહિ માને એમ ધારી તેણે સ્પષ્ટ રીતે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. કહ્યું છે કે.

अंसंभाव्यं न वक्तव्यं प्रत्यक्षं यदि दृश्यते
यथा वानर संगीतं यथा तरति सा शिला

યદ્યપિ પ્રત્યક્ષ જોયું હોય તોપણ અસંભવિત ન બોલવું જેમ વાનરનું ગાયન અને શિલાનું તરવું. અર્થાત્ એ સત્ય હોય તોપણ અસંભવિત ગણાય.

એ ઉપરથી રાજાએ કોપાયમાન થઈ દુષ્કર્મ જેમ નરકને વિષે નાખે તેમ કારાગ્રહમાં નાખ્યો અને તેની ભાંડશાળાએ મોહોર કરી. તેની પુત્રીને પોતાના મહેલમાં દાસીઓ સાથે રાખી. 'વિધાતાની જેમ અવની પતિની સાથે મિત્રતા ક્યાંથી? અર્થાત વિધાતા સર્વદા મિત્રપણે રહે નહિ તેમજ રાજા પણ હમેશા મિત્રપણે રહે નહિ.' સત્ય નહિ કહેવારૂપ પવનથી રાજાનો કોપાગ્નિ વૃદ્ધિ પામ્યો માટે યથાર્થ વાત તેમને કહું જેથી કદાચ કલ્યાણકારી થાય-એમ ધારી આ રક્ષક દ્વારા તેણે વિજ્ઞાપના કરી. તે ઉપરથી રાજાએ તેને સેવક પુરૂષો સાથે કારાગ્રહમાંથી બોલાવી પુછયું તે વારે 'તેણીને વાનર લઇ ગયો' એ પ્રમાણે તેણે જણાવ્યું તે ઉપરથી રાજાદિ સર્વે હસવા લાગ્યા અને વિસ્મય પામી બોલવા લાગ્યા કે-'અહો! કેવું સત્ય કહ્યું! દુષ્ટોની કેવી ધૃષ્ટતા હોય છે!' એમ બોલી અત્યંત કોપાક્રાંત થયેલ રાજાએ તેનો વધ કરવાની આજ્ઞા કરી. કહ્યું છે કે મહત પુરૂષોનો રોષ અને તોષ તત્કાળ ફળવંત થાયછે. તરતજ સૌનિક[1] જેમ ગાયને લઇ જાય તેમ રાજાના ઉદ્ભટ સેવકો તેને વધસ્થાને લઈ ગયા. ત્યાં શ્રીદત્ત મનમાં વિચારવા લાગ્યા-કે નિશ્ચયે પુત્રી અને માતાની સાથે ભોગ કરવાની ઇચ્છા તથા મિ-

૧ કસાઇ.

દુરંતતાને ધિઃક્કાર હો! આ મેં સત્ય કહ્યું તે પણ તદ્દન અસત્ય ગણાયું. વિધિ વિપરીત થયે ક્ષોભિત થયેલ સમુદ્રની જેમ તેનો રોધ કરવાને કોણ સમર્થ છે. કહ્યું છે કે જેના કલ્લોલથી પર્વતોના પણ ચુરા થાય તે જલનિધિને કદાચ વારી શકાય પરંતુ કરેલા જે શુભાશુભ કર્મ તેના પરિણામ ન વારી શકાય.'

એ સમયે તેના પુણ્યથી જાણે આકર્ષણ થયું હોય તેમ પૃથ્વી તળને વિષે વિચરનાર મુનિચંદ્ર નામે કેવળીએ ત્યાં આવી તે ઊદ્યાનને પવિત્ર કર્યું. ઊદ્યાનપાળકે વિજ્ઞાપના કરી એટલે પરિકરે સહિત રાજા વંદન કરવાને આવ્યો. ત્યાં ભક્તિ પૂર્વક વંદન કરી પ્રાતઃકાળના ભોજનની જેમ દેશના આપવાની રાજાએ વિનંતિ કરી. ગુરૂએ કહ્યું-'વાંદરાને જેમ મણિમાળા તેમ જગત્‌ને વિષે બંધુ સમાન ધર્મ અને ન્યાય જેનામાં નથી તેને દેશના શા કામની?'

સંભ્રાંત થયેલ રાજા બોલ્યો–સ્વામિન્! મેં શું અન્યાય કર્યો?'

ગુરૂ—'સત્યવકતા શ્રીદત્તનો શું ન્યાય કર્યો?'

તે સમયે લજ્જા પામી રાજાએ શ્રીદત્તને વધસ્થાનથી બોલાવ્યો, અને પોતાની પાસે બેસારી તેનું કેહેવું શી રીતે સત્ય જણાય એમ ગુરૂ મહારાજાને પુછ્યું; તેવામાં સુવર્ણરેખાને પોતાની પીઠપર વહન કરનારો તે વાનર ત્યાં આવ્યો. તેણીને નીચે ઊતારી પોતે પણ ત્યાં બેઠો. રાજાદિ સર્વે લોકો એવું કૌતુક જોઇ આશ્ચર્ય પામ્યા અને શ્રીદત્ત સત્યવાદી છે એમ બોલી તેની પ્રશંસા કરવા લાગ્યા. મુનિ મહારાજાને પુછી તેનો સર્વ પૂર્વવૃત્તાંત જાણ્યો. પછી સરલ આશયવંત શ્રીદત્તે પુછ્યું 'હે પ્રભો! મને પુત્રી અને માતા ઉપર કેમ અનુરાગ થયો?'

ગુરૂ–'એ સંબંધે પૂર્વ જન્મનો વૃત્તાંત સાંભળ-પાંચાલ દેશમાં કાંપીલપુર નામે નગર છે. ત્યાં અગ્નિશર્મા નામે બ્રા-

બ્રાહ્મણ રહેતો હતો. તેને ચૈત્ર નામે પુત્ર થયો. એ પુત્રને શીવને જેમ ગૌરી અને ગંગા નામે બે વલ્લભા હતી તેમ તેજ નામની બે સ્ત્રી પરણાવી. તે ચૈત્ર અન્યદા મૈત્ર નામના મિત્રની સાથે કોંકણ દેશમાં યાચના કરવાને ગયો 'બ્રાહ્મણોને ભિક્ષા માગવી એજ ઇષ્ટ હોય છે.' ઘણા દિવસ ભ્રમણ કરી તેઓએ પુષ્કળ દ્રવ્ય ઉપાર્જન કર્યુ. એક દિવસ ચૈત્ર સુતો હતો તેવામાં હૃદયને વિષે કુતર્ક ધારણ કરી મૈત્ર વિચારવા લાગ્યો કે આને હણીને સર્વે દ્રવ્ય હું ગ્રહણ કરૂં એમ ધારી પોતાના મિત્રનો વધ કરવાને ઉઠયો. અનર્થકારી દ્રવ્યને ધિક્કાર હો કે જેને માટે પોતાના વહાલામાં વહાલા મિત્રનો વધ કરવાને માણસ તત્પર થાય છે. દુષ્ટ વાયુ જેમ મેઘનો નાશ કરે તેમ દ્રવ્યલોભી મનુષ્ય વિવેક, સત્ય, સંતોષ, લજ્જા, પ્રેમ અને દયા પ્રમુખ ગુણોનો નાશ કરે છે.

તે સમયે શુભ કર્મના ઉદયથી તેના હૃદયમાં વિવેક રૂપ સૂર્યનો ઉદય થયો તેથી અઘટિત લોભ રૂપ અંધકારનો નાશ થયો. મનમાં વિચારવા લાગ્યો કે અહો ! ધિઃક્કાર છે મને કે મેં વિશ્વાસવંત મિત્રનો ઘાત કરવા સંબંધી વિચાર કર્યો. એ દુર્વિચારથી હું નિંદતમથી પણ નિંદ્ય થયો. એમ પશ્ચાત્તાપ કરી દુષ્કાર્ય કરતો અટક્યો.

ખણવાથી જેમ ખરજ વધે તેમ લાભ થવાથી લોભ વૃદ્ધિ પામતો જાય એ નિયમ પ્રમાણે લોભના ભ્રમમાં પડેલા તેઓ પુનઃદેશમાં ભમવા લાગ્યા. ઘણો લોભ કોઈ વખત એકજ ભવમાં અને એકજ પગલે અનર્થકારી થાય તેમ એક દિવસ અત્યંત લોભી તે બ્રાહ્મણો કૃષ્ણા નદીમાં પેઠા. તેવારે લોભપુરમાં તો મગ્ન હતા ને તે નદીમાં પુર આવવાથી તે પુરમાં તણાયા. ત્યાંથી મરીને તેઓએ કેટલાક તિર્યંચના ભવ કર્યા. ઘણેકાળે મનુષ્ય ભવ પામ્યા તે તમે બંને મિત્ર થયા. ચૈત્રનો જીવ તું થયો અને મૈત્રનો જીવ તારો મિત્ર શંખદત્ત થયો. પૂર્વે ચૈત્રે મૈત્રનો વધ કરવાનું ધ્યાન ક-

સ્યું હતું તેથી તેં આ ભવમાં તેને સમુદ્રમા નાખ્યો. પૂર્વ ભવે જે જે પ્રકારે જેવા જેવા કર્મ કરે તે તે પ્રકારના અને તેવા કર્મનો અનુભવ વ્યાજે દીધેલા દ્રવ્યની જેમ-મનુષ્યને અન્ય ભવમાં પ્રાપ્ત થાય.

હવે તારી સ્ત્રી ગૌરી અને ગંગા જેઓ ઘરે હતી તેઓ તારા વિયોગથી દુઃખિત થતી-ભોગ વિલાસનો ત્યાગ કરી વૈરાગ્ય ભાવ ધારણ કરી-માસ માસના ઉપવાસ કરનારી તાપસી થઈ. 'કુળ સ્ત્રીઓને વૈધવ્ય અવસ્થામાં ધર્મ એજ ઉચિત આશ્રય છે કારણ કે મનુષ્ય ભવમાં, પૂર્વ કૃત્યના ઉદયથી એવું દુઃખ પામી બે ભવ કોણ હારે!' એક દિવસ ગૌરીને અત્યંત તૃષા લાગવાથી કોઇ પરિચારિકા પાસે તેણે વારંવાર જળ માગ્યું પરંતુ મધ્ય દિવસનો સમય હોવાથી નિદ્રાને લીધે-કાંઇક ઉઘાડા અને કાંઈક મીંચાએલા નેત્રવાળી તંદ્રામાં પડેલી તેણીએ દુર્વિનીતાની જેમ ઉત્તર આપ્યો નહિ. તે અલ્પકોપવાળી હતી પરંતુ તેથી તેણીને અત્યંત ક્રોધ થયો. કહ્યું છે કે તપસ્વી, વ્યાધિત, ક્ષુધાતુર, તૃષાતુર અને ક્ષીણ થયેલ મનુષ્યોમાં ક્રોધ સુલભ હોય છે. પછી ક્રોધાતુર વચનથી તે ગૌરી તે દાસી પ્રત્યે બોલી-રે રે રંડા! તને ઉગ્ર સર્પે ખાધી છે કે શું? જેથી મૃત્યુ પામેલાની જેમ મને ઉત્તરજ આપતી નથી! એ પ્રમાણે તર્જના કરવાથી તરતજ દાસીએ ઉઠી મિષ્ટ વચનથી તેણીને પ્રસન્ન કરી જળ આપ્યું. પરંતુ દુર્વચનના યોગથી ગૌરીએ દુઃસહ દુષ્કર્મનો બંધ કર્યો. હાંસીને વિષે બોલેલું દુર્વાક્ય દોષકારી થાય તો ક્રોધથી બોલેલાને માટે તો શું કહેવું.

ગંગાને પણ એવું બન્યું કે એક વખત કાંઇ જરૂરના કામ પ્રસંગે પોતાની દાસી હાજર ન હતી અને વખત ગયા પછી આવી તે સમયે ક્રોધ કરી તે આકરા વચનથી દાસી પ્રત્યે બોલી-કોઇએ તને બંધીખાને નાખી હતી કે અત્યાર સુધી ન આવી!' જાણે ગૌરીની સ્પર્ધાથી હોય તેમ તેણીએ પણ

એવું દુષ્કર્મ બાંધ્યું. ક્રોધને ધિઃક્કાર હો કે જેનાથી મનુષ્યને આવા દુષ્કર્મો બંધાય છે. તપ, નિયમ વગેરે સુકૃત્ય કરવામાં જો કોઈ વખત ક્રોધ આવી જાય છે તો તેથી પેલા શુભ કૃત્યોના ફળનો નાશ થઈ જાય છે.

વળી એક વખત કોઈ ગણિકાને ઘણા કામુક પુરૂષોની સાથે વિલાસ કરતી જોઈ ગંગાએ મનમાં વિચાર્યું કે 'આ ધન્ય છે, કારણ કે પ્રફુલ્લિત થયેલ મલ્લિકાનું પુષ્પ જેમ અનેક ભ્રમરોને ઇચ્છિત હોય તેમ અનેક કામીજનોને એ ઇચ્છિત છે. હું તો નિર્ભાગ્યવાળી છું, કારણ કે મને તો ભર્ત્તાએ પણ છોડી દીધેલી છે. તે દુર્મતિએ તેવા દુર્ધ્યાનથી વર્ષાઋતુની જેમ પોતાના આત્માને દુષ્કર્મરૂપ કાદવે સંયુક્ત કર્યો. 'પ્રાણિઓને મૂઢતા એ લોહ જેવી અભેદ્ય છે.'

અનુક્રમે તે બંને સ્ત્રીઓ ત્યાંથી મરીને જ્યોતિષીમાં દેવીઓ થઈ. ત્યાંથી ચવી તે તારી માતા અને પુત્રીરૂપે થઈ. દુર્ભાગણના યોગથી તારી પુત્રીને સર્પથી ઉપદ્રવ થયો અને તારી માતાને ભિલ્લોએ બંદીખાને નાખી. વળી તારી માતાને પૂર્વે ભવે કરેલ વેશ્યાની પ્રશંસાથી વેશ્યાપણું પ્રાપ્ત થયું. 'પૂર્વકૃત કર્મના ઉદયથી અસંભવિત વાતનો પણ સંભવ થાય. વચને બોલવાથી અને મનને વિષે દુર્ધ્યાન કરવાથી બંધન કરેલ કર્મ-જો પ્રતિક્રમણ ન થાય તો-કાયાએ કરીને અનુભવવું-ભોગવવું-પડે છે.' પૂર્વ ભવે તે બંને તારી સ્ત્રીઓ હતી તેને લીધે તે બંનેની સાથે કામ ભોગની તેં વાંચ્છા કરી. કારણ કે પ્રાણિને પૂર્વના અભ્યાસ પ્રમાણે ભવાંતરમાં સંસ્કાર થાય છે. ઘણા અભ્યાસથી પ્રાપ્ત થયેલ નિબિડ સંસ્કારો અન્ય ભવને વિષે પણ જતા નથી પરંતુ મંદ સંસ્કારો હોય તે ચાલ્યા જાય છે.

એ પ્રમાણેનો ભવ નિર્વેદ શ્રવણ કરવાથી ખેદ પામેલ શ્રીદત્ત બોલ્યો-હે તાત! મને સંસારથી નિસ્તાર પામવાનો ઉપાય બતાવો. જે સંસારને વિષે માણસને આવા પ્રકારની વિડંબના થાય તે સ્મશાન સદૃશ સંસારમાં કોણ ડાહ્યો મા-

ણુસ પ્રવૃત્તિ કરે ?'

ગુરૂપાદ બોલ્યા—'એ સંસાર અટવીનો પાર માત્ર ચરણ (ચારિત્ર)ના બળથીજ પમાય છે માટે તેને વિષે યત્ન કર.'

તે બોલ્યો—આપે જે કહ્યું તે સત્ય છે પરંતુ આ કન્યા મારે કોને આપવી? ભવસમુદ્ર તરવામાં પુત્રીની ચિંતા મારે ાશિલા સમાન છે.'

ગુરૂ મહારાજે કહ્યું—'પુત્રીની ચિંતા તને ફોકટ બાધા કરે છે કારણ કે તારો મિત્ર શંખદત્ત એ પુત્રીને પરણશે'

ખેદ પામતો શ્રીદત્ત ગદ્ ગદ્ વાણીએ બોલ્યો—'હે જગન્મિત્ર ! મારી જેવા પાપી અને નિર્દયને મિત્ર ક્યાંથી?'

ગુરૂએ કહ્યું—'ભદ્ર! તું ખેદ ન પામ. જાણે તેડાવ્યો હોય તેમ તારો મિત્ર હમણાંજ આવે છે.'

ગુરૂના એવા વચનથી વિસ્મય ભાવને ધારણ કરી આમ તેમ દ્રષ્ટિ ફેરવે છે તેવામાં મિત્રને દૂરથી આવતો જોયો. તેને જોવાથી અતિશય ઝંખવાણો પડી ગયેલ શ્રીદત્ત નીચું જોઈ બેસી રહ્યો પરંતુ શ્રીદત્તને જોવાથી તેને અત્યંત ક્રોધ પ્રાપ્ત થયો અને જાણે કોપાયમાન થયેલ યમ હોય તેમ તેને મારવા દોડયો. પરંતુ નૃપતિ વગેરેને પાસે બેઠેલા જોઇ અચકયો અને ત્યાંજ સ્તબ્ધ થઈ ઉભો રહ્યો. તેવામાં ગુરૂ મહારાજ બોલ્યા—હે શંખદત્ત! ક્રોધનો ત્યાગ કર. તીવ્ર ક્રોધ અગ્નિની જેમ પોતાના સ્થાનને પણ દહન કરે છે. ક્રોધને વિજ્ઞજનો ચંડાલ સદ્દશ કહે છે અને તેથી ક્રોધરૂપ ચાંડાલને સ્પર્શ કરવો ઉચિત નથી. વળી તેમાં વધારે આશ્ચર્યકારી તો એ છે કે કદાચ તેનો સ્પર્શ થાય તો તે મનુષ્ય ગંગા વગેરે પવિત્ર નદીઓમાં સ્નાન કરવાથી પણ શુદ્ધ થતો નથી.' ગુરૂ મહારાજની એવી તત્વમયી વાણી સાંભળી જાંગુલિ મંત્રથી જેમ દુષ્ટ સર્પ શાંત થાય તેમ તે શાંત થઇ ગયો. પછી શ્રીદતે સ્નેહ પૂર્વક પોતાના હાથ પ્રસારી તેને ખેંચી પોતાની સમીપે બેસાર્યો. વિરક્ત ચિત્તવાળાની સાથે

એ પ્રમાણે વર્ત્યાથીજ વિરક્તતાનો નાશ થાયછે. તદનંતર કેવલીને વિષે શ્રેષ્ટ તે મુનીશ્વરને શ્રીદત્તે પુછ્યું 'સ્વામિન્ એ મારો મિત્ર શીરીતે સમુદ્રનો પાર પામ્યો તે કહો.'

મુનિશ્રેષ્ટ બોલ્યા–' સમુદ્રમાં પડ્યા પછી દૈવયોગે ક્ષુધાર્ત્તને જેમ ફળ પ્રાપ્ત થાય તેમ તેને ફલક હાથ આવ્યું. જેનું આયુષ્ય ત્રુટિત થયું નથી તેનું મૃત્યું થાયજ નહિ. તટને અનુકુળ પવનથી સમુદ્રમાં તરતો તે–સુવૈદ્યે બતાવેલ ઓષધિ ખાવાથી જેમ રોગનો પાર પામે તેમ-સાતમે દિવસે સમુદ્રનો પાર પામ્યો. થાકી ગયેલો મનુષ્ય જેમ સરસ્વતીના પ્રવાહને પામી પ્રસન્ન થાય તેમ સમુદ્રકાંઠા નજીકના સારસ્વત નામે ગામ પાસે ઉતરવાથી તે પ્રસન્ન થયો ત્યાં તેને એવી અવસ્થામાં જોઈ–ઓળખી–તેનો સંવર નામે મામો પોતાને ઘરે લઇ ગયો. જેમ મૂર્ખ શિષ્યને રૂડી શિક્ષાથી ગુરૂ ડાહ્યા કરે તેમ સમુદ્રમાં રહેવાથી તેનું ગળી ગયેલું અંગ સદૌષધિઓ ખવરાવવાથી અને તેનું મર્દન કરવાથી એક માસે સજ્જ થયું. પછી સુવર્ણ કુળ બંદરના સમાચાર મામાને આદર પૂર્વક પુછ્યા. તેણે કહ્યું ' એ નગરથી અવીશ યોજન દૂર છે. મેં સાંભળ્યું છે કે હમણાં કોઇ વ્યવહારીઓનાં મ્હોટા વહાણો ત્યાં આવ્યા છે' એ પ્રમાણે સમાચાર સાંભળી રોપ અને તાપથી નટની જેમ સંકર ભાવને ધારણ કરતો તે મામાની રજા લઇ અહીં આવવા નીકળ્યો. નગર સમીપે આવી ક્રોધિત હૃદયવાળો તે તારા સમાચાર પુછી અહીં આવ્યો. 'સંયોગ અને વિયોગ કર્મ સંબંધને અનુસરનારા છે.' એ પ્રમાણે કહી દયાના સમુદ્ર મુનિ મહારાજા શંખદત્તને તેના પુર્વ ભવનો વૃત્તાંત સંભળાવી બોલ્યા–' પૂર્વે તેં એને મારવાની ઇચ્છા કરી હતી તેથી સાંપ્રતકાળે તેણે તેને સમુદ્રમાં નાખ્યો, માટે સામી ગાળ દેવાથી જેમ ગાળવળે તેમ તમારે પણ ઘાતે ઘાત વળી રહ્યા; હવે આજથી માંહેમાંહે પ્રગટ રીતે અત્યંત પ્રીતિને વિસ્તારો;

કારણ કે મનુષ્યને આ ભવ અને પરભવને વિષે સર્વ પ્રાણિ સાથે મૈત્રી ભાવ ધારણ કરવો એજ સર્વ અર્થની સિદ્ધિ કરનાર છે.' ગુરૂના એવા ઉપદેશથી પરસ્પર પોતપોતાનો અપરાધ ક્ષમાવી સ્નેહવંત થયા. પ્રથમના વરસાદની જેમ ગુરૂના વચન પણ અમોઘ[1] હોય છે.

તે પછી ગુરૂ મહારાજ ધર્મ દેશના આપવા લાગ્યા-'ભો પ્રાણિઓ! સર્વ શ્રેષ્ઠ અર્થની સિદ્ધિઓ અને સમકિત, દેશ વિરતિ આદિ ગુણો ધર્મને વશ છે એમ જાણી તમે ધર્મ કરવામાં પ્રયત્ન કરો. અન્ય ધર્મો, ઉત્કૃષ્ટ ક્રિયાઓ કર્યા છતાં પણ આમ્રાદિની જેમ, નિયત[2] ફળ આપનાર છે પરંતુ જૈનધર્મ તો સર્વ પ્રકારે આદરવાથી કલ્પવૃક્ષની જેમ સર્વ પ્રકારના ફળ આપે છે;' એ પ્રમાણે દેશના શ્રવણ કરી રાજા પ્રમુખ મોક્ષાભિલાષી મનુષ્યોએ સમ્યક્ત પૂર્વક દેશવિરતિ-શ્રાવક ધર્મ-અંગીકાર કર્યો. તે વ્યંતર અને સુવર્ણરેખા પણ સમકિત પામ્યા-પૂર્વ ભવના મોહથી તેઓનાં દિવ્ય અને ઔદારિક શરીરનો સંયોગ ઘણા કાળ સુધી રહ્યો. પછી રાજાએ અત્યંત માન આપેલ શ્રીદત્ત પોતાને સ્થાનકે આવી અર્દ્ધ દ્રવ્ય તથા પુત્રી શંખદત્તને આપી. બાકીનું અર્ધ દ્રવ્ય નિર્મળ બુદ્ધિથી સાત ક્ષેત્રમાં વાવી, જ્ઞાની ગુરૂ પાસે જઈ ચારિત્ર અંગીકાર કર્યું. ત્યાંથી વિહાર કરતો આ સ્થાનકે આવ્યો. મહા મોહરાજાને જીતી-ચાર ઘાતિ કર્મનો વિનાશ કરી, [શ્રીદત્ત કેવળજ્ઞાની મૃગધ્વજ રાજા વગેરે આગળ પોતાનો વૃત્તાંત કહે છે] તે શ્રીદત્ત મુનિ-હું અત્રે કેવળજ્ઞાન પામ્યો. [શુકરાજને કહે છે] હે શુકરાજ! મારે પણ એ પ્રમાણે પૂર્વ ભવની સ્ત્રીઓ માતા અને પુત્રીપણે થઈ. માટે આ સંસારને વિષે એમાં કાંઈ પણ આશ્ચર્યનું કારણ નથી. પંડિત પુરૂષોએ તો વ્યવહારપણે સત્ય કરી સંસારમાં પ્ર-

---

૧ સફળ. ૨ નિયમ પ્રમાણે.

વર્ત્તન કરવું."[1]

શ્રીદત્ત કેવળીનો એવો વૃત્તાંત-ઉપદેશ-સાવધાનપણે શ્રવણ કરી શુકરાજ, માતાપિતાને પ્રગટપણે 'માત, તાત,' એ પ્રમાણે બોલવાને પ્રવર્ત્યો. રાજારાણી વગેરે પ્રસન્ન થયા. પછી નૃપતિ બોલ્યો-'હે સ્વામિન્! તમને યૌવનાવસ્થાને વિષે પણ આવો વૈરાગ્ય ઉત્પન્ન થયો તેથી તમે ધન્ય છો, પરંતુ મને ક્યારે વૈરાગ્ય પ્રાપ્ત થશે તે કૃપા કરીને કહો.'

મુનિઓને વિષે ચંદ્ર સરખા તે કેવળી મહારાજ બોલ્યા તારી ચંદ્રાવતી નામે સ્ત્રીનો પુત્ર તને દ્રષ્ટિપે[2] થશે ત્યારે વૈરાગ્ય પ્રાપ્ત થશે.' પછી જ્ઞાનીએ કહ્યું તે પ્રમાણ માની-જ્ઞાની મહારાજને પ્રણામ કરી ભુપતિ પરિકરે[3] સહિત હર્ષ પૂર્વક પોતાના આવાસ પ્રત્યે આવ્યો અને કેવળી ભગવાન વિહાર કરી ગયા.

હવે એ પ્રકારે સુદૃષ્ટિવાળો શુકરાજ જ્યારે દશ વર્ષનો થયો ત્યારે રાણી કમલમાલાને દ્વિતીય તનયનો જન્મ થયો. રાજાએ પૂર્વે આવેલા સ્વપ્નને અનુસારે તેનું હંસરાજ નામ ઉત્સવ પૂર્વક પાડ્યું. તે કુમાર ઉજ્વળ પક્ષના ચંદ્રમાની જેમ નિરંતર રૂપ કળા અને સંપત્તિએ વૃદ્ધિ પામવા લાગ્યો. મનુષ્યોને હર્ષના ઉત્કર્ષથી ઉત્સવરૂપ તે બાળ અનુક્રમે પાંચ વર્ષનો થયો એટલે રામની સાથે જેમ લક્ષ્મણ ક્રીડા કરે તેમ શુકરાજની સાથે ક્રીડા કરવા લાગ્યો. એક દિવસ અર્થ અને કામથી સેવાતો જાણે ધર્મ હોય તેવો રાજા બે પુત્રની સાથે સભાસ્થાનમાં બેઠો છે તેવામાં વેત્રીએ આવીને વિજ્ઞપ્તિ કરી-'સ્વામિન્! ગંગાના પ્રવાહ જેવા શિષ્યે યુક્ત ગાંગિલ નામના ઋષિ દ્વાર સમીપે આવ્યા છે' તે સમયે વિસ્મય પામી રાજાએ આજ્ઞા કરી એટલે વેત્રીએ તે ઋષિ-

---

૧ સિદ્ધાંતને વિષે દશ પ્રકારના સત્ય કહ્યા છે. જનપદ સત્ય, સંમતસત્ય, સ્થાપના સત્ય, નામ સત્ય, રૂપસત્ય, પ્રતિત સત્ય, વ્યવહારસત્ય, ભાવસત્ય, યોગસત્ય, અને ઉપમાસત્ય.

૨ દૃષ્ટિમાર્ગે ૩ પરિવાર.

ને રાજદ્વારમાં પ્રવેશ કરાવ્યો. રાજાએ આદરસત્કાર કરી આસન આપી-તેમને આનંદ પમાડયો એટલે ઋષીશ્વરે પણ કલ્યાણકારી આશીર્વાદ આપ્યો. પછી રાજાએ તે ઋષિને તીર્થ અને આશ્રમના કુશળ શમાચાર પુછી અત્રે કેમ પધારવું થયું છે તે પુછયું. તે સમયે કમળમાલાને બોલાવી પરિયંચમાં[1] બેસારી-ઋષિ બોલ્યા-'રાજન! આજે સ્વપ્નને વિષે ગોમુખ યક્ષે મને કહ્યું કે હવે હું વિમળ ગિરિનામે જે મૂળ તીર્થ છે ત્યાં જઉ છું.' મેં પુછયું 'ત્યારે હવે આ તીર્થનું રક્ષણ કોણ કરશે.' તેણે કહ્યું-'જાણે બીજા ભીમ અને અર્જુન હોય તેવા લોકોત્તર ચરિત્રને ધારણ કરનાર શુક અને હંસ નામના તમારા બે દોહિત્ર[2] છે. તેઓમાંથી એકને અત્રે તેડી લાવો. તેમના મહિમાથી આ તીર્થ ઉપદ્રવ રહિત થશે. મહાન્ પુરૂષોનો મહિમા મહત્ હોય છે." મેં કહ્યું; 'ક્ષિતિ પ્રતિષ્ઠિત નગર અહીંથી ઘણે દૂર છે માટે હું તેઓને બોલાવવા શી રીતે જઊં' તે વારે યક્ષ બોલ્યો-'હે મુને! તે દૂર છે તોપણ સમીપસ્થની જેમ તમારૂં ગમનાગમન મ્હારા પ્રભાવથી મધ્યાન્હની અંદર થશે.' એ પ્રમાણે કરીને તે યક્ષના ગયા પછી પ્રભાત સમયે હું જાગ્યો. ત્યાંથી ચાલી દિવ્યાનુભાવથી ઉતાવળો અત્રે આવ્યો. હે રાજન્ તે તીર્થનું રક્ષણ કરવા માટે દક્ષિણાની જેમ તારો એક પુત્ર મને જલદી આપ જેથી હું મધ્યાન્હ અગાઉ શીતળ પહોરે મારા આશ્રમ પ્રત્યે પહોંચી જઉં.

તે સમયે બાળક છતાં પણ અબાલ પરાક્રમવાળો અદ્વિતીય શોભાવાળો-દ્વિતીય પુત્ર હંસ આદર સહિત બોલ્યો-'હે તાત! એ તીર્થનું રક્ષણ કરવા માટે હું જઈશ.' માતાપિતાએ કહ્યું-'વત્સ! તારા બોલવા ઉપર અમે વારી જઇએ છીએ.'

ઋષિ બોલ્યા—અહો! ક્ષત્રીઓના બાળકોને વિષે પણ અત્યંત તેજ હોય છે. સત્પુરૂષ અને સૂર્યનું તેજસ્વીપણું વ-

---

૧ કનાત, પડદો. ૨ ભાણેજ.

યને અપેક્ષિત નથી.

રાજા બોલ્યો–આ બાળકને મોકલવાને અમે કેમ સમર્થ થઇએ? બાળક શકિતવંત હોય તોપણ સ્નેહને લીધે માતા પિતા તેને વિષે કષ્ટની શંકા કરે છે. જ્યાં ભય સ્થાનક ન હોય ત્યાં પણ પ્રેમ ડગલે ડગલે ભય જુવે છે. જેમ સિંહણનો બાળક સિંહ હોય છે તોપણ તેણી તેના ભયની ચિંતા કરે છે.

તે વારે ઉચિત કાર્ય કરવામાં ડાહ્યો શુકરાજ ઉત્સાહ સહિત બોલ્યો–'ઘણા કાળથી એ તીર્થને નમસ્કાર કરવા જવાની મારી ઇચ્છા હતી ને તેમાં મારા ભાગ્ય યોગે આ કામ આવ્યું તે નૃત્યની ઇચ્છાવાળાને મૃદંગ નાદ જેવું, ક્ષુધાવંતને ભોજનના નિમંત્રણ જેવું, નિદ્રાળુને શય્યા જેવું થયું. માટે પૂજ્યના આદેશથી હું એ તીર્થનું રક્ષણ કરવા જઇશ.'

પુત્રના એવા વચન શ્રવણ કરવાથી રાજાએ મંત્રી સન્મુખ જોયું તે વારે મંત્રીશ્વર બોલ્યો–ઋષીંદ્ર ગાંગિલ અર્થી× તમે પ્રદાતા,* રક્ષણીય‡ તીર્થ ભૂમિ, અને રક્ષણ કરનાર શુકરાજ એમાં કોણ સંમત ન થાય. અર્થાત્ એવા કાર્યમાં તો સર્વની સંમતિ થાય. માટે પ્રસન્ન થઇને આજ્ઞા આપો.

પછી ક્ષીરમાં ઘૃત શાકર સમાન પિતાની આજ્ઞા પામી હર્ષ પામેલો શુકરાજ અશ્રુ ભરિત નેત્રથી પિતાના ચરણ કમળને વંદન કરી ઋષિની સાથે ચાલ્યો. અર્જુન સદૃશ ધનુર્ધર કુમાર થોડા વખતમાં તે આરાધ્ય તીર્થ ભૂમિ પ્રત્યે પહોંચ્યો અને ત્યાં રહ્યો. તેના પ્રભાવથી આશ્રમને વિષે પુષ્પ ફળની વૃદ્ધિ થઇ અને શ્વાપદ તથા દાવાગ્નિના ઉપદ્રવ નાશ થયા. 'પૂર્વ ભવે આચરણ કરેલ ધર્મનો કોઇ અપૂર્વ મહિમા હોય છે જેના યોગથી તીર્થંકરની જેમ અન્ય મનુષ્યને પણ આવી સ્થિતિ પ્રાપ્ત થાય છે.'

તાપસોની સંઘાતે એ આશ્રમમાં સુખે રહેતા એક દિ-

× યાચક–માગનાર. * આપનાર. ‡ રક્ષણ કરવા લાયક.

વસ રાત્રીમાં કોઇ સુંદરીને રૂદન કરતી સાંભળી કરૂણાનો સમુદ્ર અને સત્વનો નિધાન રૂપ શુકરાજ ત્યાં ગયો. તેણીને મધુર વચને બોલાવી દુઃખનું કારણ પુછયું. તે બોલી-'શત્રુના સમુદાયથી નિષ્કંપ ચંપા નામની નગરીને વિષે શત્રુનું મર્દન કરનારો શત્રુમર્દન નામે રાજા છે. ગુણે કરી પદ્માવતી સરખી તેની પદ્માવતી નામે પુત્રીની હું ધાવમાતા છું. આજે આલ્હાદ પૂર્વક તેણીને મારા ઉત્સંગમાં બેસારી હું બેઠી હતી તેવામાં કેસરીસિંહ જેમ વત્સેસહિત ગાયનું હરણ કરે તેમ કોઇ પાપી વિદ્યાધરે અમારૂં હરણ કર્યું. મને અત્રે છોડી દઈ-પુત્રીને લઇ-કાગડાની જેમ તે વિદ્યાધર નાસી ગયો તે દુઃખથી હું રૂદન કરૂં છું.'

તેને આસ્વાસન આપી-કોઈ ઝુંપડામાં બેસારી-શુકરાજ વિદ્યાધરને શોધવા ચાલ્યો. એટલામાં ભમતા પાછલી રાત્રે દેરાની પાછળ આવ્યો ત્યાં કોઇ પુરૂષને પૃથ્વી ઉપર પડી રૂદન કરતો જોઈ દયાર્દ્ર થઇ પુછયું તું-'કોણ છે? તારે શું દુઃખ છે?' કૃપાળુ માણસને સમ્યક પ્રકારે સુખ દુઃખની વાત કરવી જોઈએ એમ વિચારી તે બોલ્યો—'ગગનવલ્લભપુરના વિદ્યાધર રાજાનો હું પુત્ર છું. વાયુવેગ મારૂં નામ છે. કોઈ કન્યાનું હરણ કરી આ તીર્થ ભુમિનું ઉલ્લંઘન કરતા મારી વિદ્યા નષ્ટ થઇ તેથી તત્કાળ અહીં પડયો. વરકન્યાનું હરણ કરવા રૂપ પાપના યોગે પડવાથી હું પીડિત શરીરવાળો થયો. તત્કાળ તે કન્યાને તથા રાગ બુદ્ધિને મેં છોડી દીધી. તે વારે પારાધિએ છોડી દેવાથી જેમ પક્ષી નાસી જાય તેમ મને મુકીને તે બાળા નાસી ગઈ. લાભની વાંચ્છા કરતા પાપના યોગે-મારે તો મૂળ પુંજી પણ ગઈ. ઇચ્છિત વ્યતિકર ની પ્રાપ્તિથી આનંદ પામી- એ બાળા પણ આટલામાંજ હશે એમ વિચારી-શોધ કરતા જાણે દેવી હોયની તેવી તે બાળાને ચૈત્ય મધ્યે જોઈ. તેણીને મધુર વચનથી વિશ્વાસ પમાડી ધાવમાતા પાસે લઇ ગયો. બંનેજણ મળવાથી આ-

નંદ પામ્યા. પછી વિદ્યાધરને પણ ઉપચાર કરી સજજ કર્યો.

જીવિતવ્ય આપવારૂપ ઉપકારથી વેચાણ લીધેલ તે વિદ્યાધર શુકરાજ ઉપર અત્યંત પ્રીતિ ધારણ કરવા લાગ્યો અને તેનો અનુચર થયો. પુણ્યનો મહિમા આશ્ચર્યકારી હોય છે. અન્યદા શુકરાજે તે વિદ્યાધરને પુછયું કે 'તારે નભોગામિની વિદ્યા છે કે નહિ? તેણે કહ્યું 'વિદ્યા છે પણ ફળતી નથી. જો કોઈ બીજો સિદ્ધ વિદ્યાવંત મનુષ્ય પોતાનો કર મારે મસ્તકે સ્થાપન કરે અને પુનઃમને તે વિદ્યા આપે તો ફળીભુત થાય !

શુકરાજ—ત્યારે તે વિદ્યા તું મને આપ જેથી હું તેને સિદ્ધ કરી ઉછીના લીધાની જેમ તને પાછી આપું'

વિદ્યાધરે પ્રસન્ન થઈ શુકરાજને તે વિદ્યા અર્પણ કરી; તેણે તેનું સાધન કરી શ્રી ઋષભદેવ ભગવંતની દ્રષ્ટિના મહિમાથી તથા તેનો આત્મા નિર્મલ હતો તેથી થોડી મુદતમાં સિદ્ધ કરી. પછી તેણે તે વિદ્યાધરને આપી એટલે તેને પણ પાઠ સિદ્ધવત્ ફલીત થઇ. એ પ્રમાણે કરવાથી બંને ભૂચર હતા તે ખેચર થયા. તે શિવાય વિદ્યાધરે બીજી પણ ઘણી વિદ્યાઓ શુકરાજને આપી 'અગણ્યપુણ્યના સંયોગથી બ્યને કોઇ પણ વસ્તુ દુર્લભ નથી.'

પછી ગાંગિલમુનિની આજ્ઞા લઈ એક નવું વિમાન રચી પેલી બંને સ્ત્રીઓ ( ધાવ માતાને પદ્માવતી )ને સાથે લઇ તે બંને ચંપાપુરીએ ગયા. ત્યાં કન્યાનું હરણ થયાથી સર્વેને અત્યંત દુખ થયું હતું. રાજા રાણી પોતાની પુત્રીના વિયોગથી શોક કરતા હતા. ચોતરફ માણસો મોકલવાથી પણ શોધ ન લાગવાથી આખું નગર શોકમય થઇ ગયું હતું. તેવામાં આ વિમાન ત્યાં પહોંચ્યું. તેઓએ આકાશ માર્ગથી ઊતરી રાજા વગેરે ને અત્યંત આનંદ પમાડયો. રાજાની પુત્રી આવી એ વૃત્તાંતથી આખું નગર હર્ષમય થયું. નૃપતિએ સર્વ વૃત્તાંત જાણવા ઇચ્છા બતાવી એટલે વિદ્યાધરે

સર્વ વ્યતિકર કહી બતાવ્યો. તે સાંભળી રાજાએ શુકરાજને પોતાના મિત્રના પુત્ર તરીકે ઓળખ્યો. શાસ્ત્રને વિષે મિત્ર પુત્રનો રાજા શત્રુ હોય એવી સ્થિતિ છે પરંતુ અહીં તો તે પ્રેમનું સ્થાન થયો. પછી શત્રુમર્દન રાજાએ પોતાની તે પુત્રીને પ્રીતિ પુર્વક શુકરાજને આપી. 'પ્રીતિ એવીજ રીતે વૃદ્ધિ પામે છે' પછી શુભ મુહૂર્ત જોવરાવી ભૂપતિએ તે દંપતિનો પરિણયન મહોત્સવ કર્યો. વરરાજાને દ્રવ્યાદિ આપવાથી અત્યંત સત્કાર કર્યો. 'ઘણા સ્નેહની એ મર્યાદા છે, ભોગીંદ્રની જેમ પદ્માવતીની સાથે લીલા. સહિત વિલાસ કરતો શુકરાજ રાજાની પ્રાર્થનાથી કેટલાક દિવસ ત્યાં રહ્યો.

જેમ સર્વ પ્રકારની રસવતી લવણે કરીને સ્વાદિષ્ટ થાય છે તેમ આ લોક સંબંધી સર્વ ક્રિયાઓ પુણ્યે કરીને રૂડા ફળ આપનારી થાય છે. માટે સંસાર સંબંધી કાર્ય કરતા વિવેકી મનુષ્યોએ ધર્મના કાર્યો પણ ચિંતવવા-કરવા—એ ઉચિત છે. એમ વિચારી એક દિવસ નૃપતિની આજ્ઞા માગી તથા સ્ત્રીને પુછીને વિદ્યાધરે સહિત શુકરાજ વૈતાઢ્ય પર્વતના ચૈત્યને વંદન કરવા ચાલ્યો. અદ્ભુત આશ્ચર્યે યુકત વૈતાઢ્ય પર્વતની શોભા નિરખતા તેઓ ગગનવલ્લભપુર પ્રત્યે પહોંચ્યા. ત્યાં તે વિદ્યાધરે શુકરાજે કરેલા ઉપકારનો સર્વ વૃત્તાંત પોતાના માતાપિતાને જણાવ્યો. તેથી તેઓએ ખુશી થઇ પોતાની વાયુવેગા નામે પુત્રી તેને આપી બંનેનો વિવાહ મહોત્સવ કરી—અંતર પ્રીતિથી સત્કાર કરી તેઓએ શુકરાજને ત્યાં રહેવા વિનંતિ કરી. તીર્થ ને નમસ્કાર કરવાને ઉત્સાહ વંત હતો તોપણ તેઓના એવા આગ્રહથી શુકકુમાર કેટલાક દિવસ ત્યાં રહ્યા. પુણ્યવંત પ્રાણિને તેમજ નિર્ભાગીને પગલે પગલે વિસ્કંભ[1] થાય છે પરંતુ પુણ્યવંતને સત્કારથી અને નિર્ભાગીને તિરસ્કારથી હોય છે.'

પછી એક સમયે પર્વ દિવસને ઉદ્દેશી રાજા આગળથી

---

[1] સ્ખલના-રોકાણ.

રજા માગી વિમાનમાં બેઠેલા જાણે દેવો હોયની તેવી રીતે શોભતા તે શાળો બનેવી તીર્થ વંદન કરવાને ચાલ્યા. તેવામાં 'હે શુકરાજ! હે શુકરાજ!' એવો પાછળથી કોઇ સ્ત્રીનો શબ્દ સાંભળી આશ્ચર્ય પામી તેઓ અટક્યા. 'તું કોણ છે' એમ પુછયું ત્યારે તે બોલી 'હું ચક્રેશ્વરી નામે દેવી છું. સુગુરૂની શિક્ષાથી જેમ શિષ્ય પ્રવર્ત્તે તેમ ગોમુખયક્ષના કહેવાથી હું કાશ્મીર દેશ મધ્યે આવેલા વિમલાચલ તીર્થની રક્ષા કરવા જતી હતી. રસ્તે ક્ષિતિપ્રતિષ્ટપુર ઉપર હું આવી તેવામાં કોઇ સ્ત્રીને રૂદન કરતી સાંભળી-તત્કાળ તેના દુઃખથી દુઃખિત થઇ હું આકાશથી નીચે ઉતરી. 'જે પરને દુઃખી દેખી દુઃખી નથી થતા તેનું જીવન શા કામનું.'

ગૃહારામને વિષે બેઠેલી- રમા સદશ-તે સ્ત્રીને શોકથી વ્યાકુળ થયેલી જોઇ 'હે પદ્માક્ષિ! તારે શું દુઃખ છે?' એમ મેં પુછયું; એટલે તે બોલી-'મારા શુક નામે પુત્રને ગાંગિલ ઋષિ પોતાના આશ્રમમાં તીર્થનું રક્ષણ કરવા લઇ ગયા છે ઘણા દિવસથી તેના કુશળ સમાચાર આવ્યા નથી તેથી હું રૂદન કરૂં છું.' મેં કહ્યું- ભદ્રે! તું રૂદન ન કર. હું ત્યાંજ જઉં છું. ત્યાંથી પાછી ફરીશ તારે તારા પુત્રના કુશળ સમાચાર લેતી આવીશ' એ પ્રમાણે તેણીને આસ્વાસન આપી હું તે તીર્થાશ્રમે આવી ત્યાં તને જોયો નહિ એટલે અવધિજ્ઞાને જાણીને અત્રે તને તે વૃત્તાંત કહેવાને આવી છું. હે વિજ્ઞાત્મન્! તું તત્કાળ અહીંથી પાછો ફરી-અમૃતના મેઘ સમાન-તારા દર્શનરૂપ અમૃતરસ વડે તારી માતાને સિંચન કર. સેવક જેમ સ્વામીને અનુસરે તેમ સુપુત્ર, સુશિષ્ય અને સુશ્નુષા[1] સર્વથા ગુરૂનેજ[2] અનુસરે છે. માતાપિતા પોતાના સુખને માટે પુત્રની ઇચ્છા કરે છે, તેઓજ જયારે દુઃખના હેતુ થાય ત્યારે જળમાંથી અગ્નિ ઉત્પન્ન થયા સમાન જાણવું. પિતાથી પણ માતા- વિશેષ માનનીય છે. શાસ્ત્રને વિષે પણ માતાને પિતાથી હ-

૧ કુળવધૂ. ૨ પિતા-અધ્યાપક-વડીલો.

જાર ગુણા ગૌરવવાળી કહી છે. કહ્યું છે કે—

उढो गर्भः प्रसव समये सोढमत्युग्र शूलं
पथ्या हारैः स्नपनविधिभिः स्तन्यपान प्रयत्नैः
विष्टा मूत्र प्रभृति मलिनै कष्ट मासाद्य सद्य
स्रातः पुत्रः कथमपियया स्तूयतां सैव माता.

જેણે નવમાસ સુધી ગર્ભમાં વહન કર્યો, પ્રસવ સમયે અત્યંત શૂળની વેદના સહન કરી અને પથ્ય આહાર, સ્નપનવિધિ, પ્રયત્ન પૂર્વક ધવરાવવું, વિષ્ટા મૂત્ર વગેરેની મલિનતા એ સર્વે કષ્ટો ભોગવીને પણ જેણે પુત્રનું રક્ષણ કર્યું તે માતાની સ્તવના કરો."

એ પ્રમાણે સાંભળી જાણે શોકના કણીયા હોય તેમ આંખમાં અશ્રુ આવી ગયેલો શુકરાજ બોલ્યો—હે દેવિ! નજીક આવેલ તીર્થને નમસ્કાર કર્યા વિના હું કેમ પાછો આવું? ડાહ્યા પુરૂષોએ બીજા કાર્યની વ્યગ્રતા હોય તોપણ મિષ્ટ ભોજનની જેમ અવસરે પ્રાપ્ત થયેલ ધર્મકાર્ય કરવું એજ ઉચિત છે. માતા વગેરે આ ભવને વિષે સહાય કરનારા છે, પરંતુ તીર્થ તો આ ભવ અને પરભવ બંનેને વિષે સહાયકારીછે, માટે તીર્થને રૂડી રીતે વંદન કરી હું તત્કાળ પાછો આવું છું. એ હમણાજ અત્રે આવે છે' એમ તમે મારી માતાને કહેજો.'

એ પ્રમાણે તેનો ઉત્તર સાંભળી દેવી પાછી ફરી અને તેના કહ્યા પ્રમાણે કર્યું. શુકરાજ પણ તરતજ તીર્થભુમિ પ્રત્યે પહોંચ્યો. ત્યાં વિસ્મયકારી સિદ્ધાયતનને વિષે સિદ્ધ મહારાજાની શાશ્વતી પ્રતિમાને નમસ્કાર કરી પોતાનો જન્મ સફળ કર્યો. પછી ઉતાવળે પાછો ફરી બંને સ્ત્રીઓને સાથે લઈ બંને શ્વસુર અને માતામહ ( ગાંગિલઋષિ ) ની રજા લઇ, ઋષભદેવ સ્વામીને પ્રણામ કરી, મ્હોટા આડંબરે અપૂર્વ વિમાનમાં બેસી, વિદ્યાધર વૃંદથી સેવાતો તે પોતાના

નગર સમીપે આવ્યો. પુત્ર આવ્યાના સમાચાર જાણી પિતા આનંદ પામ્યો. ઈંદ્રનો જયંત કુમાર હોય તેમ હર્ષ પુર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. તે સમયે વારંવાર ઊંચે સ્વરે પ્રશંસા કરનાર નગરજનોએ તેને હર્ષથી વધાવી લીધો. ગૃહેગૃહે તોરણ બંધાયા, સર્વેએ મિષ્ટ ભોજન કર્યા અને તે દિવસે સમગ્ર નગર ઉત્સવમય થયું 'વર્ષાકાળના મેઘની જેમ મહાન પુરૂષોનો હર્ષ સર્વ ઠેકાણે હોય છે.,

હવે શુકરાજ યુવરાજની પરે રાજ્ય સંબંધી સર્વ ચિંતા કરવા લાગ્યો. કારણ કે પોતે સમર્થ થઇને પિતાના કાર્યનો ભાર વહન ન કરે તે પુત્ર શા કામનો? એ પ્રમાણે કાળ નિર્ગમન કરતા વિલાસ કરવાને સમુદ્ર સમાન વસંત ઋતુ આવ્યો. તે વારે બંને પુત્રો અને પરિવારને સાથે લઇ રાજા ઉદ્યાનમાં ગયો. ત્યાં સર્વે લજ્જારહિતપણે પૃથક્ પૃથક્ ક્રિડા કરે છે તેવામાં કાંઇ દુઃસહ કોલાહલ થયો. રાજાના કહેવાથી કોઇ સુભટ સર્વ સમાચાર જાણી કહેવા લાગ્યો કે સારંગપૂરપત્તનનો વીરાંગનામે રાજા છે. તેનો શૂર નામે પુત્ર પુર્વના વૈરથી ક્રોધ પામેલ હસ્તિ જેમ હસ્તિની સામે આવે તેમ તમારા પુત્ર હંસની સામે લડવાને આવ્યો છે.'એ પ્રમાણે સાંભળી રાજા વિચારવા લાગ્યો કે-રાજ્ય હું કરૂં છું, રાજ્યની સંભાળ અને ચિંતા શુકરાજ કરે છે, વીરાંગ રાજા મારો સેવક છે, છતાં હંસ અને શૂરને વૈર થવાનું શું કારણ હશે?' એમ વિચારતો રાજા હંસ અને શુકરાજને સાથે લઇ ઉતાવળે ચાલ્યો. તેવામાં કોઇ સુભટે આવીને કહ્યું-'સ્વામિન્! પુર્વ ભવે હંસના જીવે શૂરના જીવનો પરાભવ કર્યો છે તે વૈરથી શૂર હંસ સાથે લડવાને આવે છે! તે વારે વીર પુરૂષોમાં મુકુટ સમાન હંસકુંવર પિતા ભ્રાતાને યુદ્ધની તયારી કરતા નિવારી પોતે એકલો યુદ્ધને માટે ચાલ્યો શૂર પણ ઘણા શસ્ત્રોના સમૂહે સહિત સંગ્રામને યોગ્ય રથમાં આરૂઢ થઇ સંગ્રામ ભુમિને વિષે આવ્યો. સર્વે લોકોના જોતા અનેક શસ્ત્રો એક

બીજા સામે ફેંકનારા તેઓનું કર્ણ અને અર્જુનની જેમ અ-દ્ભુત્ યુદ્ધ થયું. ઘણા વખત સુધી યુદ્ધ ચાલ્યું પરંતુ તેઓ બંને-શ્રાદ્ધના ભોજનથી બ્રાહ્મણ તૃપ્તિ ન પામે તેમ-યુદ્ધની વાંચ્છાથી તૃપ્ત થયા નહિ. તે બંનેને સમાન શુરવીર, સમાન ધૈર્યવંત અને સમાન બલવંત જોઇ જયશ્રી પણ સંશયમાં પડી. પછી ઈંદ્ર જેમ પર્વતની પાંખો છેદી નાખે તેમ હંસે શૂરના સર્વ શસ્ત્રો છેદી નાખ્યા. તે વારે વૃદ્ધિ પામતા ક્રોધના પ્રવાહથી દુર્ધર સિંધૂર સમાન શૂર, વજ્ર સદૃશ મુષ્ટિ ઉપાડી હંસને મારવા દોડયો. તેથી ભય અને શંકા પામી મૃગધ્વજ રાજાએ શુકરાજ સન્મુખ જોયું એટલે તેણે પોતાની વિદ્યા હંસના શરીરને વિષે સંક્રમણ કરી. તેના બળથી હંસે શૂરને ઉપાડીને લીલા પૂર્વક દડો ઉડાડે તેમ તિરસ્કાર સહિત ફેંકી દીધો. તે જાણે પોતાના સૈન્યને લંઘણા કરતો હોય તેમ સૈન્યની પેલી તરફ પડયો અને મૂર્છા પામ્યો. સેવક જનોએ નિર્મળ જળથી સિંચન કર્યું એટલે ઘણા કષ્ટે બાહ્યચેતના પામ્યો પરંતુ ક્રોધનું પ્રગટ ફળ મળ્યું તેથી તેથી મનમાં સુખ ન પામ્યો. વિચારવા લાગ્યો કે-મને ધિક્કાર છે! કારણ કે ક્રોધ કરી આ ભવમાં ફોકટ પરાભવ પામ્યો અને રૌદ્ર ધ્યાનવડે બંધાયેલ પાપથી આવતા ભવમાં અનંત દુઃખનો ભોક્તા થઇશ. એમ વિચારી-ક્રોધ અને વિરોધની બુદ્ધિનો ત્યાગ કરી-વિશુદ્ધ અધ્યવસાય ધારણ કરી-મૃગધ્વજ રાજા અને તેના બંને પુત્રને ક્ષમાવ્યા. તે સમયે રાજાએ આશ્ચર્ય પૂર્વક પુછયું કે તેં પૂર્વના વૈરની વાત શી રીતે જાણી?' એટલે તે બોલ્યો-'એક દિવસ શ્રીદત્ત નામે કેવળી મહારાજા અમારા નગર પ્રત્યે આવ્યા. મેં મારો પુર્વ ભવ પુછયો એટલે તેઓ બોલ્યા કે-પુર્વે ભદ્દિલપુર નગરમાં જીતારી નામે રાજાને હંસી અને સારસી નામે રાણીઓ અને સિંહ નામે મંત્રીશ્વર હતો. ગાઢ અભિગ્રહ ધારણ કરી યાત્રા કરવા જતાં કાશ્મિર દેશ મધ્યે ગોમુખયક્ષે

નિષ્પન કરેલ વિમલગિરી તીર્થને વિષે જીનેશ્વરને નમસ્કાર કરી તેજ સ્થળે વિમલપુરનામે નગર વસાવી તે રાજા પરીવારે સહિત ત્યાં રહ્યો અનુક્રમે રાજા રાણી કાળ ધર્મ પામ્યા. પછી સિંહ મંત્રી સમગ્ર નગરજનને સાથે લઇ ભદ્દિલપુર તરફ ચાલ્યો. કહ્યું છે કે જનની, જન્મભૂમિ, પાછલી રાતની નિદ્રા, ઈષ્ટ યોગ અને સુગોષ્ટીએ પ્રાણિઓએ દુર્મોચ[1] છે. જ્યારે અર્ધમાર્ગે ગયો ત્યારે કોઇ સારતરવસ્તુતે સ્થળે ભૂલી ગયાનું સાંભર્યું. તે વારે ચરકનામે સેવકને બોલાવીને કહ્યું કે-તું ત્યાં પાછો જઇપડી રહેલી વસ્તુ લઇને ઉતાવળો આવ તેણે કહ્યું-શૂન્યસ્થાને હું એકલો શીરીતે જઊં?' તે વારે મંત્રીશ્વરે ક્રોધ કરીને તેને મોકલ્યો. તે ત્યાં પહોંચ્યો પરંતુ કોઇ ભિલ્લો તે વસ્તુ લઇ ગયેલા એટલે તેને તે મળી નહિ. તત્કાળ પાછો આવી સત્ય વૃત્તાંત નિવેદન કર્યો. તેથી ક્રોધ પામી મંત્રીશ્વરે 'તુંજ લઇ ગયો' એમ કહી તેને ઘણોજ માર્યો એટલે તે મુર્છા પામી ત્યાંજ પડ્યો 'લોભની મૂઢતા આશ્ચર્યકારી છે!' અનુક્રમે નગરજનોએ સહિત પ્રધાન ભદ્દિલપુરે પહોંચ્યો. તેઓના ગયા પછી માર્ગમાં પડેલો ચરક શીતળ પવનથી ચેતનવંત થયો. સ્વાર્થમાં તત્પર એવા સર્વ સાથને ગયો જાણી નિરાશ થયો. પ્રભુતાના ગર્વથી ગર્વિત થયેલ પ્રધાનની અધમ બુદ્ધિને ધિઃક્કારવા લાગ્યો. વળી વિચારવા લાગ્યો કે અધિકારનો મદ એ વિચિત્ર છે અધિકાર પામનાર મનુષ્ય તેથી મદાંધ થઇ છાકી જઇ દરેક કાર્ય પોતાના મનના તરંગ પ્રમાણેજ કરે છે. તેઓ કોઈ પણ કાર્ય વિચાર કરી-તેનું અંત પરિણામ ચિંતવી-કરતા નથી. પારકાનું દુઃખ તો તેઓના ધ્યાનમાં આવતું નથી. અન્ય સર્વે મનુષ્યોને તેઓ પોતાના પ્રભુતાઇને લીધે તુચ્છ ગણે છે.'

એ પ્રમાણે વિચાર કરતો-અટવીમાં ફરવા લાગ્યો. માર્ગ જાણતો નહતો તેથી ઘણા દિવસ રખડી ક્ષુધાતૃષાથી પી-

1 દુઃખથી છોડવા યોગ્ય.

હિત થઇ આર્ત્ત રૌદ્રધ્યાન ધ્યાતો તે મૃત્યુ પામ્યો. તે ભદ્દિલપુર નજીકના કોઈ વનમાં સર્પ થયો. અન્યદા ત્યાં આવેલ સિંહમંત્રીને જોઈ ક્રોધાતુર થઇ ડસ્યો તેથી તે મરણ પામ્યો. તે સર્પ પણ ત્યાંથી મૃત્યુ પામી નારકીને વિષે ફરી શુભોદયે વીરાંગરાજાનો પુત્ર શૂર થયો. મંત્રીશ્વર ત્યાંથી ચવી વિમલાચલ આશ્રમમાં વાપીના જળમાં હંસ થયો. ત્યાં તીર્થચૈત્યને દેખી જાતિસ્મરણ ઉત્પન્ન થયું. તેથી પોતાનો પૂર્વ વૃત્તાંત જાણી-મેં પુર્વે જીનેશ્વરની સમ્યગ્ પ્રકારે આરાધના ન કરી તેથી તિર્યંચપણું પામ્યો એમ વિચારી-ચાંચમાં પુષ્પો આણી જીનેશ્વરની પૂજા કરવા લાગ્યો. બે પાંખોને વિષે નિર્મળ જળ ભરી લાવી નિત્ય જીનેશ્વર ભગવંતને અભિષેક કરવા લાગ્યો. એમ કેટલાક કાળ સુધી ભક્તિપૂર્વક આરાધના કરી મૃત્યુ પામી-સૌધર્મ દેવલોકે દેવતા થયો. ત્યાંથી ચવી પુણ્ય યોગે હમણા મૃગધ્વજ રાજાનો હંસ નામે પુત્ર થયો છે.' એ પ્રમાણે મુનિ મહારાજાની વાણી શ્રવણ કરી-જાતિસ્મરણની પરે પૂર્વ વૈર સંભારતો-અહંકારથી હંસને હણવાને આવ્યો. મારા પિતાએ વાર્યા છતાં પણ હું ત્યાં ન રહ્યો અને અત્રે આવ્યો. યુદ્ધમાં હંસે હમણા તમારા સર્વના જોતા મને જીત્યો. એ પ્રમાણે પરાભવ થવાથી-ભાગ્ય યોગે ક્રોધનો નાશ થયો અને વૈરાગ્ય પ્રાપ્ત થયું છે માટે હવે શ્રીદત્ત કેવળી મહારાજ પાસે જઇ હું દીક્ષા અંગીકાર કરીશ."

એમ કહી અજ્ઞાનરૂપી ગાઢ અંધકાર ટાળવાને સૂર્ય સમાન શૂર પોતાને સ્થાનકે ગયો અને વિલંબ કર્યા વગર સત્વર દીક્ષા ગ્રહણ કરી. 'ધર્મકાર્યને વિષે ત્વરા (ઉતાવળ) કરવી એજ પ્રશંસનીય છે.'

જેનું મન જે કાર્યમાં આસક્ત હોય તે કાર્યમાં અન્યની પ્રવૃત્તિ જોવાથી જોનાર માણસ ઉત્સુક થાયછે તે પ્રમાણે શૂરનો દીક્ષા સંબંધી વૃત્તાંત સાંભળી મૃગધ્વજ રાજાના અંતઃકરણમાં

ગ્યા; દિવસથી ગુપ્ત રહેલ અધ્યવસાય ઉછાળા મારવા લાગ્યા. દીક્ષાને વિષે ઉત્સુક થઇ વિચારવા લાગ્યો કે-અહો હજી સુધી હર્ષકારી વૈરાગ્યરંગ મારે વિષે કેમ પ્રગટ ન થયો. કેવળી મહારાજે જ્ઞાનબળે કહ્યું હતું કે 'તારી ચંદ્રાવતી નામે સ્ત્રીના પુત્રને જ્યારે તું જોઇશ ત્યારે તને સમ્યક્ પ્રકારે વૈરાગ્ય પ્રાપ્ત થશે.' એ વચન શું ખોટું પડશે? તેને તો અદ્યાપિ વંધ્યાની જેમ પુત્ર પણ નથી થયો! ત્યારે હું શું કરૂં!' એકાંતમાં બેસી એવી રીતે નૃપતિ વિચારે છે તેવામાં કોઈ તરૂણ પુરૂષે ત્યાં આવી તેને નમસ્કાર કર્યો. 'તું કોણ છે' એમ ભૂપતિએ પુછ્યું એટલે તે ઉત્તર આપે છે તેવામાં પ્રગટ રીતે આકાશ વાણી થઇ કે 'હે રાજન્! એને નિશ્ચયે તારી ચંદ્રાવતી સ્ત્રીનો પુત્ર જાણજે. એ વાતને વિષે તને સંદેહ હોય તો અહીંથી પાંચ યોજન દૂર બે પર્વતના મધ્યે કદલીવન છે. તે વનમાં જ્ઞાન યોગમાં વર્ત્તની યશોમતી નામે યોગિની છે તે તને સર્વ વૃત્તાંત યથાસ્થિત કહેશે.'

એવી આકાશ વાણી શ્રવણ કરવાથી આશ્ચર્યમય હૃદયવાળો રાજા, તે પુરૂષની સાથે ઈશાન દિશા તરફ ઉતાવળે ચાલ્યો. ત્યાં પુર્વે કહ્યા પ્રમાણેના કદલી વનમાં તે યોગિનીને જોઇ. રાજાને જોઈ તે પ્રીતિ ભર્યા શબ્દથી બોલી-હે ભૂભર્ત્તા! જે તેં સાંભળ્યું તે સત્ય છે. આ સંસારાટવીને વિષે ભ્રમણ કરવું તે મહાવિષમ છે, છતાં તારી જેવા તત્વજ્ઞો પણ તેને વિષે મોહિત થઈ જાય છે એ આશ્ચર્યકારી છે. આ સંબંધી સર્વ વૃત્તાંત પ્રથમથી માંડીને કહું છુ તે તું સાંભળ-ચંદ્રાપુરી નામે નગરીમાં ચંદ્ર સદૃશ ઉજ્વળ યશવાળો સોમચંદ્ર નામે રાજા હતો. તેની ભાનુમતી નામની સ્ત્રી હતી. હેમવંત ક્ષેત્રથી સૌધર્મ દેવલોકે ગયેલું યુગલ ચવીને તેની કુક્ષિને વિષે આવ્યું. પૂર્ણ સમયે સ્વજન કુટુંબને હર્ષદાયી પુત્ર પુત્રીનો જન્મ થયો. તેના ચંદ્રશેખર અને ચંદ્રાવતી એવા નામ પાડ્યા. શરીરની શોભામાં એક એકથી ચઢતા-

સાથે વૃદ્ધિ પામતા-અને એક બીજાને જોઇને પૂર્વ ભવ સં-ભારતા-તેઓ અપૂર્વ યૌવન પામ્યા. તેવારે પિતાએ ચંદ્રા-વતીને તમારી સાથે પરણાવી અને ચંદ્રશેખરને યશોમતી નામે રાજ્ય કન્યા સાથે વિવાહ કર્યો. તોપણ પૂર્વ ભવના અભ્યાસથી પરસ્પર અત્યંત રાગદશા ધારણ કરનારા તેઓ કામવિલાસ કરવાની વાંચ્છાવાળા થયા. નિશ્ચયે પૂર્વ ભવના સંબધને ધિક્કાર છે! જીવોને કોઈ અનિર્વાચ્ય ભવ કુવાસના લાગેલી હોય છે જેથી આવા ઉત્તમ મનુષ્યો પણ આવી પ્રવૃત્તિ કરે છે.'

જ્યારે તમે ગાંગિલ ઋષિના આશ્રમ તરફ ઉતાવળે ગયા ત્યારે પોતાના વાંચ્છિત કાર્યની સિદ્ધિ માટે ચંદ્રાવતીએ ચંદ્રશેખરને હર્ષભેર બોલાવ્યો. તમારૂં રાજ્ય ગ્રહણ કરવાની ઇચ્છાથી મ્હોટું સૈન્ય લઈ તે આવ્યો હતો પરંતુ તમારા પુણ્યોદયથી પોતાની ધારણામાં તે નિષ્ફળ થયો. તમે આવ્યા ત્યારે તેઓએ નાના પ્રકારની વચન રચના કરી-વિચક્ષણ છતાં પણ મુગ્ધની જેમ તમને ઠગ્યા. ત્યાર પછી તેણે કામ-દેવ નામના યક્ષની આરાધના કરી. તેથી પ્રસન્ન થઈ તે યક્ષે 'તારૂં શું સમીહિત કરૂં?' એમ પુછયું તે વારે ચંદ્રશેખરે પ્રાર્થના કરી કે મને ચંદ્રાવતી આપ.

પછી તે યક્ષે કાંઇક અંજન આપીને કહ્યું કે-આ અદ્રશ્ય થવાનું અંજન છે. તેના યોગે-જ્યાં સુધી ચંદ્રાવતીના પુત્રને મૃગધ્વજ રાજા નહિ દેખે ત્યાં સુધી-તેની સાથે સુખ ભોગ-વતા તને કોઇ જાણશે નહિ. રાજા જ્યારે તે પુત્રને જોશે ત્યારે આ સર્વ વૃત્તાંત પ્રગટ થશે.' એમ કહી યક્ષ અંતર્ધ્યાન થ-યો. ચંદ્રશેખર પણ ખુશી થઈ ચંદ્રાવતીના મ્હેલમાં ગયો. અંજન યોગે સ્વેચ્છાથી સુખ ભોગવતો તે ઘણા કાળ સુધી ત્યાં રહ્યો. તે અરસામાં ચંદ્રાવતીએ ચંદ્રાંક નામે પુત્રને જ-ન્મ આપ્યો. અંજનના પ્રભાવથી પુત્ર થયા સંબંધી વૃત્તાંત કોઇએ પણ જાણ્યો નહિ. પુત્રનો જન્મ થયો કે તરતજ

ચંદ્રશેખરે તે બાળકને લઇ જઇ પોતાની પ્રિયાને સોંપી આ
પ્યો. તે યશોમતીએ (ચંદ્રશેખરની સ્ત્રી) પણ તે બાળકનું
પોતાના પુત્રની જેમ પાલન પોષણ કર્યું. પતિનું મુખ નહિ
જોયા છતાં પણ કુલવતી સ્ત્રીઓનો તેની ઉપર કેવો પ્રેમ
હોય છે! પતિ નિરંતર દૂર રહેલો હતો તો પણ તે આજ્ઞા-
થી યશોમતિએ લેશ માત્ર અસંતોષ નહિ ધારણ કરતાં પ-
તિએ સોંપેલા બાળકનું રક્ષણ કર્યું! કુલવધૂની કુલીનતા એ-
વીજ હોય છે.'

સ્ત્રી જાતિના નિરંતર એક સરખા વિચાર રહેતા નથી.
કારણ પામી તેઓના વિચાર-તેઓની બુદ્ધિ-પલટાઇ જાય
છે. યશોમતીને પણ તેમજ થયું. જ્યારે તે બાળક લાવણ્યે
શોભિત તરૂણાવસ્થા પામ્યો ત્યારે તેને જોઈ-ભર્ત્તાના વિ-
યોગથી પીડિત યશોમતીના વિચાર-ફર્યા-દૂષિત થયા. તેણીએ
ધાર્યું કે-ચંદ્રાવતીની સાથે આસક્ત થયાથી, નિરંતર પ્રદેશ
ગયેલા ભર્ત્તારની જેમ, કોઈ દિવસ પણ મારા પતિને હું
જોતી નથી. માટે આ સુંદર યુવાનને ભરતારપણે કરીને પોતે
ઊછેરેલ આમ્રવૃક્ષની જેમ-હુંજ તેના ફળ ભોગવું.' એમ
વિચારી વિવેક અને ડહાપણનો ત્યાગ કરી તેને બોલાવી તે
લી-હે ભદ્ર! જો તું મારી સાથે વિલાસ કર તો હું અને
। શ્રેષ્ઠ રાજ્ય તારે વશ થાય.'

તેના એવા વચન શ્રવણ કરી જાણે અકસ્માત આકરોઘા
લાગ્યો હોય તેમ પીડિત થતો તે બોલ્યો-માતા! આવું અ-
શ્રવ્ય,[1] અવક્તવ્ય[2] અને અયુક્ત શું બોલો છો?'

તે બોલી-સુભગ! હું તારી માતા નથી. પરંતુ મૃગધ્વજ
રાજાની-રાણી ચંદ્રાવતી તારી માતા છે.'

એ પ્રમાણે શ્રવણ કરી સત્ય વૃત્તાંત જાણવાને આતુર થ-
યેલો તે-યશોમતીની દુ:શ્રવ્ય વાણીની અવગણના કરી-પોતા-
ના માતા પિતાને જોવાને ત્યાંથી નીકળ્યો. તે આજે તને મળ્યો.

---

૧ નહિ સાંભળવા લાયક. ૨ નહિ બોલવા લાયક.

બગલીની જેમ ભય ભ્રષ્ટ થયેલી યશોમતી પણ પતિ અને પુત્રના વિયોગથી તથા પોતાના દુર્વિચારના પશ્ચાત્તાપથી વૈરાગ્ય પામી. જૈન સાધ્વીનો યોગ ન મળવાથી યોગિની થઈ. તેજ હું તમારી પાસે બેઠી છું. સમ્યક્ પ્રકારે સંસાર સ્વરૂપની વિચારણાથી જે જ્ઞાન મને પ્રાપ્ત થયું છે તેથી જાણીને આ સર્વ વૃત્તાંત તમને નિવેદન કર્યો. તેજ યક્ષે આકાશવાણી કહી તમને યથાસ્થિત વૃત્તાંત જાણવા અત્રે મોકલ્યા છે.”

એવો વૃત્તાંત સાંભળી મૃગધ્વજ રાજા ક્રોધ પામવાસાથે અત્યંત ખેદ પામ્યો. ‘ઘરના દુર્વૃત્તાંતથી કોનું અંતઃકરણ દહન ન થાય! અર્થાત સર્વે મનુષ્યનું મન બળે.’ પછી સત્ય તત્વને જાણનારી તે યોગિની મધુર ધ્વનિથી તેને પ્રતિબોધ કરવાને માટે બોલી—

‘આ સંસારમાં પુત્ર, મિત્ર, સ્ત્રી, સ્વજન, ઘર, દ્રવ્ય વગેરે કોઈ વસ્તુ ચેતનની નથી તો પણ પ્રાણી વિચાર્યા શિવાય, મોહમાં મુંઝાઇ જઇ એ સર્વ વસ્તુને વિષે મમત્વ ધારણ કરી મારૂં મારૂં કહે છે. પોતાની ચેતન શક્તિ જાગૃત કરી—મિથ્યાત્વ માર્ગનો ત્યાગ કરી યોગ દ્રષ્ટિએ વિચારી—શુદ્ધ માર્ગ અંગીકાર કરે તોજ ભવનો પાર પામે. આ સંસાર અત્યંત ગહન, અસ્થિર અને જુઠો છે માટે તેનું ખરૂં સ્વરૂપ જાણી મન વચન કાયાનાં યોગ સ્થિર કરી જૈનધર્મ આચરવો. મોહમાં મુંઝાઇ ક્રોધથી ક્ષોભ પામી અને લોભમાં તણાઈ જઈ પરપુદ્ગલને અર્થે અજ્ઞાન ક્રિયાઓ કરી પ્રાણિ સંસારમાં ભમે છે અને અનંત દુઃખ પામે છે. માટે એક આત્માનોજ શુદ્ધ સ્વભાવ પ્રગટ કરવાને રાગદ્વેષનોં ત્યાગ કરવો, જ્ઞાન દર્શન અને ચારિત્રનો સંચય કરવો, ક્રોધ માન માયા અને લોભને જીતવા, પાંચ મહાવ્રતનું પાલન કરવું અને ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર અને હર્ષ રૂપ અંતરંગ શત્રુને ટાળવા જેથી આ સંસારનો સહેજે પાર પામી

શુદ્ધ આત્મભાવ પ્રાપ્ત થાય.'

યોગિનીની એવી વૈરાગ્યમય વાણી શ્રવણ કરી શાંત ચિત્તવાળો રાજા તેની આજ્ઞા લઇ ચંદ્રાંકની સાથે પોતાની નગરીના ઉદ્યાનમાં આવ્યો ત્યાંથી ચંદ્રાંકને નગરીમાં મોકલી પુત્ર અને પ્રધાન વગેરેને બોલાવી સંસારને વિષે ઉદ્વેગ પામેલો અને તત્વને વિષે રૂચીવાળો રાજા બોલ્યો-જેમ દાસપણે અત્યંત દુઃખ પામીએ તેમ આ સંસારમાં અનેક પ્રકારના પરાભવ પામ્યો છું માટે હવે હું દીક્ષા અંગીકાર કરીશ. હું નગરમાં આવવાનો નથી માટે મારી તરફથી તમારે આ રાજ્ય શુકરાજને આપવું.'

મંત્રીઓએ કહ્યું-'મહારાજ! આપ કૃપા કરી ઘરે પધારો. ઘરે આવવામાં શું દોષ છે? નિર્મોહી મનુષ્યને ઘર અરણ્ય તુલ્ય છે અને મોહિત મનુષ્યને અરણ્ય એ ઘર તુલ્ય છે, માટે પ્રાણિઓને મોહજ બંધનરૂપ છે. જેને મોહનો ત્યાગ થયો છે તેને ઘરે આવવાથી કાંઇ બાધ નથી આવતો.'

તેઓના એવા આગ્રહથી રાજા પરિવારે સહિત ઘરે આવ્યો. ત્યાં ચંદ્રશેખરે ચંદ્રાંકને રાજાની સમીપે જોયો. તે સમયે યક્ષનું વચન યાદ લાવી કોઇ ન જાણે તેમ તે પોતાના નગર પ્રત્યે નાસી ગયો. મૃગધ્વજ રાજાએ મ્હોટા ઉત્સવ પૂર્વક શુકરાજને રાજ્ય અર્પણ કરી તેની પાસેથી પ્રવ્રજ્યાની અનુમતિ લીધી. તે રાત્રીએ રાજા દિક્ષાના અધ્યવસાયથી અભિનવ ઉદયની શોભાને પામ્યો. કારણ કે ચંદ્ર ઉદય થયે રાત્રી ઉલ્લાસને પામે એ યુક્તજ છે. રાતના અંધકારમાં અજ્ઞાન રૂપ અંધકારે રહિત રાજા વિચારવા લાગ્યો કે-'કયારે આજનો રૂડો પ્રાતઃકાળ થશે કે જ્યારે હું દીક્ષા અંગીકાર કરીશ. કયારે હું નિરતિચારપણે ચારીત્ર પાળતો વિચરીશ અને કયારે હું સર્વ કર્મનો ક્ષય કરીશ?' એમ વિચારી ઉત્કર્ષ પામતો રાજા શુદ્ધ ધ્યાનમાં એકતાનવાળો થઇ રાત્રીને વિષે એવા પ્રકારની ભાવના ભાવવા લાગ્યો કે પ્રાતઃકાળે

રાત્રીનો ક્ષય થવા સાથે તેના સર્વ કર્મ ક્ષય થયા અને જાણું ઉદય થતા સૂર્યની સ્પર્ધાથી હોયની તેમ કેવળજ્ઞાન રૂપ સૂર્યનો ઉદય થયો. ઐહિક સુખને અર્થે કરેલ મ્હોટા યત્નો પણ નિષ્ફળ થાય પરંતુ ધર્મના સ્વરૂપનો સંકલ્પ-વિચાર માત્ર કરવાથી-કષ્ટ ક્રિયા વિના કેવળજ્ઞાન પ્રગટ થયું. માટે સર્વ પ્રાણિએ શુભ ધ્યાનમાં વર્ત્તવા અને ધર્મ સ્વરૂપનું ચિંતવન કરવા-પ્રયત્ન કરવો.

સમગ્ર ભાવને જાણનાર મૃગધ્વજ કેવળીને સાધુવેષ અર્પણ કરનાર દેવતાઓએ ત્યાં કેવળજ્ઞાનનો મ્હોટો ઉત્સવ કર્યો. શુકરાજ અને પ્રધાનાદિ સર્વ લોક હર્ષ અને વિસ્મય સહિત ત્યાં આવ્યા. તે સમયે મૃગધ્વજ રાજર્ષિએ અમૃત સદશ દેશના આપી-ભો ભવ્ય પ્રાણિઓ ! આ ભવરૂપ સમુદ્રમાં સાધુ ધર્મ અને શ્રાદ્ધધર્મ એ સેતુબંધ[1] સમાન છે. તેમાં સાધુનો માર્ગ અવક્ર ને અને શ્રાવકનો માર્ગ વક્ર છે. સાધુ ધર્મ વિષમ છે અને શ્રાદ્ધ ધર્મ સરલ છે. તે બે માર્ગમાંથી પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે એક માર્ગ ભવ્ય પ્રાણિ અંગીકાર કરે છે. જેથી કોઇ કાળે પણ એ ભવસમુદ્રનો પાર પમાય છે.'

એવી દેશના સાંભળી કમલમાલા. હંસરાજ અને ચંદ્રાંક એઓ પ્રતિબોધ પામ્યા, અને ત્રણે દીક્ષા લઇ શુદ્ધ રીતે ચારિત્ર આરાધી મોક્ષે ગયા. પૂર્વે દૃઢ સમકીતની પ્રાપ્તિવાળા અને સાધુ ધર્મમાં શ્રદ્ધાવાળા શુકરાજે યથાશક્તિ શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. કુસતી ચંદ્રાવતીનું દુરાચારપણું મૃગધ્વજ રાજર્ષિ અને ચંદ્રાંક કુમાર એ બેજ જાણતા હતા પણ તેઓમાંના કોઇએ વૈરાગ્ય બુદ્ધિથી તે વૃત્તાંત પ્રગટ કર્યો નહિ. બીજાઓના દોષની ઉદ્ઘોષણા કરવી એ સમ્યગ્ પ્રકારના વૈરાગ્યમાં ક્યાંથી હોય? કારણ કે ભવાભિનંદી જીવોનેજ પરના અવર્ણવાદ બોલવામાં ડાહ્યાપણું હોય છે.

૧ પુલ—પાજ.

પોતાની શ્લાઘા અને પરની નિંદા એ નિર્ગુણી મનુષ્યનું લક્ષણ છે અને પરગુણની પ્રશંસા તથા પોતાના આત્માની નિંદા એ સદ્‌ગુણી મનુષ્યનું લક્ષણ છે.

પછી પોતાના ચરણથી પૃથ્વીતળને પવિત્ર કરનારો, ઈંદ્ર સદૃશ પરાક્રમવાળો અને જ્ઞાન રૂપ સૂર્યે શોભતો શુકરાજ રૂડી રીતે રાજ્યનું પાલન કરવા લાગ્યો. દુષ્ટોને વિષે શિરોમણિ ચંદ્રશેખર હજી પણ ચંદ્રાવતી ઉપર અત્યંત મોહિત હતો. પોતાના એ કાર્યમાં અડચણ ન આવે તેટલા માટે તેણે શુકરાજનો દ્રોહ કરવાનું ધાર્યું. ઘણા પ્રકારના કષ્ટ સહન કરી તેણે રાજ્યની અધિષ્ટાતા ગોત્રદેવીનું આરાધન કર્યું. 'કામાંધ મનુષ્યના કદાગ્રહને ધિક્કાર છે!'

દેવી પ્રત્યક્ષ થઈ બોલી-'વત્સ! કહે શામાટે મારૂં આરાધન કર્યું. તારે જોઇએ તે વર માગ.'

ચંદ્રશેખરે કહ્યું-'મને શુકરાજનું રાજ્ય આપ'

દેવી બોલી—'શુકરાજ દૃઢ સમ્યકત્વ ગુણે શોભતો છે તેથી સિંહનું રાજ્ય જેમ હરણી આપી શકે નહિ તેમ તેનુ રાજ્ય હું આપવા સમર્થ નથી.'

ચંદ્રશેખર-'જો તું તુષ્ટમાન થઇ છે અને દેવીપણું ધારણ કરે છે તો બળે કરીને અથવા છળેકરીને ગમે તે પ્રકારે મારૂં તે કાર્ય કર.'

તેની ભક્તિથી સંતુષ્ટ થયેલ દેવી તેના એવા વચન શ્રવણ કરી બોલી-'તે કાર્યમાં બળનો કાંઇ ઉપાય નથી. ફક્ત છળનો ઉપાય છે. જ્યારે શુકરાજ અન્ય સ્થાનકે જાય ત્યારે ત્યાં જવું. મારા પ્રભાવથી તારૂ શુક સદૃશ સ્વરૂપ થશે. પછી સુખે તેનું રાજ્ય તું ભોગવજે.' એમ કહી તે અદૃશ્ય થઇ. ચંદ્રશેખરે પણ ખુશી થઇ એ સર્વવૃત્તાંત ચંદ્રાવતીને જણાવ્યો.

હવે એક દિવસ યાત્રા કરવાને ઉત્કંઠિત થયેલ શુકરાજ પોતાની બંને પ્રિયાને બોલાવી કહેવા લાગ્યો કે હું તીર્થને નમસ્કાર કરવા માટે તે આશ્રમ પ્રત્યે જઇશ. તે વારે સ્રીઓ

બોલી કે અમે પણ સાથેજ આવશું કારણ કે તેથી અમારે પ્રીતિના સંગમ સમાન માતા પિતાનો સંગમ થાય તેમના એવા આગ્રહથી તે બંને સ્ત્રીઓને સાથે લઈ વિમાનમાં બેસી કોઈને પણ જણાવ્યા શિવાય તે ચાલ્યો. તેથી તે વૃત્તાંત કોઇએ જાણ્યો પણ નહિ. ચંદ્રાવતીએ તે વૃત્તાંત ચંદ્રશેખરને જણાવ્યો તે ઉપરથી તેણે છળથી પારકા શરીરમાં પ્રવેશ કરવાની જેમ તત્કાળ તે નગરમાં પ્રવેશ કર્યો. દેવીના વચનથી તે શુકરૂપ થયો એટલે સર્વે લોકોએ તેને દંભવાન્ સુગ્રીવની જેમ શુકરાજજ જાણ્યો. રાત્રીએ તે કૂટ શુકરાજે પોકાર કર્યો કે 'દાડો! દાડો! કોઇ વિદ્યાધર મારી સ્ત્રીઓનું હરણ કરી જાય છે.' એ ઉપરથી હાહાકાર પામેલા મંત્રી વગેરે ત્યાં આવ્યા અને પુછવા લાગ્યા કે 'સ્વામિન્! આપની વિદ્યાઓ કયાં ગઇ? તેણે કહ્યું-'હું શું કરૂં! દુરાશયવંત તે વિદ્યાધરે યમ જેમ પ્રાણનું હરણ કરે તેમ મારી વિદ્યાઓ પણ હરણ કરી.'

તેઓ બોલ્યા-'તે સ્ત્રીઓ અને વિદ્યાઓ ભલે જાઓ! પરંતુ આપનું શરીર કુશળ છે તેથી અમે સંતોષ પામીએ છીએ.'

એ પ્રમાણે સર્વ રાજ લોકને કપટથી વિશ્વાસ પમાડી રાજ્ય કરવા લાગ્યો અને ચંદ્રાવતીની સાથે પ્રીતિથી સુખ ભોગવવા લાગ્યો. શુકરાજ પણ તે તીર્થને નમસ્કાર કરી ગંધસુર નગરમાં કેટલાએક દિવસ રહી પોતાના નગરના ઉપવનમાં આવ્યો. પોતાના કૃત્યથી શંકિત હ્રદયવાળા ચંદ્રશેખરે ગવાક્ષમાં[1] બેઠા બેઠા શુકરાજને આવતા જોઇ મ્હોટો કોળાહળ કરી મુકયો. મંત્રી વગેરેને બોલાવી કહેવા લાગ્યો કે જે વિદ્યાધરે મારી સ્ત્રી અને વિદ્યાનું હરણ કર્યું તે મારૂં રૂપ કરી મારી સામે આવે છે. માટે તમે તેની પાસે જઈ મીઠા વચનથી તેને સમજાવી પાછો વાળો કારણ કે બળવંત મનુષ્યને મધુર વચનથી સમજાવવું એજ બળ છે, ડાહ્યા પ્રધાનો

---

૧ ગોખ.

થી દુઃસાધ્ય કાર્ય પણ સુધાધ્ય થાય.' એ ઉપરથી મંત્રી વગેરે બહાર આવ્યા.

સર્વે લોકો મારી સામે આવે છે એમ જાણી શુકરાજ પોતાના વિમાનમાંથી ઊતરી આંબાના વૃક્ષ નીચે બેઠો. ત્યાં મંત્રી જઇ તેને કહેવા લાગ્યો-'હે વિદ્યાધરેંદ્ર! વાદ કરનારાઓની વાણીની જેમ આપની અપાર શક્તિ છે. આપે અમારા સ્વામીની સ્ત્રીઓ અને વિદ્યા હરણ કરી લીધી; હવે કૃપા કરી આપ પોતાને સ્થાનકે જાઓ. અમારો સ્વામી આપને વિનંતિ કરી એમ કરવા વિનવે છે.'

'આતો ભમેલો છે, શૂન્ય ચિત્તવાળો છે, વાતકી છે, કે એને ભૂત વળગ્યું છે?' એમ અનેક પ્રકારના સંકલ્પ કરતો શુકરાજ વિસ્મય સહીત બોલ્યો-'મંત્રીશ્વર! તમે આ શુ બોલો છો? શુકરાજ તો હું પોતે છું.'

મંત્રી-હે વિદ્યાધર! અમને શા માટે ઠગો છો? મૃગધ્વજ રાજાના વંશ રૂપ સહકારને વિષે શુક સમાન અમારો સ્વામી શુકરાજ તો રાજ ગૃહને વિષે છે. તમે તો તેનું રૂપ ધારણ કરનાર વિદ્યાધર છો. બહુ કહેવાથી શું વધારે છે પરંતુ અમારો સ્વામી શુકરાજતો બીલાડાથી જેમ શુક ભય પામે તેમ આપનાથી ડરે છે માટે કૃપા કરી અહીંથી જલદી તમારે સ્થાનકે જાઓ.

મંત્રીની એવી વાણી સાંભળી ખેદ પામી શુકરાજ મનમાં વિચારવા લાગ્યો કે-નિશ્ચય કોઇએ છળથી મારૂં રૂપ ધારણ કરી રાજ્ય ગ્રહણ કર્યું છે. રાજ્ય, ભોજન, શય્યા, સુંદર ઘર, સુંદર સ્ત્રી અને દ્રવ્ય એટલું શૂન્ય રહેતો નિશ્ચયે વિણસે-ભ્રષ્ટ થાય. માટે નીતિ શાસ્ત્રકારોનું એ વચન સિદ્ધ થયું. હવે હું શું કરૂં! જો એને મારીને રાજ્ય ગ્રહણ કરૂં તો એવો દુઃશ્રવ લોકાપવાદ થશે કે કોઈ ધૂર્ત્ત પાપીએ આવી મૃગધ્વજ રાજાના પુત્ર શુકરાજને મારી નાંખી તેનું રાજ્ય લઇ લીધું.'

એમ વિચારી તે સ્ત્રીઓએ અને શુકરાજે ઘણા સંકેતો મંત્રી વગેરેને જણાવ્યા—પણ કોઇએ તેનું વચન માન્યું નહિ. 'ધિ:ક્કાર છે દંભ જૃંભિત મનુષ્યને !' પછી માન ભ્રષ્ટ થવાથી ચિંતાતુર શુકરાજ બંને સ્ત્રીઓને સાથે લઈ વિમાનમાં આરૂઢ થયો. મંત્રી વગેરે હર્ષ પામી કૂટ શુકરાજ પાસે ગયા અને તે વૃત્તાંત જણાવ્યો. કામની તૃષાવાળો તે પણ તેથી ખુશી થયો.

આકાશને વિષે શુકની જેમ ભમતો શુકરાજ સ્ત્રીઓએ કહ્યું તોપણ લજજાથી સસરાના નગર પ્રત્યે ન ગયો. પોતાના પદથી ભ્રષ્ટ થયેલ મનુષ્યે ચાહીને પોતાના ઓળખીતાને ત્યાં ન જવું. તેમાં શ્વસુર ગૃહ તો વિશેષે કરીને ન જવું. કારણ કે ત્યાં તો આડંબરથી જવું એજ ઉચિત છે. કહ્યું છે કે—

सभायां व्यवहारेच वैरिषु श्वसुरौकसि
आडंबराणि पूज्यंते स्त्रीषु राजकुलेषुच

સભામાં વ્યવહારમાં, વૈરીઓમાં, સસરાને ઘરે સ્ત્રીઓને વિષે અને રાજ્ય દરબારમાં આડંબરજ પૂજાય છે.

એમ વિચારી તે કોઇ સ્થળે ગયો નહિ. વિદ્યા શક્તિવડે સર્વ પ્રકારના ભોગની સામગ્રીવંત છે તોપણ રાજ્ય ગયાની ચિંતાથી દુ:ખિત હૃદયે તેણે શૂન્ય સ્થાનમાં રહી—ભમી—છ માસ નિર્ગમન કર્યા. અહો ! મહાન્ પુરૂષોને એ કેવો ઉપદ્રવ છે ! જેણે સંપૂર્ણ રાજ્ય લક્ષ્મી ભોગવેલી, હજારો નૃપતિઓ જેના અનુચર થઇને રહે તેવા માણસને શૂન્ય સ્થાનમાં દુખભરિત હૃદયે ભમવું પડે એ કેવી વિડંબના ! પરંતુ કોઈ પણ મનુષ્યના સર્વ દિવસ એક સરખા જતાજ નથી. માણસ માત્ર કર્મને આધિન છે. કર્મના યોગે—રાજા રંક થાયછે અને રંક રાજા થાય છે, માણસને અનેક પ્રકારની ભોગ સંપત્તિ આવે છે અને જાય છે, કોઇ વખત

પ્રાણી હજારો મનુષ્યને સેવ્ય થાય છે અને કોઇ વખત હજારોની તાબેદારી ઉઠાવવી પડે છે. કહ્યુ છે કે.

कस्य वक्तव्यता नास्ति कोनजातो मरिष्यति
केनन व्यसनं प्राप्तं कस्य सौख्यं निरंतरं

આ જગતમાં કોની કહેણી નથી થઇ, કોણ જન્મ પામીને મૃત્યુ નહિ પામે, કોને કષ્ટ પ્રાપ્ત નથી થયું અને કોને નિરંતર સુખી અવસ્થા રહે છે? અર્થાત આ સંસારમાં હરેક મનુષ્યને કાંઇ કહેણી હોય છે, દરેક પ્રાણિ જન્મ મૃત્યુ પામે છે, સૌને કાંઇ કાંઇ કષ્ટ હોય છેજ અને કોઇના સઘળા દિવસ એકાંત સુખમાં જતાજ નથી. માટે સુખ દુઃખ સંપત્તિ વિપત્તિ એ સર્વે કર્મને આધીન છે એમ જાણી તેથી હર્ષ વિષાદ ધારણ ન કરવો.

અન્યદા વિમાનમાં બેસી સૌરાષ્ટ્ર દેશમાં ફરતા કોઈ સ્થળે પર્વતથી જેમ નદીનું પુર સ્ખલિત થાય તેમ તેનું વિમાન સ્ખલના પામ્યું. શૂન્ય ચિત્તવાળા શુકરાજને તેથી દાઝયા ઉપર ડામ, પડયા ઉપર પાટુ અને ક્ષત ઉપર ક્ષાર જેવું થયું. પોતે નીચે ઉતરી વિમાન સ્ખલના પામવાનુ કારણ જુવે છે તેવામાં સુવર્ણ કમલ ઉપર બેઠેલા, દેવતાઓએ સેવાતા અને મેરૂ ઉપરના કલ્પવૃક્ષના જેવા શોભતા મૃગધ્વજ કેવળજ્ઞાનીને જોયા. પિતાને જોઇ પ્રસન્ન થઈ સત્ય ભક્તિ પૂર્વક વંદન કર્યું. તરતજ દુઃખ સાંભરવાથી આંખમાં આંસુ ભરાઇ આવ્યા. કારણ કે દુઃખી અવસ્થામાં પોતાના અંતઃકરણના સંબંધિને દેખવાથી મનુષ્યનું હૃદય ભરાઇ આવે છે. પછી કેવળજ્ઞાની સર્વ વૃત્તાંત જ્ઞાનબળે જાણતા હતા તોપણ પોતાનો રાજ્ય ગયા સંબંધી વૃત્તાંત સુકરાજે કહી બતાવ્યો. દુઃખી માણસ માતાપિતા, પ્રિયમિત્ર, સ્વામી અને સ્વાશ્રિત મનુષ્યને પોતાનું દુઃખ નિવેદન કરવાથી એકવાર સુખી થાય છે-અર્થાત્ દુઃખથી હલકો

ગુરૂએ કહ્યું-'પૂર્વે જે કર્મ કર્યા છે તે ઉદય આવ્યા છે. માટે તેમાં પરિતાપ શું કરવો.' તે સાંભળી શુકરાજ બોલ્યો-સ્વામિન્! પૂર્વે એવું શું કર્મ ઉપાર્જન કર્યું છે?' ગુરૂ કહેવા લાગ્યા-જીતારિના ભવથી પૂર્વે ભવે તું શ્રીગ્રામ નામના ગામનો ભદ્રક સ્વભાવને ધારણ કરનાર, ન્યાયવંત ઠાકોર હતો. તારે અપર માતાથી ઉત્પન્ન થયેલ બીજો નાનો ભાઈ હતો તેને પિતાએ બીજું ગામ આપ્યું હતું. એક દિવસ તે તારા ગામ પ્રત્યે આવ્યો હતો. ત્યાંથી પાછા જતાં તેં હાસ્યમા બંધીવાનની જેમ પકડીને તેને કહ્યું-'તમે અત્રે સુખે રહો. મ્હોટા ભાઈ છતાં નાનાભાઇને ગામની શું ચિંતાછે?'

તારાં એવાં વચન સાંભળી નાનો ભાઈ મનમાં વિચારવા લાગ્યો કે-નિશ્ચયે મારૂં ગામ ગયું. હું અહીં ન આવ્યો હોત તો સારૂં. હવે હું શું કરીશ!' એમ વિચાર કરતો તે વ્યાકુળ થઈ ગયો એટલે થોડી વારે તેં એને જવા દીધો. તે પણ જાણે પોતાને પુન: જીવિતવ્ય પ્રાપ્ત થયું હોય એમ માનતો પોતાના ગામ તરફ ગયો. ત સમયે હાસ્યથી તેં દારૂણ કર્મ ઉપાર્જન કર્યું તેના ઉદયથી હમણાં તારે દુ:ખે સહન કરવા યોગ્ય રાજ્યનો નાશ થયો. અહંકારમાં પડી પ્રાણી સાંસારિક ક્રિયાઓ કરી કર્મ ઉપાર્જન કરે છે અને તેના વિપાક ભોગવતી વખતે ફળભ્રષ્ટ[1] થયેલ વાનરની જેમ દીન થાય છે; પરંતુ કરેલા કર્મ નિશ્ચયે ભોગવવા પડે છે.'

મુનિઓને વિષે ચંદ્ર સમાન મૃગધ્વજ કેવળી, ચંદ્રશેખરનું એ સર્વ કૃત્ય છે એમ જાણતા હતા પણ શુકરાજે તે સંબંધિ પુછયું નહિ અને તેઓ કાંઈ બોલ્યા નહિ. કારણ કે કેવળજ્ઞાની ભગવાન્ પુછ્યા વિના એવી વાત પ્રગટ કરતા નથી. જગત્ સ્વભાવથી ઉદાસીન પણું એજ કેવળજ્ઞાનનું ફળછે.

હવે શુકરાજ બાળકની પરે પિતાના ચરણ કમળને વળગીને બોલ્યો-હે તાત! આપ છતાં મારૂં રાજ્ય કેમ જાય?

---

૧ ફળથી ચુકેલો

ધન્વંતરી વૈદ્ય પામ્યા છતાં પણ રોગનો ઉપદ્રવ કેમ થાય? ગૃહાંગણમાં પ્રત્યક્ષ કલ્પવૃક્ષ છતાં દારિદ્રનો કેમ વિસ્તાર થાય? સૂર્યોદય થયા છતાં પણ અંધકારની પીડા કેમ રહે? માટે હે સ્વામિન્! થોડા કાળમાં કષ્ટ નાશ પામે અને રાજ્ય પ્રાપ્ત થાય એવો ઉપાય બતાવો.'

એ પ્રમાણે પ્રાર્થના કરવાથી કેવળજ્ઞાની મહારાજ બોલ્યા–'ભો શુકરાજ! ધર્મ ક્રિયાથી દુઃસાધ્ય કાર્યપણ સુસાધ્ય થાય છે. અહીંથી સમીપે વિમલાચલ નામે મહા તીર્થ છે. તે તીર્થ ઉપર જઇ તીર્થનાયક પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાનને નમસ્કાર કરી, તથા ભક્તિ પૂર્વક તેમની સ્તવના કરી તે પર્વતની ગુફામાં જો છ માસ પર્યંત પરમેષ્ટિ મહા મંત્રનો જાપ કરે તો ત્રાસ પામેલા શિયાલની જેમ શત્રુઓ તેની મેળે દૂર નાસી જાય, તેઓના કરેલા કપટ નિષ્ફળ થાય અને સર્વ કાર્યની સિદ્ધિ થાય. ગુફા મધ્યે જ્યારે મહા તેજ વિસ્તાર પામે ત્યારે જાણવું જે કાર્ય સિદ્ધિ થઇ. ત્યાં સુધી ધ્યાન કર્યા કરવું. અજેય શત્રુને પણ જીતવાનો એ એક ઉપાય છે.'

જેમ કોઇને પુત્ર ન હોય તે મનુષ્ય પુત્ર પ્રાપ્તિની વાત સાંભળી આનંદ પામે તેમ તે વાત સાંભળીને શુકરાજ અત્યંત હર્ષ પામ્યો. પછી વિમાનમાં આરૂઢ થઇ વિમલાચલ તીર્થ ઉપર જઈ શ્રી યુગાદિ જીનેશ્વરને ભક્તિ પુર્વક વંદન કરી–યોગીંદ્રની જેમ નિશ્ચળ થઇ–પાપહર પરમેષ્ટિ મંત્રનો જાપ કરવા લાગ્યો. યથોક્ત રીતિએ જાપ કરતા છ માસ અતિક્રમણ થયા તેવારે એક દિવસ જાણે પોતાનો પ્રતાપ પ્રગટ થયો હોય તેમ જગતમાં ચોતરફ વિસ્તાર પામતું મહાતેજ જોયું.

તે અવસરે શુકરાજના ભાગ્યોદયથી મહિમા રહિત થયેલી ચંદ્રશેખરની ગોત્રદેવી પ્રગટ થઇ તેને કહેવા લાગી–'ભો ચંદ્રશેખર! તું તત્કાળ તારા સ્થાન પ્રત્યે જા. હવે તારૂં શુકરાજનું રૂપ નાશ પામ્યું.' એમ કહી તે ચાલી ગઈ અને

ચંદ્રશેખરનું મુળ રૂપ થઈ ગયું. તે વારે લક્ષ્મી ગયાની જેવો ઊદ્વેગ પામી ચિંતામાં મગ્ન થઈ ચોરની જેમ તે નાસી ગયો. શુકરાજ પણ કાર્યની સિદ્ધિ જાણી-જાપ પૂર્ણ કરી-પોતાના નગર પ્રત્યે આવ્યો. પૂર્વના શુકરૂપને નહિ જોવાથી સત્ય શુકરાજને મંત્રી વગેરે એ ઘણું માન આપ્યું. કોઇ દુષ્ટે કપટ કરી પ્રવેશ કર્યો હતો અને તે હમણા નાસી ગયો એમ સર્વ કોઇએ જાણ્યું પણ તેથી વિશેષ વાત કોઇએ પણ જાણી નહિ.

હવે પ્રગટપણે જેને ફળ દ્રષ્ટિગત થયું છે એવો શુકરાજ દિવ્ય અને અતુલ જ્યોતિવાળા વિમાન રચી, સામંત, સંબંધી અને વિદ્યાધરાદિ સર્વ પરિવારને સાથે લઇ નિષ્પ્રતિમ ઉત્સવ પૂર્વક વિમલાચલ તીર્થ તરફ ચાલ્યો. કોઇ પણ મનુષ્યે જેનો દુરાચાર સંબંધી વૃત્તાંત જાણ્યો નથી તેથી જાણે સદાચારવંત હોય તેમ શંકા રહિત હૃદયવાળો ચંદ્રશેખર પણ તરતજ સાથે ચાલ્યો. ત્યાં જઇ જીનેશ્વર ભગવંતની મહોત્સવ પૂર્વક અર્ચા અને સ્તવના કરી સર્વ રાજ લોકની સમક્ષ શુકરાજ બોલ્યો—આ તીર્થ ઉપર પરમેષ્ટિ મંત્રનો જાપ કરવાથી મને શત્રુનો જય થયો માટે પંડિત જનોએ આ તીર્થનું શત્રુંજય એવું નામ બોલવું.'

એ પ્રમાણે તેણે એ તીર્થનું શત્રુંજય એવું સાર્થક નામ તે સમયે પતિષ્ટિત કર્યું. તે દિવસથી એ ગિરિનું તે નામ પૃથ્વીને વિષે અધિક વિસ્તાર પામ્યું જીનેશ્વર ભગવંતના દર્શન કરવાથી જાગ્રત થયેલ ચંદ્રશેખર પોતાના દુષ્કૃત્ય યાદ લાવી શુદ્ધ પરિણામે તેની નિંદા કરતો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. પછી સર્વ કર્મને ક્ષય કરી મ્હોટા ઉદયની વાંચ્છાવાળો તે નિર્મળ આશયવાળો થઇ કેવળજ્ઞાની મુનીશ્વરને પુછવા લાગ્યો કે—હે ભગવાન! મારી શી રીતે નિર્મલતા થશે?

મુનીશ્વર બોલ્યા—'સર્વ પાપ કર્મ મન શુદ્ધે રૂડી રીતે આલોચીને આ તીર્થ ઉપર આકરા તપ તપીશ એટલે તા-

શા સર્વ કર્મ ક્ષય થઇ નિર્મળતા થશે.' કહ્યું છે કે—

जन्म कोटि कृत मेकहेलया कर्म तीव्रतपसाविलीयते
किंन दाह्य मपि बह्वपि क्षणा दुच्छिखेन शिखिनात्रदह्यते

ક્રોડ જન્મના કરેલાં કર્મ તીવ્ર તપવડે સહજ માત્રમાં ક્ષય થાયછે. દાહ્ય[1]પદાર્થ ગમે તેટલો હોય તોપણ તેને ઊંચીજ્વાળાવાળો અગ્નિ શું નથી બાળતો? અર્થાત્ બાળી નાંખેછે. તેવીજ રીતે તપ પણ ગમે તેટલા કર્મને બાળી નાંખે છે. મુનિ મહારાજાની એવી વાણી શ્રવણ કરી વૈરાગ્ય, પામી પોતાના સર્વ પાપ આલોચી ચંદ્રશેખરે મૃગધ્વજ કેવળી પાસે દીક્ષા અંગીકાર કરી. પછી માસ ક્ષમણાદિ ઘણા તીવ્ર તપ તપી તેજ તીર્થ ઉપર મોક્ષ પામ્યો.

આહા! કેવો તીર્થભૂમિનો મહિમા! જે મનુષ્ય ઘણા વખત સુધી પોતાની ભગિનીને સાથે ભોગ ભોગવી અઘોર પાપ કરનાર તે પણ એ તીર્થ ઉપર શુદ્ધ મને તપસ્યા કરવાથી સત્વર મુક્તગામી થયો તે તીર્થ ભૂમિની બલિહારી!

હવે નિષ્કંટક રાજ્ય ભોગવતો શુકરાજા બીજા અરિહંત માર્ગના સેવક સમ્યક્‌દ્રષ્ટિ નૃપતિઓને વિષે એક દ્રષ્ટાંત રૂપ થયો. દ્રવ્ય શત્રુ અને ભાવ શત્રુ—એ બંને પ્રકારના શત્રુનો જય, અઠ્ઠાઇયાત્રા, રથયાત્રા અને તીર્થયાત્રા એ ત્રણ પ્રકારની યાત્રા, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચતુર્વિધ સંઘની ભક્તિ, અને બહુ પ્રકારે જીનેશ્વર મહારાજાની અર્ચા કરવા લાગ્યો. પટ્ટરાણી પદ્માવતી અને વાયુવેગા ઉપરાંત બીજી ઘણી વિદ્યાધરની પુત્રીઓ તેને સ્ત્રીપણે થઈ. લક્ષ્મીને રહેવાને પદ્માકર સમાન પદ્માવતી રાણીને પદ્માંકર નામે પુત્ર થયો અને વાયુવેગા ને વાયુ સરખા વેગવાળો વાયુસાર નામે પુત્ર થયો. પુત્ર પિતા સદશ થાય એ કહેવત પ્રમાણે તે બંને પુત્રો પોતાના ગુણવડે કૃષ્ણના શાંબ પ્રદ્યુમ્ન કુમા-

1 ઇંધણા–બળતણ.

રની જેમ પિતા સદૃશ થયા.

અનુક્રમે જ્યેષ્ટ પુત્ર પદ્માકરને યોગ્ય જાણી તેને રાજ્ય-પાટે બેસારી અને વાયુસારને યુવરાજ પદે સ્થાપન કરી-બંને સ્રીઓ સાથે ઉત્સવ પૂર્વક પ્રવ્રજા અંગીકાર કરી-શત્રુનો જય કરવાની ઇચ્છાવાળો શુકરાજ શત્રુંજ્ય તીર્થ તરફ ચાલ્યો. તે તીર્થ ઉપર ચઢતાં શુકલ ધ્યાન ઉપર ચઢવાથી[1] તેને તરતજ કેવળજ્ઞાન પ્રગટ થયું. મહાત્મા જનોની લબ્ધિ આશ્ચર્યકારી હોય છે! પછી ચિરકાળ પર્યંત પૃથ્વીતળ ઉપર વિહાર કરી અનેક પ્રાણિઓના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કર્યો. પ્રાંતે બંને સ્રીઓ સહિત શુકરાજ કેવળી મોક્ષ પ્રત્યે પામ્યા.

પૂર્વ ભવના ભદ્રકત્વાદિ ગુણે કરીને શુદ્ધ સમકિત ગુણની પ્રાપ્તિ થઇ અને તે પ્રાપ્ત થયેલ ગુણનો નિર્વાહ કરવાથી અનુક્રમે શુકરાજને મોક્ષ ફળ પ્રાપ્ત થયું. આ અપૂર્વ અને રસમય ચરિત્ર સાંભળી વાંચી શુકરાજનીપરે ભદ્રકત્વાદિ[2] ગુણની ઉપાર્જના કરવામાં ઊદ્યમવંત થવું-શુકરાજનો અને શ્રીદત્ત કેવળીનો ભવ સંબંધ સાંભળી આ સંસાર એવા સંબંધથી ભરેલો છે એમ વિચારી વ્યવહાર કાળને અનુસરવું તથા એવી સંસાર જાળમાંથી મુક્ત થવા ઉદ્યુક્ત રહેવું-શુકરાજને તીર્થ અને પરમેષ્ટિ મંત્રના મહિમાથી શત્રુનો નાશ થયો તથા ઘણાકાળ પર્યંત પાપાચરણ કરનાર ચંદ્રશેખરને વિમલાચલ તીર્થ અને તપના મહિમાથી દુષ્કર્મનો ક્ષય થયો એ ઉપરથી વિમળાચલ તીર્થની ભક્તિ પરમેષ્ટિ મંત્રનો જાપ અને યથાશક્તિ તપસ્યા કરવાને ઊજમાળ થવું-તથા બીજા ગુણ અવગુણમય વૃત્તાંતનાં સારલઇ ગુણ ગ્રહણ કરવા અને અવગુણનો ત્યાગ કરવો; જેથી આ

૧ તીર્થ ઉપર અને ક્ષપક શ્રેણિ ઉપર સાથે ચઢયો.

૨ ભદ્રક પ્રકૃતિ, ન્યાય માર્ગને વિષે રતિ, વિશેષે નિપુણમતિ અને દૃઢ વચનની પ્રતિજ્ઞા.

ચરિત્ર વાંચવાના યત્નની સાર્થકતા થાય અને પરંપરાએ શુભગતિના ભાજન થવાય.

## સરસ્વતી.

પૂર્વે પોતનપુર નામે નગરમાં અગણિત ઋદ્ધિવાળો, મિથ્યાત્વને વિષેજ એકાંત બુદ્ધિવાળો, અરિહંત ભાષિત ધર્મની ક્રિયામાં શુદ્ધ રીતે વર્ત્તનારો સાધુ અને શ્રાવકને ઉપહાસ કરનારો, અને નિરંતર કૂટ ક્રિયા-અસત્ય ભાષણ-પરદ્રવ્યનું અપહરણ-કરવાની દ્રષ્ટિવાળો, પ્રિયંગુ નામે શ્રેષ્ટી વસતો હતો. કામ ભોગને વિષે તીવ્ર અભિલાષવાળો તે પોતાની રૂપે રંભા સમાન પ્રીતિમતી નામની પ્રિયાની સાથે સ્વેચ્છાએ વિષય સુખ ભોગવતો હતો. એ પ્રમાણે વર્ત્તતા કોઇ તેને પુછતું કે 'શ્રેષ્ટિન્! તમે ષટ દર્શનમાં કયા દર્શનને માનો છો, ત્યારે તે કહેતો કે 'સરાગપણે પણ જ્યાં પુરૂષને નિવૃત્તિ મળે એવી પ્રાણ પ્રિયાના દર્શનનેજ હું તો શ્રેષ્ટ દર્શન માનું છું. કારણ કે બીજા સર્વ દર્શનમાં રાગ રહિત થયે નિવૃત્તિ પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે પરતુ સ્ત્રીના દર્શનમાં સરાગી ચિત્ત છતાં પણ નિવૃત્તિ મળે છે માટે તેજ શ્રેષ્ટ દર્શન છે. મિથ્યા શાસ્ત્રોની ઊક્તિ અને યુક્તિથી મુગ્ધ લોકોને ઠગવા માટે દાંભિક જનોએ બીજા શાસ્ત્ર-દર્શન-રચ્યાં છે, માટે આ ભવને વિષે જ્યાં સુધી વિષય સામગ્રી પ્રાપ્ત થયેલી છે ત્યાં સુધી નિઃશંક મનથી ઇચ્છા પ્રમાણે વિલાસ કરવા. પ્રાપ્ત થયેલ ભોગને જેઓ નથી ભોગવતા તેઓ પાખંડીથી ઠગાયેલા છે.'

દુષ્ટ બુદ્ધિવાળો તે, અન્ય જનોને પણ એવા ઊન્માર્ગનો ઉપદેશ આપતો. એમ કાળ નિર્ગમન કરતા પ્રીતિમતીએ ઉત્તમ લક્ષણવાળો એક પુત્ર પ્રસવ્યો. શ્રેષ્ટિએ હર્ષ પામી જન્મોત્સવ કર્યો અને તેનું દેવદિન્ન એવું નામ પાડ્યું.

માતાપિતા, સ્વજન અને ધાત્રીઓથી લાલન પાલન કરાતો તે બાળક સુખે વૃદ્ધિ પામવા લાગ્યો. યોગ્ય વય થઇ ત્યારે માતાપિતાએ અધ્યયન કરવાને કળાચાર્યને ઘરે મુકયો. અધ્યયન કરવાની ઉત્કંઠાવાળો તે બાળ ત્યાં અનુક્રમે બહોતર કળાનું અધ્યયન કરવા લાગ્યો.

તે સમયે તે નગરમાં સુંદર નામે ધનવાન સાર્થપતિ રહેતો હતો. તેને રૂપથી રતિનો પરાજય કરનારી, બાળાપણથી પંડિતા અને સર્વ સ્ત્રીઓને વિષે શ્રેષ્ટતા ધારણ કરનારી સરસ્વતી નામે એક પુત્રી હતી. તે પણ તેજ કલાચાર્ય પાસે સ્ત્રીઓને ઊચિત ચોશઠ કળાનું અધ્યયન કરતી હતી. એક દિવસ કાંઇ કારણસર ક્રોધ ઉત્પન્ન થવાથી ઉપાધ્યાય પોતાની સ્ત્રીને નિર્દય પણે મારવા લાગ્યા તે જોઇ દયાળુ ચિત્તવાળા દેવદ્વિજ વગેરે સર્વે નિશાળીઆ ઘરમાં પ્રવેશ કરી વારવા લાગ્યા, પરંતુ સરસ્વતી પોતાને સ્થાનેથી ઉઠી નહિં તેથી આશ્ચર્ય પામી દેવદ્વિજે તેણીને પુછયું કે હે બાલા ઉપાધ્યાય પોતાની પ્રિયાને મારતા હતા તેની તેં કેમ ઉપેક્ષા કરી? તેવારે કાંઇક મુખ મરડીને તે બોલી-એવી કુનારીઓની ચિંતા કરવાનું મારે શું પ્રયોજન છે. દેવદ્વિજે પુછયું, તેને કુનારી કેમ કહેવી? ત્યારે તે બોલી કે જે પતિની પાસે દાસની જેમ સર્વ ગૃહકાર્ય કરાવે અને આપત્તિને વિષે પતિને સહાય કરે તેને સુનારી સમજવી; આતો તેમ કરવાને અશકત છે. માટે એવી કુનારીઓતો કુતરીની જેમ કુટાય તેજ સારૂં.

તેણીનું સર્વ પુરૂષની અવજ્ઞા ગર્ભિત ઉચ્છૃંખલ વચન સાંભળીને દેવદ્વિજ ક્રોધ પામી મનમાં વિચારવા લાગ્યો કે—મારે સર્વ સ્વજનની સાક્ષીએ અવશ્ય આ બાલાને પરણીને છોડી દેવી અને પછી તેની સામે પણ ન જોવું, જેથી પોતાના ગર્વિષ્ટ વચનનું ફળ એ પોતેજ અનુભવે તે વિચક્ષણ બાલાએ પણ દેવદ્વિજનો આવો અંતર્વિચાર તેની ચે-

ષ્ટા ઉપરથી જાણી લીધો. પછી થોડા સમયમાં તેઓ પોત-પોતાને ઉચિત સર્વ વિદ્યાનું અધ્યયન કરી પોતાને ઘરે ગયા.

પછી ઘણા શ્રેષ્ઠીઓ પોત પોતાની કન્યાનો વિવાહ દેવદ્વિજ સાથે કરવાની ઇચ્છાથી પ્રિયંગુ શેઠને ત્યાં આવ્યા; પરંતુ હું તો સુંદરશેઠની પુત્રી સરસ્વતીનેજ પરણીશ એવો નિશ્ચય વિચાર દેવદિન્ને પોતાના પિતાને જણાવ્યો. પોતાને તે એકજ પુત્ર અને અતિ વલ્લભ તેથી પિતાએ પણ તેના વિચારથી વિરૂદ્ધ કરવાની ઇચ્છા ન કરી; કન્યા આપવાને આવેલા સર્વ શ્રેષ્ઠીઓની અવગણના કરી પાછા મોકલ્યા. પછી બ્રાહ્મણને મોકલી સુંદરશેઠને કહેવરાવ્યું કે-'તમારી ગુણમાં સરસ્વતી સદૃશ સરસ્વતી નામની પુત્રીનો મારા પુત્ર સાથે વિવાહ કરો. તુલ્ય કુળ અને શીળવાળા દેવદ્વિજ અને સરસ્વતીનો સંબંધ સુવર્ણ અને મણિની જેમ શોભા પામશે. ઘણા કાળથી સમાન શીલ અને ઋદ્ધિથી આપણી પરસ્પર પ્રીતિ છે તેને આ સંબંધથી હું દૃઢ કરવાને ઇચ્છું છું'

બ્રાહ્મણનાં એવાં વચન શ્રવણ કરી સરલ પ્રકૃતિવાળો સાર્થપતિ પોતાની પુત્રીને બોલાવી ઉત્સંગમાં બેસારી સ્નેહ પૂર્વક બોલ્યો-'બ્હેન! દેવદ્વિજ કુમારને માટે તારી માગણી કરવાને પ્રિયંગુશેઠે આ બ્રાહ્મણને મોકલ્યો છે.' તે સમયે દેવદ્વિજ કુમારના દુષ્ટ વિચારને જાણતી છતી, પોતાના વચનનો નિર્વાહ કરવામાં કુશળતા ધારણ કરનારી તે બાળા પિતા પ્રત્યે બોલી-'હે તાત! તમે મને બીજા કોઇને આપશો તે કરતા કુલ, શીલ, વય અને વિદ્યાએ કરીને એ યોગ્ય છે.' પુત્રીનો એવો વિચાર જાણી હર્ષ પામી સાર્થપતિ બ્રાહ્મણની સાથે પ્રિયંગુશેઠને ઘરે આવ્યો અને ત્યાં સ્નેહપૂર્વક પોતાની પુત્રીનો દેવદિન્ન કુમારની સાથે વિવાહ કર્યો. પછી શુભ લગ્ને મ્હોટા ઉત્સવથી પરસ્પર સત્કાર અને સન્માન કરવા પૂર્વક તેઓનો લગ્ન મહોત્સવ થયો. દુષ્ટ હૃદયવાળો દેવદ્વિજ સરસ્વતીનું પાણિગ્રહણ કરી, તેણીને તેના પિતાને ઘરે મુકી

પોતાને ઘરે ચાલ્યો આવ્યો. તેના મિત્ર અને સ્વજનોએ આ લોક વિરૂદ્ધ થાયછે એવી અનેક યુક્તિથી બહુ પ્રકારે સમજાવ્યો તો પણ તે તેણીને પોતાને ઘરે લાવ્યો નહિ કાંઈ મિષ કરીને તેણીને પોતાને ઘરે લાવવાની ઇચ્છાવાળો પ્રિયંગુશેઠ પણ પુત્રને દુઃખ થવાના ભયથી તેમ કરી શકયો નહિ. સરસ્વતી પણ મન વચન કર્મથી નિર્મલ શીલ પાળતી લેશ માત્ર ખેદ પામ્યા શિવાય પિતાને ઘરે રહી.

પિતાની કૃપાથી નિશ્ચિંત મનવાળો દેવદિન્ન કુમાર મિત્ર વૃંદ સહિત નિરંતર નાના પ્રકારની ક્રીડા કરે છે. એક દિવસ બે ત્રણ મિત્રોની સાથે ગોષ્ટી કરવામાં વ્યાક્ષિપ્ત મનવાળો દેવદિન્ન લીલા કરતો રાજમાર્ગમાં જાય છે તેવામાં માર્ગને વિષે સામે આવતી કામપતાકા નામની વેશ્યા સાથે તેનો સ્કંધ[1] અકસ્માત અથડાયો. તે પણ રાજાની માનીતી હતી તેથી અત્યંત ખેદ પામી અને દેવદિન્નનો હસ્ત પકડી ઈર્ષાથી બોલી-પોતાના પિતાની લક્ષ્મીને ભોગવનાર-મિથ્યા અહંકાર કરનાર-રે! શ્રેષ્ઠી પુત્ર! મનુષ્યોને અથડાતો કેમ ચાલે છે? યૌવન વયને વિષે પોતે ઉપાર્જન કરેલ લક્ષ્મીને દાન અને ભોગ વગેરેથી ભોગવનાર મનુષ્ય, આવો ગર્વ કરે તો તે યુક્તછે પણતું આટલો ગર્વ શા ઉપર કરેછે? કારણ કે સોળ વર્ષની ઊંમર થયા પછી પણ જે પિતાની લક્ષ્મી ભોગવેછે તે પુત્ર પૂર્વના ઋણ સંબંધે આવેલો છે એમ જાણવું. કહ્યું છે કે—

मातुः स्तन्यं रजः क्रीडा मन्मना वागऽलज्जता;
शैशवे भांति निर्हेतु हास्यं भोगः पितुःश्रिया.

માતાનું સ્તનપાન, ધૂળની ક્રીડા, સ્વચ્છંદી વચને, લજ્જા રહિતપણું, હેતુ વગર હસવું અને પિતાની લક્ષ્મીનો ભોગ એ સર્વે શિશુ અવસ્થામાં શોભે છે.

स्वसा पित्रार्जिता लक्ष्मीः परस्त्रीच परार्जिता

---

૧ સ્કંધ-ખભો.

**स्वार्जितेव नता भोक्तुं युज्यते महतां ध्रुवं**

બ્હેન, પિતાએ ઉપાર્જન કરેલ લક્ષ્મી, અને પરસ્ત્રી એ પોતે ઉપાર્જન કરેલ લક્ષ્મીની જેમ મ્હોટા પુરૂષોએ ભોગવવી ઊચિત નથી.

જાણે ભણાવતી હોય તેમ પોતાને લજ્જાકારી વચન એ બોલી; પરંતુ તે વચનોને ગુરૂ શિક્ષાની જેમ હિતકારી માની આનંદ પામતો દેવદિન્ન મનમાં વિચારવા લાગ્યો કે-આણે મને સારી રીતે સમજાવ્યો-બોધ કર્યો; કારણ કે હું દ્રવ્ય ઉપાર્જન કરવાની વય ફોકટ ક્રીડા કરવામાં ગુમાવું છું. કહ્યું છેકે.

**प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनं**

**तृतीये नार्जितो धर्मः सतुर्ये किं करिष्यति.**

પ્રથમ વયમાં જેણે વિદ્યા ઉપાર્જન ન કરી, બીજી વયમાં જેણે ધન ઉપાર્જન ન કર્યું અને ત્રીજી વયમાં જેણે ધર્મ પ્રાપ્ત ન કર્યો તે ચોથી વયમાં શું કરશે? અર્થાત્ પ્રથમ વયમાં વિદ્યા, બીજી વયમાં દ્રવ્ય અને ત્રીજી વયમાં ધર્મ-ઉપાર્જન કરવાને ઊદ્યમી થવું. પછી ઘરે આવી ઉત્સાહી દેવદિન્ન વિનયથી મસ્તક નમાવી આદર પૂર્વક પિતાને કહેવા લાગ્યો. હે તાત! હું કરીયાણાના વહાણો ભરી સમુદ્રમાં પ્રવાસ કરતો લક્ષ્મી ઉપાર્જન કરવાને પરદ્વીપે જવાની ઇચ્છા રાખું છું માટે આપ મને આજ્ઞા આપો.

શ્રેષ્ઠી દ્રવ્યનો લોભી હતો તો પણ પુત્ર ઉપરના સ્નેહથી બોલ્યો-વત્સ! પ્રદેશમાં પ્રવાસ કરવો તે વિષમ છે. તેમાં સમુદ્રનો પ્રવાસ તો અત્યંત વિષમ છે. અમારા કુળને અવલંબન રૂપ તું એકજ પુત્ર છો અને સમુદ્રની યાત્રા તો પ્રાણ સંદેહને કરનારી છે, માટે અત્રે રહી કાંઇ ઉદ્યમ કર.

દેવદિન્ન બોલ્યો—પિતાજી! ઉદ્યમ કરનારને અને પરદેશમાં ફરનારને લક્ષ્મી પ્રાપ્ત થાય છે પરંતુ આળસુ અને અવ્યવસાયી જનોથી તે દૂર નાસી જાય છે. કહ્યું છે કે—

अव्यवसायिनमलसं दैव परं पुरुषकार परिहीणं
प्रमदा इव वृद्ध पतिं नेच्छत्यवगूहितुं लक्ष्मीः

અનુદ્યમી, આળસુ, નસીબ ઉપર આધાર રાખનારા અને પુરૂષાર્થથી હીન મનુષ્યોને વૃદ્ધપતિને જેમ પ્રમદા ઇચ્છતી નથી તેમ-લક્ષ્મી ઇચ્છતી નથી.

વળી લક્ષ્મી સર્વત્ર કષ્ટથી અંતરિત દેખાય છે માટે જો કષ્ટ કરેતોજ તે પ્રાપ્ત થાય છે જેમ કર્ણ વિંધાવવાની વ્યથા સહન કર્યા પછી તે કર્ણ કુંડળ પહેરવાને લાયક થાય છે. માટે આપ મને પ્રદેશ જવાની રજા આપો.

પુત્રને દ્રવ્ય ઉપાર્જન કરવામાં અત્યંત ઉત્કંઠિત ચિત્તવાળો જોઇ શેઠે હર્ષ પૂર્વક પ્રવાસને માટે આજ્ઞા આપી. પછી ચાર પ્રકારના કરિયાણાથી વહાણો ભરાવ્યા અને બીજી તેને યોગ્ય સર્વ સામગ્રી તૈયાર કરાવી; અવિશ્વાસ એજ લક્ષ્મીનું મૂળ છે, એ વાકયનો અર્થ મનમાં સ્મરણ કરતો પ્રદેશમાં કોઇનો પણ વિશ્વાસ કરીશ નહિ એમ પિતાએ શીખામણ આપી-તે પિતૃશિક્ષા અને હિતાશિષ હર્ષ પૂર્વક અંગીકાર કરી, બલિપૂજાથી સમુદ્રના અધિષ્ટાતા દેવની આરાધના કરી, દીન પુરૂષોને દાન આપી, દેવને નમસ્કાર કરી ડાહ્યો દેવદિન્ન કુમાર શુભ લગ્ને પરિવારે સહિત વહાણ ઉપર ચઢયો. પછી તે શ્રેષ્ટીનંદને પોતાના વહાણો પારસ કૂલ તરફ ચલાવવનો ખલાસીઓને હુકમ કર્યો. પરંતુ દુર્દૈવના યોગે વહાણોને સત્ માર્ગે પ્રેર્યા છતાં પણ દુર્વાતના[1] યોગથી વક્ર અશ્વની ઉન્માર્ગે ચાલ્યા. અહીં કોઈ પથ્થરને અથડાઇને વહાણ જરૂર ભાંગશે.એમ વિચારી દેવદિન્ન વગેરે સર્વે વહાણના લોકો ખેદ પામે છે તેવામાં ભવિતવ્યતાને યોગે ઊંચા ધોળા મકાનોએ યુક્ત કોઇ અજાણ્યા નગરે તેઓ પહોંચ્યા.

જાણે પોતાને નવો જન્મ પ્રાપ્ત થયો હોય એમ માનતા

[1] ખરાબ વાયુ.

સર્વે મનુષ્યો વહાણપરથી ઊતર્યા. પછી દેવદિન્ને કોઈ માણસને પુછ્યું કે આકયું નગર છે? અહીં કોણ રાજા છે? અને આ નગરમાં કોણ મુખ્ય મનુષ્યો છે? એટલે તે માણસે જણાવ્યું કે આ અન્યાયપુર નામે નગર છે. પ્રચંડ શાસનવાળો નિર્વિચાર નામે આ નગરનો રાજા છે. સર્વગિલ નામે ડાહ્યો મંત્રી છે. શિલાપાત નામે પુરોહિત છે. અનાચાર નામે રાજાનો ભંડારી છે, અને સર્વ લુંટાક નામે પ્રખ્યાત કોટવાળ છે. સર્વ નગરજનોમાં પ્રાધાન્ય પણાને પામેલો અજ્ઞાનરાશિ નામે તપસ્વી અને રાજાની કૃપાનું પાત્ર અને સર્વ મ્હોટા પુરૂષોએ માન્ય કરેલી કુટબુદ્ધિ નામે પરિવ્રાજિકા[1] આ નગરમાં વસેછે. જ્યારે આ રાજાને શત્રુઓનું વિષમ સંકટ પ્રાપ્ત થાય છે ત્યારે કપટ બુદ્ધિની ભંડાર તે પરિવ્રાજિકાનો મત લેવાય છે. તેના બળથી રાજા સર્વ શત્રુઓને જીતી તેની લક્ષ્મી પોતાને આધીન કરે છે.

તેના મુખથી તે નગરનો સર્વ વૃત્તાંત સાંભળી દેવદિન્ન પ્રૌઢ ભેટણું લઈ રાજાને નમસ્કાર કરવા ગયો. રાજાએ પણ તેને ઘણું સન્માન આપ્યું અને સભ્યજનોને ઉચિત ક્રિયા કરી. પછી ત્યાં બેસી તેની રાજ્ય વ્યવસ્થા જુએ છે તેવામાં કોઇ કેશ વગરની ઘરડી ડોશી રૂદન કરતી-પેટકુટતી—પોકાર કરતી ત્યાં આવી. હે માતા! તું કેમ રૂદન કરે છે—પોકાર કરે છે? એમ રાજાએ પુછ્યું એટલે તે બોલી-'નાથ! હું ચોરની માતા છું, તમારા નગરમાં રહું છું, કોઇનું શુભાશુભ કરતી જાણતી નથી. કોઇની સાથે કલહ કરતી નથી તેમ કોઈનું કાંઇ ગ્રહણ કરતી નથી. મારો પુત્ર રાત્રે આ નગરમાં ચોરી કરી અમારા ઘરનો નિર્વાહ ચલાવે છે. આજે દેવદત્ત શેઠને ઘરે ખાલ ખોદતા તેના ઉપર ભીંત પડી તેથી તે ત્યાં જ મરી ગયો. હવે તે મારા.આધાર વિના મારા યોગ[2]ક્ષેમનો

---

૧ તાપસી-સંન્યાસણ. ૨ ન મળેલી વસ્તુ મેળવવી તે યોગ એને મળેલી વસ્તુનું રક્ષણ કરવું તે ક્ષેમ.

વિધિ કોણ કરશે. એ દુઃખથી ખેદ પામી હું રૂદન કરૂં છું ' તે સાંભળી માતા! તમારો પુત્ર મરી ગયો તેનો ખેદ ન કરો, તમારા ભરણ પોષણની સંભાળ હું કરીશ' એમ કહી રાજાએ ડોશીને સંતોષ પમાડી વિદાય કરી.

પછી દેવદત્તને બોલાવી રાજાએ ક્રોધાતુર થઇ કહ્યું કે- ' દુરાત્મન્! એવી ભીંત તેં કેમ કરાવી જેથી ગરીબ તસ્કર માર્યો ગયો?' તે બોલ્યો. સ્વામિન્! મેં મારા સૂત્રધારને પુર્ણ મૂલ્ય અને સામગ્રી આપી હતી છતાં તેણે એવી ભીંત ચણી તેમાં મારો દોષ નથી. તરતજ સૂત્રધારને બોલાવીને પુછ્યું એટલે તેણે કહ્યું કે ' જ્યારે હું ચણતો હતો ત્યારે શેઠની નવ યૌવના પુત્રીને સુશોભીત શૃંગાર ધારણ કરી ત્યાંથી જતા જોઇ; તેના રૂપથી ચિત્તમાં આક્ષેપ પામવાથી ઈંટો શિથિલ મુકાણી તેથી તેમાં મારો દોષ નથી. તરતજ દેવદત્ત શેઠની પુત્રીને બોલાવીને પુછ્યું એટલે તેણે કહ્યું કે ' હું અમારા સંબંધીને ઘરે જતી હતી. મારો જવાનો રસ્તો બીજો હતો પણ તે રસ્તે એક પરિવ્રાજક નગ્નપણે ઉભો હતો તેથી લજ્જા પામી પાછી વળી હું તે રસ્તે નીકળી તેથી તેમાં મારો દોષ નથી.' પરિવ્રાજકને બોલાવીને પુછ્યું એટલે તેણે કહ્યું કે ' હું નિરંતર ફર્યા કરૂંછું. ત્યાંથી જતો હતો તેવામાં તે રસ્તે તમારો જામાતા ઘોડો ખેલાવતો હતો. તેણે માર્ગ રોકયો હતો માટે મારે ત્યાં ઉભુ રહેવું પડયું તેમાં મારો દોષ જરાપણ નથી.' પછી તે જમાઇને બોલાવીને કહ્યું કે ' સર્વ લોકોના જવા આવવાના રસ્તામાં કેમ ઘોડો ખેલાવ્યો?' એટલે તેણે કહ્યું-' એમાં મારો કિંચિત દોષ નથી, કારણકે મારો તેવો વિધિજ છે માટે તેમાં વિધિનોજ અપરાધ છે.' તે સાંભળી રાજાએ સેવકોને હુકમ કર્યો કે એ વિધિને જલદી અત્રે પકડી લાવો, કારણ કે હું કોઇનો અન્યાય સહન નહિ કરૂં. તે વખતે ધૂર્ત્ત સભાસદોએ ઉત્તર આપ્યો કે-' સ્વામિન્! અપરાધિ હોવા-

થી અને આપના દંડના ભયથી તે વિધિ ત્યારથીજ પલાયન કરી ગયો છે. અગર જો કે તે નાસી ગયો છે તોપણ આપના પ્રબળ પ્રતાપથી-સૂર્યથી શિયાળની જેમ-કેટલે દૂર જશે. હમણા ચોતરફ માણસો મોકલી તેને પકડી મંગાવશું.' પછી જાણે સત્યજ હોય તેમ તેઓના અસત્ય વચનથી હર્ષ પામેલો નિર્વિચાર રાજા તેઓને વિસર્જી પોતાને ન્યાય તત્પર માનતો ભોજનશાળામાં ગયો.

તેના ન્યાયની આવી ખુબી સાક્ષાત્ જોઇને દેવદિન્ન અત્યંત વિસ્મય પામ્યો અને વિચારવા લાગ્યો કે-'અહો! આ નિર્વિચાર રાજાની કોઈ દિવસ નહિ જોયેલી અને નહિ સાંભળેલી એવી નવીન રાજ્યનીતિ દેખાય છે.' એમ વિચારી પોતાને ઉતારે ગયો. તે નગરમાં તેણે કેટલાએક દિવસ નિર્ગમન કર્યા. એક દિવસ કૂટબુદ્ધિ પરિવ્રાજિકાએ પરિવારસહિત દેવદિન્ન કુમારને ભોજનનું આમંત્રણ કર્યું. ત્યાં સતી સ્ત્રીઓને ઉચિત આદરથી તેણીએ તેઓને નાનાપ્રકારના ભોજનથી જમાડયા. પરંતુ સરલ બુદ્ધિનો દેવદિન્ન જયારે પરિવાર સહિત ત્યાં જમવાને આવ્યો ત્યારે નામ અને ગુણથી કૂટબુદ્ધિવાળી તે પરિવ્રાજિકાએ પોતાના સેવકને મોકલી તેના ઉતારાના ગુપ્તસ્થાનમાં પોતાનો સોનાનો થાળ મુકાવ્યો. ભોજન કરીને જયારે દેવદિન્ન પોતાને સ્થાને આવ્યો ત્યારે તેણીએ પોતાનો સેવક મોકલી કહેવરાવ્યું કે-'આજે અમારો એક સોનાનો થાળ જડતો નથી અને તમારા પરિવાર શિવાય બીજું કોઇ માણસ અત્રે આવ્યું નથી. માટે તમારા સર્વે પરિજનને પુછીને અને સર્વસ્થાનકે તપાસ કરીને અમારો તે થાળ સત્વર આપો જેથી એ વાત ગુપ્ત રહે અને ફજેતી ન થાય.'

દેવદિન્ને કહેવરાવ્યું કે-'ભદ્રે! કદાપિ કાળભાવે સૂર્ય પૂર્વને બદલે પશ્ચિમ દિશામાં ઊદય થાય, સમુદ્ર પોતાની મર્યાદા મુકે, પરંતુ મારો કોઈ માણસ પારકી અત્યંત રમ્ય

વસ્તુ ઉપર પણ હાથ નાખે નહિ, માટે તમો તમારા ઘ-
રમાં તપાસ કરાવો.'

પછી તે પોતે આવીને કહેવા લાગી-'શ્રેષ્ઠિન્! કોઇ પણ
રીતે એ થાળ તમારા ઊતારામાંજ આવ્યો છે, માટે હું
હેતુભાવે માગું છું તેટલેથીજ આપી દો. પોતાને ભોજન
કરવાનુંજ ભાજન ફોડવું એ ઠીક નથી. જો શાંત રીતે ક-
હેતાં છતાં પણ તમે નહિ આપો તો હું રાજાને જાહેર કરી
તેના બળે લઇશ.'

એમ સાંભળી તેના કૂટ કૃત્યને નહિ જાણનાર દેવદિન્ન
બોલ્યો-'રે વાચાળ! આ પ્રમાણે ફોકટ વધારે ઓછું શા માટે
બોલે છે? કદાચ જાત્યવંત સુવર્ણને શ્યામતા લાગે પરંતુ
અમારા પરિજનને એ કર્મ ન ઘટે. એ થાળતો તમારાજ
ઘરમાં કોઈ સ્થળે હશે માટે જલદી જઇને તમારા સર્વ પ-
રિકરને પુછો. પોતાનો પૃષ્ઠ ભાગ પોતાથી શુદ્ધ ન થાય
એમ જાણનાર ડાહ્યા માણસો સહસા પરજનો ઉપર દોષનું
આરોપણ ન કરે.'

એમ બંને જણા અત્યંત વિવાદ કરવા લાગ્યા. પછી તેનું
નિવારણ કરવાને તેઓ રાજ્ય સભામાં ગયા. તેનો વાદ વ્ય-
તિકર સાંભળી અન્યોઅન્ય વિચાર કરી તે રાજાના મ્હોટા
સામંતો બોલ્યા તપાસ કરતાં જેના મકાનમાંથી થાળ ની-
કળે તેનું સર્વ દ્રવ્ય બીજાને મળે અને તે જીવિત પર્યંત તેનો
દાસ થઇને રહે. બંનેએ તે વાત સોગન પૂર્વક અંગીકાર કરી.
પછી સામંતોની સાથે પ્રથમ દેવદિન્નને ઊતારે તપાસ કરવા
ગયા. ત્યાં તે કૂટબુદ્ધિના સેવકો ચારે તરફ તપાસ કરવા લા-
ગ્યા. પહેલાં તો તે ધૂર્ત્તોએ જયાં ત્યાં અવલોકન કરવા માંડયું
અને પછી પોતે જાણેલા સ્થળેથી થાળ કાઢી તેઓના હાથમાં
આપ્યો. દેવદિન્ન એ પ્રમાણે પોતાના મકાનમાંથી થાળ ની-
કળેલો જોઇ ઝાંખો પડી ગયો. પછી રાજાની આજ્ઞાથી તેનું
સર્વ દ્રવ્ય કૂટબુદ્ધિને મળ્યું અને તે પોતે તેણીને ત્યાં દાસ

થઇને રહ્યો. જ્યારે થાળ નીકળ્યો અને દેવદિન્નને માથે પડ્યું ત્યારે તેના સર્વ સેવકો પરિવ્રાજિકાના ભયથી નાસી ગયા.

પૂર્વે પણ ત્યાં આવેલા ઘણા વ્યવહારીઆઓનું દ્રવ્ય તે ક્રૂરબુદ્ધિએ છળથી ગ્રહણ કર્યું હતું અને તેઓને દાસ બનાવ્યા હતા. તેના ઘરમાં દાસ પણે નીચ કાર્ય કરતો દેવદિન્ન દુઃખિત થઈ મનમાં વિચારવા લાગ્યો કે-'હું મ્હોટા મનોરથે અત્રે દ્રવ્ય ઉપાર્જન કરવાને આવ્યો હતો પણ વિધિએ મારી આવી દુર્દશા કરી. માણસ ધારે છે કાંઈ અને વિધિયોગે તેનું પરિણામ કાંઇ બને છે; જેમ આભૂષણને અર્થે વિંધાવેલ દરિદ્રિના કાનમાં ઊલટો મેલ ભરાય છે. દીન, શરણહીન અને પરાધીનપણાને પામેલો જે હું તેનું જીવિતવ્ય પણ દ્રવ્યની જેમ ચાલ્યું જશે. એવો ચતુર્દશીની રાત્રીમાં જન્મેલો કોણ વીર પુરૂષ હોય કે જે મને આ દુષ્ટ સ્ત્રીના દાસપણાથી છોડાવે! તો પણ મારો આ યથાસ્થિત વૃત્તાંત કોઇ પણ રીતે લેખ મોકલીને મારા પિતાને જણાવું,' એમ વિચારી પોતાના નગર તરફ જનાર કોઇ સાર્થવાહની સાથે અભિજ્ઞાન પૂર્વક એક લેખ પિતા ઉપર મોકલ્યો.

અનુક્રમે તે કાગળ પ્રિયંગુશેઠને મળ્યો. વાંચી પોતાના પુત્રની દુઃસ્થિતિ જાણી મ્હોટે સ્વરે રૂદન કરવા લાગ્યો. દેવદિન્ન પ્રવાસે નીકળ્યો ત્યારપછી પ્રિયંગુશેઠ સરસ્વતીને સ્નેહ પૂર્વક પોતાને ઘરે તેડી લાવ્યા હતા. પોતાના શ્વસુરને અકસ્માત દુઃખિત થયેલા જોઈ આજે કાંઇ નવીન છે એમ આશંકા પામતી સરસ્વતી તત્કાળ ત્યાં આવી. નમસ્કાર કરી અશ્રુ ભરિત નેત્રે પુછ્યું-'તાત! અકસ્માત દુઃખ ઊત્પન્ન થવાનું શું કારણ છે?' પછી શેઠે નિશ્વાસ નાંખી પરદેશમાં દુર્દૈવના યોગે થયેલ દેવદિન્નની દુર્દશા સંબંધી સર્વ વૃત્તાંત ગદ્‌ગદ્ સ્વરે કહી બતાવ્યો. પતિનો વજ્રઘાત સમાન દુઃખ વૃત્તાંત શ્રવણ કરી દુઃખાર્ત્ત હૃદયવાળી પતિવ્રતા ધૈર્ય ધારણ કરી બોલી-'તાત! પુત્રના દુઃખની પીડાથી આમ ઊંચે સ્વરે

રૂદન ન કરો. ઊંચે સ્વરે રૂદન કરવાથી કાંઇ રાજ્ય મળતું નથી, અર્થાત્ તેમ કરવાથી કાંઇ કાર્યની સિદ્ધિ થતી નથી. પરંતુ આપ પ્રસન્ન થઈ મને પુરૂષનો વેષ આપો અને જાણીતા પરિવાર સાથે મને જલદી અન્યાયપુરપત્તને મોકલો; જેથી ત્યાં જઇ બુદ્ધિ બળે તમારા પુત્રને તે દુષ્ટ સ્ત્રીના દાસપણાથી છોડાવી અત્રે લાવું.'

દુઃખે પીડિત થતા શેઠ બોલ્યા–'મુગ્ધે! તું જાણે છે કે પૂર્વે અન્યાયપુરપત્તનથી કોઇ કુશળ આવ્યું નથી. તને ત્યાં મોકલી દૈવયોગે નાશ પામેલા પુત્રની પાછળ પુત્ર વધૂનો પણ ગાયની પાછળ વાછડાની જેમ કેમ નાશ કરાવું.'

સરસ્વતી બોલી–'તાત! તમે મનમાં એવું ન ચિંતવો. કેટલીએક વખત ભાગ્યવંત મનુષ્યોને પણ લાભ વિઘ્ને અંતરિત હોય છે. માટે મને આજ્ઞા આપો. પુણ્યના યોગે સર્વ શ્રેયસ્કર થશે.'

પુત્રવધૂનું બુદ્ધિબળ અને વૃદ્ધિ પામતો ઉત્સાહ જોઇ હર્ષ પામી કાર્ય સિદ્ધિ થશે એમ માની શ્રેષ્ઠીએ તેણીને ત્યાં જવા માટે આજ્ઞા આપી. પછી તે સતી વડિલજને અર્પણ કરેલ પુરૂષ વેષ ધારણ કરી, નાનાપ્રકારના કરિઆણાથી વહાણો ભરી, વિશ્વાસુ પરિજનને સાથે લઇ, શુભ દિવસે શુભ શુકને વાહણપર બેઠી અને વહાણો અન્યાય પુરપત્તનતરફ ચલાવ્યાં. કેટલેક દિવસે તેઓ સર્વે કુશળક્ષેમ ત્યાં પહોંચ્યા. વહાણ ઉપરથી ઉતરી અપૂર્વ ભેટ લઇ રાજા પાસે જઇ તેને સંતોષ પમાડયો તેથી તેણે પણ અત્યંત સન્માન આપ્યું. પછી ભાંડાની વખારો લઈ સર્વ કરિયાણા ઊતાર્યા અને પોતે પણ ત્યાં રહ્યા. લોકોના મ્હોંએ અખિલ નગરમાં એવી વાત ફેલાવી કે કોઇ મ્હોટા શેઠનો સોમદત્ત નામે પુત્ર અયોધ્યાથી વ્યાપાર કરવાને અત્રે આવ્યો છે. તે સાંભળી લોભ બુદ્ધિને ધારણ કરનારી પરિવ્રાજિકાએ પૂર્વની જેમ તેને પણ આદર પૂર્વક ભોજનનું નિમંત્રણ કર્યું. પરંતુ તે વિચક્ષણ

બાળાએ જમવા જતી વખતે પોતાને ઊતારે પાછળ જે જે બનાવ બને તેની તપાસ કરવાને પોતાના એક માણસને ગુપ્ત રીતે રાખ્યો. તે સમયે પરિવ્રાજિકાનો એક માણસ આવીને જમીનના કોઈ ભાગમાં એક સોનાની કડછી નાંખી ગયો. સરસ્વતીએ ભોજન કરીને આવ્યા પછી સર્વ વૃત્તાંત જાણ્યો. તરતજ કુશળ માણસને મોકલી તે કડછી પરિવ્રાજિકાના મકાનમાં એક ઝાડના મૂળમાં નખાવી. અનુક્રમે કડછી લેવાને આવેલી પરિવ્રાજિકાની સાથે વાદ કરતાં રાજ્ય સભામાં ગયા. ત્યાં પ્રધાનાદિ રાજ્ય પુરૂષોએ પૂર્વાપર વ્યવસ્થા કરી અને સર્વ મંડળ પ્રથમ સરસ્વતીને ઊતારે તપાસ કરવાને આવ્યું. ત્યાં કડછી પ્રાપ્ત ન થવાથી ખેદ પામેલી પરિવ્રાજિકાને ઘરે સર્વે ગયા. સરસ્વતીના માણસોએ પ્રથમ તો સર્વની સમક્ષ આમ તેમ તપાસ કરી અને પછી મુકેલે સ્થળેથી કડછી ખેંચી કાઢી. ત્યાં સર્વની સાક્ષીએ તે કડછી પોતાના મકાનમાંથી નીકળેલી જોઇ ખેદ પામતી પરિવ્રાજિકા મનમાં વિચારવા લાગી કે-અહો! જન્મથી કપટ કૃત્યો કરી જે લક્ષ્મી મેં મેળવી તે આજ દુર્ભાગ્યના યોગથી એક સાથે ગઈ. પૂર્વે મેં મ્હોટા મ્હોટા શાહુકારોના પુત્રો પાસે દાસપણું કરાવ્યું તે સર્વે પાપ આજે આવી મળ્યા. 'જે માણસો લક્ષ્મી મેળવવાને માટે દુષ્કાર્યો કરે છે તેનું અંત પરિણામ આવુંજ થાય છે.'

પછી રાજા અને પ્રધાન વગેરેની આજ્ઞાથી મોતી, મણિ, સુવર્ણ, દ્રવ્ય, વગેરે તેની સર્વ વસ્તુઓ અને તેણે કરેલા સર્વ દાસ પુરૂષો સરસ્વતીએ ગ્રહણ કર્યા; દુષ્ટાચરણવાળી તે પરિવ્રાજિકાને પોતાના દાસ કર્મમાં રાખી. તેણીએ પૂર્વે દાસ પણે રાખેલા સર્વ શ્રેષ્ઠી પુત્રોનો શુદ્ધ વિચારવાળી સરસ્વતીએ, યોગ્ય વસ્ત્ર અને ભોજનથી સત્કાર કરી તેઓને પોતપોતાને દેશ વિદાય કર્યા. દેવદિન્નને બોલાવીને કહ્યું કે-'હે મહાભાગ! જે મારી દાસી છે તેનો તું દાસ છે માટે હમણા

મારા ગૃહકાર્ય કરતો તું અત્રેજ રહે. જ્યારે હું મારા નગર પ્રત્યે જઇશ ત્યારે તને પણ સાથે લઇ જઇ તારે સ્થાને મુકીશ.' એમ કહી તેને પોતાની સમીપે રાખ્યો. દેવદિન્ન પણ સ્વદેશ ગમનની આશાથી હર્ષ પામી તેની આજ્ઞા પ્રમાણે કાર્ય કરતો ત્યાં ખુશીથી રહ્યો.

'અહો! આ શ્રેષ્ઠી પુત્રનું ભાગ્ય અને કૌશલ્ય અદ્ભુત છે જેથી એણે સર્વ જગતને કપટથી લુંટનારી આ પરિવ્રાજિકાને લુંટી.' એમ સર્વત્ર પ્રશંસા પામતી સરસ્વતી કેટલાએક દિવસ ત્યાં રહી. પોતાની ઇષ્ટસિદ્ધિ થયેલ જાણી- સર્વ કરિયાણા વેચી, મણી, મોતી વગેરે વસ્તુઓથી વહાણ ભરી, રાજાની આજ્ઞા લઇ સ્વદેશ તરફ ચાલવાને તૈયારી કરી. તે સમયે રાજાએ અત્યંત પ્રાર્થના, દાન અને સન્માન પૂર્વક તે કૂટબુદ્ધિ પરિવ્રાજિકાને તેની પાસેથી છોડાવી. પછી ત્યાંના સર્વ શાહુકારોનો યથા યોગ્ય સત્કાર કરી પરિવારે યુક્ત વહાણો પોતાના નગર તરફ ચલાવ્યા.

એક દિવસ માર્ગમાં પુરૂષનો વેષ ત્યાગ કરી દિવ્ય અલંકાર અને વસ્ત્ર ધારણ કરી સરસ્વતીએ દેવદિન્નને બોલાવી કહ્યું-'હે પ્રભો! મને કાંઇ ઓળખો છો?' 'આ શું?' એમ સંભ્રાંત થયેલા ચિત્તે તેણે ના કહી. તે બોલી-જેને પરણીને પિતાને ઘરે છોડી દીધી હતી તે સુંદરશેઠની પુત્રી હું તમારી પત્નીછું. આટલા દિવસ સુધી અરિહંત ધર્મ આચરતી, નિર્મળશીળ પાળતી સસરાના અને પિતાના ઘરમાં સુખે રહેતી હતી. આપને મહાવિપત્તિમાં પડેલા જાણી મને દુઃસહ કાર્યને વિષે એકાંત બુદ્ધિવાળી ધારી તમારા પિતાએ આપની પાસે મોકલી; ત્યાર પછીનો સર્વ વૃત્તાંત આપની સમક્ષ બન્યો છે તેથી તમે જાણોછો.

તેણીને અભિજ્ઞાન પૂર્વક પોતાની સ્ત્રી જાણી સર્વાંગે વિકસ્વર પુલકાવળીવાળો દેવદિન્ન આનંદમાં મગ્ન થયો. તેણીની સામું જોઇ લજ્જા પામી નીચું મુખ કરી રહ્યો. તે

સમયે વિનયને વિષે ઊચિત કૌશલ્યને ધારણ કરનારી તે કુ-
લીન બાળા તેને લજ્જા અને ખેદ રહિત કરવાને બોલી-
તમને પરિવ્રાજિકાએ કપટથી જીતીને દાસ પણે રાખ્યા તેથી
ખેદ ન પામશો. વિધિના યોગે મહાંત પુરૂષો કદાચ નીચા
થાય પરંતુ પોતાના સત્કાર્યોના પ્રારંભથી તેઓ ઊચ્ચ ભા-
વનાવાળાજ હોય છે. જેમ કેશરીસિંહનો બાળ કોઇ મ્હોટી
વલ્લી ગ્રહણ કરી શકતો નથી પરંતુ મત્તગજના કુંભસ્થળ
છેદે છે તો એ પ્રમાણે વલ્લી ન ગ્રહણ કરી શકવાથી તેની
નીચ્ચતા થતી નથી. સર્વોત્તમ ગુણે સંપૂર્ણ અને સર્વ કળાને
વિષે કુશળ તમે તે પરિવ્રાજિકાને ન જીતી શકયા તેથી શું
તમારી અજ્ઞાનતા જાણવી? નહિ. જેમ હાથી પોતાની સું-
ઢવડે સર્ષવનો દાણો ગ્રહણ ન કરી શકે તેથી તેના પરાક્રમની
ગ્લાનિ થતી નથી તેમ તેવી કપટ બુદ્ધિને તમે ન જીતી
શકો તેથી તમારી અજ્ઞાનતા કહેવાય નહિ. તમે જેને ન
જીતી શકયા તે દુષ્ટાનો મેં પરાજય કર્યો તેથી સર્વોત્તમ ગુ-
ણને ધારણ કરનાર તમે, તેનાથી હું અધિકપણાને પામતી
નથી. કારણ કે ભોંયરામાં રહેલા અંધકારનો છેદ સૂર્ય ન
કરી શકે અને દીપક કરી શકે તો તેથી દીપક સૂર્યથી અ-
ધિકપણું પામતો નથી.

ઇત્યાદિ મનોહર વચને તેને આનંદ પમાડી, દાસ વે-
પનો ત્યાગ કરાવી, યોગ્ય વસ્ત્રો પહેરાવ્યા. પછી વહાણને
વિષે રહેલા સર્વ મનુષ્યોનું આધિપત્ય પામીને મેઘથી મુક્ત
થયેલા સૂર્યની જેમ તે શોભવા લાગ્યો. શૃંગારરસની નીક
સમાન વિનયવતી સરસ્વતીની સાથે ચિત્તની કાલુંષ્યતાનો
ત્યાગ કરી તે સુખ ભોગવવા લાગ્યો. પ્રમોદિત ચિત્તવાળા
અને માતાપિતાને મળવાની ઉત્કંઠાવાળા તેઓના વહાણ
અનુક્રમે પોતાને નગરે કુશળક્ષેમ પહોંચ્યા. પ્રિયંગુશેઠ પુત્ર
અને પુત્રવધૂનું ક્ષેમાગમન સાંભળી હર્ષ પામ્યા. અમૂલ્ય
ભેટ લઈ રાજા પાસે જઇ પ્રણામ કરી પોતાના પુત્રના આ-

ગમનની વાત જણાવી. રાજાએ પણ શેઠને સંતોષ પમાડવાને તેના પ્રવેશોત્સવમાં છત્ર, ચામર, વાજિંત્ર અને પટ્ટહસ્તિ વગેરે આપ્યા. રાજાની કૃપાથી પ્રાપ્ત થયેલ તે વસ્તુઓ, સ્વજન વર્ગ અને ઋદ્ધિએ યુક્ત પ્રિયંગુશેઠ પુત્રની સન્મુખ આવ્યો. ત્યાં ચરણકમલમાં વંદન કરતા પુત્રનું સ્નેહથી તેણે આલિંગન કર્યું અને પોતાની ઉક્તિનો નિર્વાહ કરવાથી ઉજ્વળ મુખવાળી અને દૂરથી નમન કરતી પુત્રવધૂ તરફ સ્નિગ્ધ દ્રષ્ટિથી જોયું. તે સમયે શ્રેષ્ઠી જાણે પોતાને સંસારના સર્વ સુખનો અનુભવ થયો હોય, તેમ માનવા લાગ્યો. પછી વાજીત્ર વગાડનારાઓએ ઉત્સાહ પૂર્વક વાજીત્રો વગાડવા માંડયા, ગણિકાઓના નૃત્ય થવા લાગ્યા, કુળ સ્ત્રીઓએ ગીત ગાવા માંડયા, આનંદિત થયેલ સુભટોએ જય જયારવ કરવા માંડયો, દીન દુસ્થિત પુરૂષો ઉપર સુવર્ણ ને વસ્ત્રનો વરસાદ વરસવા માંડયો અને પૂર્વ ભવના પુણ્ય પ્રગટ થયા એવી પ્રશંસા થવા લાગી એટલે પુત્રને તથા પુત્રવધૂને હસ્તિ ઉપર બેસારી તેઓના મસ્તક ઉપર છત્ર ધરનાર સેવકને પાસે ઉભો રાખી શેઠે શેહેરમાં પ્રવેશ કરાવ્યો. ઘરે પહોંચ્યા એટલે વંદન કરતા પુત્ર પુત્રવધૂને જોઇ ચિરકાળના વિયોગથી પીડા પામતી માતા હર્ષાશ્રુ સીંચવા લાગી. તે દિવસથી આઠ દિવસ સુધી પ્રિયંગુશેઠ અને સુંદરશેઠના ઘર વિષે પુત્ર જન્મ પ્રમાણે વર્ધાપનિકા મહોત્સવ થયા.

હવે એક દિવસ સરસ્વતી અવસર પામી, મસ્તકને વિષે અંજલી ધારણ કરી વિનયપૂર્વક દેવદિન્નકુમારને કહેવા લાગી-'હું બાળપણથી તત્વને જાણનારી અને વિષયથી વિરક્ત ચિત્તવાળી છું, તેથી ઘણા કાળથી મારી દીક્ષા અંગીકાર કરવાની ઇચ્છા હતી, પરંતુ 'કોઈ પણ કારણે પરણીને તેણીનો પતિએ ત્યાગ કર્યો માટે એ બિચારીએ દીક્ષા ગ્રહણ કરી' એમ બોલી લોકો મારા જ્ઞાનગર્ભ વૈરાગ્યને પણ દુઃખ ગ-

ર્મિત વૈરાગ્ય કહેશે એમ જાણી બાળ ચાપલ્યથી પૂર્વે જે વાક્ય બોલાયું છે તેને પ્રામાણ્ય કરવું એમ ધારી આટલા કાળસુધી મેં વ્રત ગ્રહણ કર્યું નહિ. હવે પુણ્યના ઉદયથી સર્વ અંતરાયની નિવૃત્તિ થઈ; માટે હે સ્વામિન્! મને દીક્ષા અંગીકાર કરવાની અનુજ્ઞા આપો.'

એવા તેના વચન સાંભળી દૃઢ પ્રેમને ધારણ કરનારો દેવદ્વિજ વિષાદ યુક્ત હૃદયે બોલ્યો-'મને ધિક્કાર છે! કારણ કે મેં મુર્ખે વિનયને વિષે ઔચિત્ય ધારણ કરનાર સ્ત્રી રત્નની આટલા કાળસુધી અવજ્ઞા કરી. મને અજ્ઞાન તિમિરથી ઉત્પન્ન થયેલ અંધપણું હવે નાશ પામ્યું છે. અદ્યાપી પર્યંત દીપ શિખાની જેમ મેંજ મારા આત્માને મલીન કર્યો. હે ગુણવતિ! તું આત્મભાવને પ્રગટ કરી હમણા તારી ઉપર દૃઢ પ્રેમવાળો થયેલ જે હું તેનો અકસ્માત ત્યાગ કેમ કરે છે? હે પ્રિયે! તારૂં તે કાર્ય અગર જો કે પ્રશસ્ય છે પણ તે ચોથા આશ્રમને ઉચિત છે. જેમ તાંબુલને વિષે શર્કરાનું ચૂર્ણ નાખવું ઉચિત નથી તેમ યૌવનને વિષે તે કાર્ય ઉચિત નથી. તત્વને જાણનારા સર્વે સર્વજ્ઞોએ પણ યૌવનાવસ્થામાં વૈષયિક સુખ ભોગવી વૃદ્ધ વયે વ્રત ગ્રહણ કરેલા છે. માટે સાંપ્રતકાળે ઇચ્છિત ભોગ ભોગવી આપણે બંને વૃદ્ધ વયે સાથે વ્રત ગ્રહણ કરશું.'

પતિના એવા આગ્રહથી તત્વજ્ઞ સરસ્વતી પુર્વે ઉપાર્જન કરેલ કર્મને અનુસારે રહેલા ભોગ ફળ ભોગવવાને ગૃહસ્થાશ્રમમાં રહી. તે પતિવ્રતાએ અમૃતસદૃશ પુણ્યોપદેશવડે પતિને પ્રતિબોધી શુદ્ધ શ્રાવક ધર્મ અંગીકાર કરાવ્યો. તે પણ અંતઃકરણમાં સદ્ધર્મની શુદ્ધ પરિણતિ ધારણ કરતો નિરંતર આવશ્યક ક્રિયાને વિષે ઉત્કંઠા ધારણ કરનારો શુદ્ધ શ્રાવક થયો.

આહા! જેના ઘરમાં એક ગુણવતી-ધર્મવતી-સ્ત્રી હોય છે તેના કેવા ભાગ્યોદય! તેવી સ્ત્રી ઘરના સર્વ માણસોને ગુણ મય-ધર્મમય-કરે છે. તેના સર્વે ગૃહકૃત્યો પાપ રહિતજ હોય

છે. તેની સર્વે ધારણા ઉત્તમ હોય છે. તેના સર્વે વચનો શિખામણ લેવા જેવા હોય છે. એક ઉપદેશક કરતાં પણ તે સારો બોધ કરી શકે છે. કારણ કે ઉપદેશકના વચન કરતા સ્ત્રીના વચન ઉપર ઘરના માણસની વધારે શ્રદ્ધા ચોંટે છે. તેથી એવું સ્ત્રી રત્ન એ ઘરના ભૂષણ-શૃંગાર રૂપ છે.

યૌવનને વિષે પણ આસ્તિકતાથી ધર્મના અનુષ્ઠાનમાં નિષ્ઠાવાળા તથા નિરંતર પાપ કાર્યથી ડરનારા પુત્ર અને પુત્રવધૂના સંસર્ગ તથા ઉપદેશથી પણ ભારે કર્મી પ્રિયંગુશેઠના હ્રદયમાં ધર્મ પરિણામ ન થયા. વય પૂર્ણ થવા આવી પરંતુ તે દુરાત્માને પૂર્વોક્ત સર્વ દુષણોની નિવૃત્તિ ન થઇ. ધન, ધાન્ય, મણિ, સુવર્ણ રૂપ્ય અને કુપ્યાદિને વિષે મુર્છાવાળા, મોહવડે નિરંતર કામ ભોગને વિષે તીવ્ર અભિલાષવાળા તથા સર્વદા સર્વત્ર 'મારૂં મારૂં મારૂં' કરતા શેઠે ધર્મ સત્કર્મનું નામ પણ ન જાણ્યું. ચાર પ્રકારના આર્તધ્યાન તથા ક્વચિત રૌદ્રધ્યનમાં એમ તે પ્રિયંગુશેઠે પોતાનો જન્મ નિષ્ફળ ગુમાવ્યો. પ્રાંતે આયુ પૂર્ણ કરી કરેલા કર્મના અનુસારે તે વિકલેંદ્રિયમાં ઉત્પન્ન થયો. તે પાપગતિને વિષે બીજા ઘણા પાપ આચરીને અનુક્રમે નીચે ઉતરતો એકેંદ્રિય થશે. ત્યાં પાંચ પ્રકારના સ્થાવર જીવપીંડને વિષે વિપત્તિ અને ઉત્પત્તિના દુઃખથી પીડિત થતો અનંતો કાળ ભમશે.

પિતાના મૃત્યુથી શોક સિંધુમાં નિમગ્ન થયેલા દેવદિન્ને પિતાનું ઉર્ધ્વ દૈહિક કૃત્ય કર્યું. જયારે શોકનો નાશ થયો ત્યારે સ્વજનોએ મળી તેને કુટુંબનો ભાર અર્પણ કરી પ્રિયંગુશેઠને સ્થાને સ્થાપ્યો. પાપભીરૂ, દાક્ષિણ્યતાવાળો, સત્ય, શીલ અને દયાનો ભંડાર, વ્યવહારમાં શુદ્ધ નિષ્ઠાવાળો, સાર્વજ્ઞ ધર્મ ઉપર શ્રદ્ધાવાળો, અને બુદ્ધિશાળી દેવદિન્ન અનુક્રમે ૠદ્ધિ, કીર્તિ વગેરેમાં વૃદ્ધિ પામ્યો. પ્રિયંગુશેઠ જેવા પિતાથી ઉત્પન્ન થયેલા પુત્રને એવો ગુણવાન જોઇ આશ્ચર્ય પામી લોકો બોલતા કે 'અહો! આ તો વિષ વૃક્ષે અમૃત

સદૃશ મિષ્ટ ફળ થયું.'

સમાન શીલ સ્નેહવાળા દેવદિન્ન અને સરસ્વતીને ચિરકાળ પર્યંત દિવ્ય ભોગ અને નાના પ્રકારના સુખ ભોગવતા જાણે પ્રત્યક્ષ ચાર પુરૂષાર્થ હોય તેવા ચાર પુત્ર થયા. એક દિવસ જાણે પૌરજનોના પુણ્યથી આકર્ષણ થયા હોય તેમ સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ક્રિયારૂપ દ્રવ્યવાળા યુગંધર સૂરિ તે નગર પ્રત્યે આવ્યા. તૃષાતુર મનુષ્યો જેમ નિર્મળ જલે ભરિત સરોવર તરફ જાય તેમ પુણ્યાર્થિ નગરજનો સૂરિના આગમનથી ઉત્સાહ પામી વંદન કરવા ગયા. શ્રદ્ધાળુ હૃદયવાળો દેવદિન્ન પણ સરસ્વતીને સાથે લઈ તેમના વાક્યામૃતનું પાન કરવા આવ્યો. તે સમયે દાહશાંતિ, મનોછેદ અને જલનું ક્ષાલન વગેરે કર્મથી જંગમ ભાવતીર્થ રૂપ મુનિ મહારાજ આ પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા-'બુદ્ધિમાન્ પુરૂષોએ ભવ ભીરૂ પ્રાણિને સ્વર્ગાપવર્ગના સુખ આપવામાં જમાનરૂપ કૃપામય ધર્મ, શુદ્ધ અધ્યવસાયથી આદરવો. જે કાર્ય આચરવાથી પર પ્રાણિને પીડા થાય તેવું કાર્ય કુશળ મનુષ્યોએ મન વચન કાયાથી ન કરવું. કોઈ પ્રાણિનો વધ બંધ વગેરે પાપ કર્મ એકવાર કરવાથી તેના વિપાક જઘન્યે દશગુણા ઉદય આવે, અને તીવ્રતર દ્વેષના અધ્યવસાયથી તેવું કાર્ય કર્યું હોય તો તેના સંખ્યાત ગુણાવિપાક ભોગવવા પડે. પરને વિષે દ્વેષ બુદ્ધિથી આચરણ કરેલા ઉગ્ર વધ બંધાદિ કાર્ય તો દુર રહો પરંતુ કપટ ગર્ભિત ધર્માખ્યાન પણ પરભવને વિષે દુઃખકર્ત્તા થાય છે. જેમ ધનશ્રીનો છદ્મગર્ભ ધર્મોપદેશ ભોજાઈને દુઃખનો હેતુ થવાથી તેને પરભવને વિષે દુઃખદાતા થયો. તે ધનશ્રીનો વૃત્તાંત આ પ્રમાણે-શુદ્ધ શ્રાવકપણાને ધારણ કરનારા મ્હોટા શેઠ શાહુકારોથી ભરપુર વસંતપુર પત્તનમાં ધનેશ્વર નામે શ્રેષ્ટી વસતો હતો. તે શુદ્ધ વ્યવહારવાળો, વાચાળ, ત્યાગી,

ભોગી, બુદ્ધિનો ભંડાર અને ધનધાન્ય વગેરે સંપૂર્ણ સમૃદ્ધિવાળો હતો. તેના સકલ દુષ્કર્મ ક્ષય થયા હતા અને જૈન ધર્મનો તો તે પરમ ભક્ત હતો. તેને શીલ સદ્‌ગુણે શોભતી, અત્યંત ભક્તિવાળી અને દિવ્ય રૂપને ધારણ કરનારી લક્ષ્મી નામે સ્ત્રી હતી. પૂર્વ પુણ્યાનુભાવે દ્દઢ સ્નેહને ધારણ કરનારા તેઓએ દિવ્ય ભોગ ભોગવતા કેટલોકકાળ નિર્ગમન કર્યો. એક દિવસ પાછલી રાત્રે સુખ શય્યામાં બેઠેલા તેઓએ માર્ગમાં કોઇને આ પ્રમાણે બોલતો સાંભળ્યો.

"જ્યાં સ્વજનની સંગતિ નથી, જ્યાં ન્હાના ન્હાના બાળકો નથી, અને જ્યાં ગુરૂગૌરવની ચિંતા નથી તે ઘરો સ્મશાન જેવા છે. પુત્ર વિનાના મનુષ્યનું ઘર શુન્ય છે, બાંધવ વિનાના મનુષ્યને દિશા શૂન્ય છે, મૂર્ખનું હૃદય શૂન્ય છે અને દરિદ્રને સર્વ શૂન્ય છે. ઊછળતો, પડતો, ભાંખોડીએ ચાલતો, હસતો, અને લાળ ઝરતો બાળક કોઇ ભાગ્યવતી સ્ત્રીના ખોળામાં આવે છે."

તેઓ એકાંત સુખમાં નિમગ્ન હતા પરંતુ ઉપર પ્રમાણેનું બોલવું શ્રવણ કર્યું ત્યારથી પોતે અપત્યરહિત હતા તેથી તેઓના ચિત્ત તપ્ત થયા. જેમ સાકરનું ચુર્ણ ખાતા વચ્ચે કાંકરો આવે તે દુ:ખકારી લાગે તેમ અધિક સુખના ઉપભોગને અંતે તેઓનું મન આ વૃત્તાંતથી દુ:ખી થયું તેઓ પુત્ર પ્રાપ્તિની ચિંતામાં પડયા. ઘણા મિથ્યા દ્રષ્ટિઓ પુત્રને અર્થે તેઓને દેવદેવીની પૂજા, યાગ ભોગ વગેરે કૃત્ય કરવાનો ઉપદેશ કરતા પરંતુ વિશુદ્ધ સમ્યક્તવાળા અને જૈનધર્મને વિષે દ્દઢ ભક્તિવાળા હોવાથી તેઓનું મન મેરૂ પર્વતની જેમ નિશ્ચળ રહ્યું અને તેવા કાર્યોમાં પ્રવૃતિ ન કરી; પરંતુ અરિહંત મહારાજાની ભક્તિ, તપ, દીનદુ:ખી પુરૂષોને દાન વગેરે કૃત્યોથી પૂર્વના અંતરાય કર્મનું દલન કરવામાં પ્રવર્ત્યા.

હાલના સમયમાં કેટલાએક મનુષ્યો પુત્રને અર્થે પોતાના ધર્મથી વિરૂદ્ધ કૃત્યો કરે છે. સ્ત્રીઓને તો પુત્ર પ્રાપ્તિ-

ની અત્યંત આકાંક્ષા હોય છે અને તેથી તેઓ જો ભાગ્યયોગે પુત્ર રહિત રહી તો અનેક પ્રકારની ખટપટ કરેછે. ન માનવા લાયક અને દેવ પણાના ગુણે રહિત અનેક મિથ્યાત્વી દેવ દેવીની પૂજા ઉપાસના કરે છે, દુરાચારી યોગી-અસંયમી ગોરજી વગેરેની ભક્તિ કરે છે અને ધૂર્ત્ત જનોથી છેતરાઇ-મંત્ર તંત્રમાં મુંઝાઇ તેઓની-પાસે દોરા વગેરે કરાવે છે. આવે વખતે તેઓ પોતાના ધર્મને અને ધર્મના ફરમાનને દૂર મુકે છે. પોતેજ આવા કૃત્યો કરે છે એમ નહિ પરંતુ પોતાના પતિને અથવા ઘરના બીજા મનુષ્યોને તેવા કૃત્યો કરવાની ઊશ્કેરણી કરે છે. લક્ષ્મી તેવી સ્ત્રી ન હતાં. તે તો ગુણિયલ અને ધર્મને વિષે એક નિષ્ઠાવાળી હતી. કોઇ દિવસ એ કારણથી બીજી સ્ત્રીઓની જેમ પોતાના પતિને સંતાપ ન પમાડતા તેણી તેની સાથે સર્વ પ્રકારના ધર્મ કૃત્ય કરવામાં ઉત્સાહથી પ્રવર્ત્તતી.

એ પ્રમાણે વર્ત્તતા એક દિવસ ધનેશ્વર શ્રેષ્ઠી અરિહંત મહારાજાની અર્ચા કરી તેના ધ્યાનમાં લીન થઇ તેમની સમીપે કાયોત્સર્ગે ઉભા હતા તેવામાં અર્હત્ ભક્તિના અનુભાવે તેના અશુભ કર્મનો ક્ષય થવાથી તેના સત્કર્મવડે તુષ્ટ થઇ "થોડા સમયમાં તારા ઇચ્છિત કાર્યની સિદ્ધિ થશે" એમ બોલી કોઇએ અદૃશ્યપણે એને પક્વ આમ્રફળ જેવી નિર્મળ ગુટિકા આપી. પોતાને તેવી ગુટિકા અર્પણ થયેલી જોઇ આનંદ પામી-શેઠ વિચારવા લાગ્યા કે નિશ્ચય કોઇ સાધર્મીક દેવતા મારી ઉપર પ્રસન્ન થયો. મારા હૃદય દુઃખનો નાશ થવા માટે મને આ ગુટિકા અર્પણ કરી ભવિષ્યકાળે મોરે બે પુત્ર અને એક પુત્રી થવાની તેણે સૂચના કરી. એમ વિચારી તે આનંદ વાર્ત્તા સ્ત્રીને જણાવી. સ્ત્રી પણ તેથી હર્ષ પામી ધર્મના પ્રગટ ફળ જાણી ધર્મ ઉપર અધિકતર પ્રીતિવાળી થઈ.

પછી વિશેષ પ્રકારે સદ્ધર્મ કર્મને વિષે તત્પર રહેનારા

તેઓને અનુક્રમે બે પુત્ર અને એક પુત્રી થઈ. આ આપણા ઘરનો અને દ્રવ્યનો સ્વામી થશે એમ વિચારી પહેલા પુત્રનું ધનપતિ એવું નામ પાડયું, અને તે અનુસારે બીજા પુત્રનું ધનાવહ અને પુત્રીનું ધનશ્રી એવાં નામ પાડયાં. યોગ્ય વયે પિતાએ ત્રણે અપત્યને ઉપાધ્યાયને સોંપી તેઓને ઉચિત સર્વ કળાઓ શીખવી. પછી મ્હોટા વ્યવહારિઆની પદ્મશ્રી અને કમલશ્રી એ નામની કન્યાઓ પોતાના પુત્રને પરણાવી અને યૌવન વય પામેલી પુત્રીને એક સુંદર શેઠના રૂપ સૌભાગ્યે શોભતા એક પુત્રની સાથે પરણાવી. વિવાહ પછી શ્વસુર ગ્રહે આનંદ પૂર્વક દશ દિવસ રહ્યા પછી માતા પિતાને મળવાને ઉત્કંઠિત હૃદયવાળી ધનશ્રી પિતાને ઘરે આવી. તે પછી તેના દુર્દૈવને યોગે તેના પતિને કાંઇ ઉગ્ર અને અસાધ્ય વ્યાધિ થવાથી તે અકસ્માત મૃત્યુ પામ્યો. પતિ પંચત્વ પામ્યાના દારૂણ સમાચાર સાંભળી-જાણી-દુ:ખાર્ત્ત ધનશ્રી અત્યંત વિલાપ કરવા લાગી. મનમાં વિચારવા લાગી કે અહો! અંગુઠેથી મુકેલી જવાલાની જેવી દુ:સહ બાળ વૈધવ્યની વેદના મારાથી શી રીતે સહન થશે? માટે આજેજ જાજવલ્યમાન અગ્નિને વિષે મારો દેહ અર્પણ કરી આ મ્હોટા દુ:ખને એક પગલે શાંત કરૂં. એમ વિચારી ત્યાં મળેલા અને અશ્રુમય લોચનથી અનુકંપા પૂર્વક તેણીને જોનારા શોક પીડિત સ્વજનો સમીપે બેઠેલા પોતાના પિતાને કહેવા લાગી-'હે તાત! આજ મારી ઉપર પ્રસન્ન થઈ મને હમણા કાષ્ટ સમુહ આપો જેથી હું પતિને માર્ગ અનુસરી સતીપણાને પામું.'

તે સમયે તેણીને પોતાના ઉત્સંગમાં બેસારી ગદ્દગદ્દ સ્વરે પિતા બોલ્યા-'વત્સે! આવું સાહસ કાર્ય તત્વજ્ઞ જનને ઉચિત નથી. હે મુગ્ધે! જેમાં ક્ષણમાત્રમાં મહાન્ કર્મનો ક્ષય થાય એવો આ મનુષ્ય જન્મ જ્ઞાન પ્રાપ્ત કરીને ફોગટ શામાટે ગુમાવવો! કારણ કે અજ્ઞાની જે કર્મનો હજારો વર્ષે

ક્ષય કરે તેવા કર્મનો જ્ઞાની એક ક્ષણમાત્રમાં નાશ કરે. અગ્નિ પ્રવેશાદિ દુઃસહ્ કાર્યને શુભ ભાવે સેવનારા મનુષ્યો પણ વ્યંતરપણાને પામે છે. બુદ્ધિશાળી મનુષ્યો તેમ ન કરતા-માંત્રિક પુરૂષો જેમ પાત્રમાં હસ્તને નિયમિત રાખી તાડન કરે તેમ-પોતાના આત્માને નિયમમાં રાખી તપરૂપ અગ્નિ-માં તપાવે. કારણ કે એવા કૃત્યમાં ઉત્સાહથી પ્રવર્ત્તનારનો આત્મા તત્કાળ દાહભીતિથી મંદ થઈ જાય છે તો પછી નિર્જીવ શરીરને બાળવાથી શો લાભ છે? કાષ્ટ ભક્ષણ કરી સ્ત્રીઓ ભર્ત્તારને અનુસરે એ વ્યવહારથી એવું જણાય પરંતુ વસ્તુતાએ તેમ થતું નથી, કારણ કે સ્નેહથી સાથે મરનારા જીવો પણ કર્મના પરવશપણાથી પરલોકમાં જતા જુદી જુદી ગતિમાં જાય છે. કહ્યું છે કે—

परलोकजुषांस्वकर्मभि र्गतयो भिन्नपथाहिदेहिनां ॥

પરલોકમાં જનારા પ્રાણિઓની પોતાના કર્મવડે ભીન્ન ગતિ થાય છે.

માટે હૃદયમાંથી આવા બાળ મરણના અધ્યવસાયનો ત્યાગ કરી આસ્તિક્યતાથી સર્વ દુઃખના ઔષધ રૂપ અરિહંત ધર્મનું સેવન કર. યથાયોગ્ય દાન આપતી, ઉજ્વળશીલ ધારણ કરતી અને શક્તિ પ્રમાણે તપ કરતી શુભાશયવાળી થઈ તું, સુખે તારો કાળ નિર્ગમન કર. પિતાના ઘરમાં નિ-રંતર રહેવાથી મારી કાંઈ પણ અવજ્ઞા થશે એવી તારે શં-કા પણ ન કરવી, આ ઘરમાં તારૂં આપેલું સર્વે જમશે અને પહેરશે તથા શુભ અશુભ જે તું કરીશ તેજ પ્રમાણ થશે.'

એ પ્રમાણે અમૃતની ધારા સમાન શીતળ વચનથી પિ-તાએ દુઃખી પુત્રીને આસ્વાસન આપી તેણીનો બળી મર-વાનો અધ્યવસાય દુર કરાવ્યો. પિતાના ઘરમાં રહેલી અને સંવિગ્ન ચિત્તવાળી ધનશ્રી પણ નિરંતર શ્રદ્ધાપૂર્વક પુણ્ય કૃત્યો કરવા લાગી. એમ કેટલોક કાળ નિર્ગમન થયા પ-છી પોતાના અપત્ય ઉપર અત્યંત વાત્સલ્યતા ધારણ કર-

નારા અને જન્મથી શુદ્ધ શ્રાદ્ધ ધર્મનું સેવન કરનારા તેના માતાપિતા કાળ કરી સ્વર્ગે ગયા. પોતાનાજ સ્વાર્થને વિષે તત્પર એવા ભાઇ ભોજાઇના વ્યવહારની વિષમતાથી મારો હવે કેમ નિર્વાહ થશે એમ સંકલ્પ વિકલ્પ કરતી ધનશ્રી માતાપિતાના મરણથી અત્યંત વિલાપ કરવા લાગી. તે સમયે બંને ભાઇઓ પિતાનું ઉર્ધ્વદેહિક કૃત્ય કરી અંતઃકરણના પ્રેમ પુર્વક ધનશ્રીને કહેવા લાગ્યા—'બ્હેન! હવે તમેજ માતાની જેમ અમારા ઘરમાં મુખ્ય છો! તમારી ભાભીઓને સર્વ કાર્ય કરવાની તમારેજ આજ્ઞા કરવી. તમારે આરંભના કાર્યથી અળગા રહી, ષડ્વિધ આવશ્યકમાં તત્પર રહી, સત્પાત્રને વિષે દાન આપતા પોતાનો જન્મ કૃતાર્થ કરવો.'

ભાઇઓના એવા વિનયોચિત વચનથી ધનશ્રી ભાભીઓ વગેરે સર્વે સ્વજન વર્ગમાં મુખ્ય ગણાવા લાગી. અનુક્રમે શોક રહિત થયેલી અને ડાહી ધનશ્રી ભાભીઓને સર્વ કાર્યને વિષે યથાયોગ્ય રીતે પ્રવર્ત્તાવવા લાગી. તેઓ પણ કુલીન અને શીલવતી હોવાથી તેની ઉપર પોતાની માતા પ્રમાણે સ્નેહ ધારણ કરવા લાગી. સંધ્યાકાળે ત્રણે જણીઓ સાથે આવશ્યક ક્રિયા કરે; પછી નિરંતર તત્ત્વ જાણવાની જિજ્ઞાસાવાળી તેઓ સાથે બેસી ધર્મ ચર્ચા કરે. જે ઘરમાં એવી ગુણિયલ, ધર્મિષ્ટ અને તત્વજ્ઞ સ્ત્રીઓ હોય તે ઘરની બલિહારી!'

હવે ધનશ્રી નિરંતર પોતાની ઇચ્છા પ્રમાણે દીન દુઃસ્થિત જનોને દયા દાન, સુપાત્રને વિષે દૂષણ રહિત શ્રદ્ધા દાન અને અર્થીજનોને ઔચિત્ય દાન આપે છે, તેથી લોકોમાં તેની ઘણી પ્રશંસા થવા લાગી. સ્ત્રીઓના સર્વકાળ એક સરખા વિચાર રહેતા નથી. તેઓના વિચાર પલટાતા વાર લાગતી નથી. ડાહી અને ભણેલી સ્ત્રીઓ પણ સહજ માત્રમાં ભૂલ કરે છે. તેઓનામાં સ્વાભાવિકપણે કેટલાએક

દોષ વાસ કરી રહ્યા હોય છે અને તેથી વિદ્યા સંપાદન કરી-ડહાપણ મેળવી-તેવા દોષને ઢાંકી દીધા હોય તો પણ કોઈ વખત ઉછાળા મારે છે. ધનશ્રીની ભાભીઓને પણ તેમજ થયું. એક દિવસ લોકોના મુખથી નણંદની પ્રશંસા સાંભળી, તેની ઉપર તેઓ સ્નેહવતી હતી તોપણ મનમાં જરા ખેદ પામી. તેઓના વિચાર ફર્યા. 'અહો ! આપણા ઘરમાં નણંદનો આટલો બધો શું સંબંધ કે તે આપણી ઉપર પણ કારભારીપણું ભોગવે'! એમ મનમાં વિચાર કર્યો. કાંઇક ઇર્ષા થઇ અને તેથી પાડોશણને મ્હોંએ બે ઉંચા નીચા વચન પણ કહ્યાં.

સ્ત્રીઓનો સ્વભાવ છે કે તેઓના અંતઃકરણમાં કંઇપણ વાત ગુપ્ત રહે નહિ. ભાભીએ પાડોશણને મ્હોંએ દીધેલી વાત પરંપરાએ નણંદ આગળ આવી. જાણીને હૃદયમાં અનુતાપ થયો. થોડીવાર વિચારી-મનનું એવી રીતે સમાધાન કર્યું કે-પ્રાયે સઘળા ઘરમાં ભાભીઓ તો એવીજ હોય છે, તેઓના વચનથી હૃદયમાં શો ખેદ કરવો ! પરંતુ હું આપુંછું-કરૂંછુ-વગેરે મારા કાર્ય મારા ભાઇઓને ન રૂચતા હોય તો ફોકટ મારે આ ઘરની આટલી વેઠ શામાટે કરવી? જો તેઓને આસ કાર્ય રૂચતા હોય તો ભાભીઓના આવા નિષ્ફળ વચનોથી કાંઇ ચિંતા નહિ. માટે ભાઇઓની મારી ઉપર કેવી આસ્થા છે તેની પરીક્ષા કરૂં.'

એક દિવસ મ્હોટો ભાઇ નજીકજ ઉભો હતો તે વખતે સંધ્યાકાળે થતી ધર્મચર્ચામાં ધનશ્રીએ પદ્મશ્રીને કહ્યું-'બહુ કહેવાથી શું વધારે છે પરંતુ જેમ બને તેમ પોતાની સાડી (માથરાંવટી) શુદ્ધ રાખવી એ સ્ત્રીઓનો ધર્મ છે.' બ્હેનનું તેવું વચન શ્રવણ કરી ખેદ પામતો ધનપતિ મનમાં વિચારવા લાગ્યો કે-નિશ્ચયે મારી સ્ત્રીએ શીલનો લોપ કર્યો છે. નહિ તો સત્ય, પથ્ય અને નિરવદ્ય વચન બોલનારી-શીલ શાલિની-સર્વ કાર્યને વિષે કુશળતા ધારણ કરનારી-

મારી બ્હેન તેણીને આવા શિક્ષા કેમ આપે! ક્લેશથી ઉ-
પાર્જન કરેલા દ્રવ્યવડે મેં એવી પુંશ્ચલીનું પોષણ કર્યું!
અહો! આટલા કાળસુધી મેં ફોગટ અસતી પોષણ કર્યું!
દોષને લીધે દુષ્ટતાવાળી તેણીના રૂપેકરીને મારે સર્યું!"

એમ સહજવારમાં અનેક તર્ક કર્યા. મનમાં સંદેહ પ-
ડી ગયો. મનુષ્યને કોઇ પણ માણસ વિષે સંદેહ—શક—પડે છે
કે તે તેના સર્વ કાર્ય દુષિત દેખે છે. તેમાં દંપતિમાંથી કોઇ-
ને એક બીજાનો શક પડે ત્યારે તો તેઓનો પ્યાર—પ્રેમ—ઝાં-
ખો પડી જાય, એક બીજાથી વિરકત થાય અને તેઓનો સ-
ર્વ સંસાર દુઃખમય થઈ જાય. ધનપતિને બ્હેનના વચનથી
તેવીજ અસર થઇ, પોતાની પ્યારી—વ્હાલી—સ્ત્રીથી ચિત્ત વિ-
રકત થઈ ગયું અને મનમાં સંકલ્પ વિકલ્પ કરતો વાસ ગ-
્રહમાં ગયો. સમય થયો એટલે પદ્મશ્રી પણ ત્યાં આવી. જો-
તાંજ—'હે પાપી! મને સ્પર્શ ન કરીશ, અહીંથી દૂર જા—એ-
વા કઠણ વચન કહી નિર્ભ્રંછના કરી.

પતિના એવા અકસ્માત કોપ વચનથી તિરસ્કાર પા-
મેલી સુંદરી આશ્ચર્ય પામી સડક બની ગઇ. આંખમાં અશ્રુ
આવી ગયાં. બોલી શકી નહિ. બોલવાની હિંમત પણ જ-
તી રહી. દૂર ઉભી રહી રૂદન કરતી પોતે શું અપરાધ ક-
ર્યો છે એમ વિચારવા લાગી. પતિએ ફરીને બોલાવી નહિ.
અપરાધ સુઝયો નહિ. તેથી કાંઈ પણ ગુન્હો થયો હોય તો
તે સંભારતી ત્યાંજ કેવળ ભૂમિ ઉપર સુઇ ગઈ. અત્યંત
અધૈર્ય ઉત્પન્ન થવાથી નિદ્રા આવી નહિ તેથી સ્વલ્પ જળ-
માં જેમ માછલી તરફડે તેમ તરફડતી તેણી તે ત્રિયામાં [રા-
ત્રી] શતયામા જેવી થઇ પડી. પ્રભાતે ઉઠી ઘરમાં આવી.
તેનું મુખ વીલું થઇ ગયું હતું ચેન પડતું નહતું અને જા-
ણે મ્હોટા દુઃખમાં પડી હોય તેમ નિશ્વાસ નાંખતી ઉદાસ
જણાતી હતી. ધનશ્રીએ તેણીને તેવી સ્થિતિમાં જોઈ. પા-
સે બોલાવી 'આજે કેમ ઊંચું મન છે, શા માટે તારૂં ચિ-

ત્ત ખેદ પામે છે? વગેરે' પુછ્યું; એટલે સરલ વૃત્તિવાળી તે-
ણીએ રાત્રે બનેલો સર્વ વૃત્તાંત યથાસ્થિત કહી બતાવ્યો તે
સાંભળી મનમાં હસતી તે બોલી હે મુગ્ધે! તું ખેદ-ચિંતા-
ન કર. તારો ભર્ત્તા તારી ઉપર ગુસ્સે થયો છે તે પ્રસન્ન થઈ
તારી સાથે પૂર્વની જેમ વર્ત્તે તે પ્રમાણે હું કરીશ.

પછી અવસર પામી પોતાની પ્રિયાના દુર્વૃત્તાંતથી વ્યા-
કુલ થયેલ ભાઇને ધનશ્રીએ કોમલ વચનથી પુછ્યું કે-'આ-
જે તારો ચ્હેરો ઉદાસ કેમ જણાય છે,? ઉત્તરમાં તેણે પોતા-
ની પત્નીની દુ:શીલતા જણાવી. એટલે ધનશ્રી બોલી-' ભા-
ઇ દ્વિતીયાની ચંદ્રકળામાં લાંછન આપવાની જેમ પદ્મશ્રીને
માટે આવું અસંભવિત કેમ બોલે છે? તેં કાંઇ એવું જોયું
અથવા સાંભળ્યું છે કે આવું બોલે છે? તે શિવાય એવી સ-
તીને માથે દોષનું આરોપણ કરવું તે ઉચિત નથી.'

તે બોલ્યો-બ્હેન! તું સર્વ જાણે છે છતાં મને શા માટે
પુછે છે? કાલેજ ઉત્તમ સ્ત્રીની સાડી મલીન ન જોઇએ વગેરે
વચનો કહી તું તેને શિખામણ નહોતી આપતી? માર્ગ ભ્ર-
ષ્ટ થયેલાને જેમ માર્ગ બતાવવો, સ્ખલના પામેલાને જે-
મ અવલંબન આપવું તેમ શીલ ભ્રષ્ટ થયેલ સ્ત્રીને શીલ શિ-
ક્ષા આપવી તે ઉચિત છે.

ધનશ્રી કાંઇક હસીને બોલી—' ભાઇ! તું વિદ્વાન ગ-
ણાય છે તોપણ તારે વિષે આવી મુગ્ધતા ક્યાંથી? જેથી તેં
આત્મગોષ્ઠીના વચનમાં એવા વ્યંગાર્થની કલ્પના કરી. અ-
મે તે સમયે ધર્મચર્ચા કરતાં હતાં તેમાં સ્ત્રીઓના ગુણ સં-
બંધી વાત કરતા હું બોલી હતી કે-આ ભવ અને પરભવ
બંનેથી ભ્રષ્ટ કરનાર અને અગ્નિવત્ નહિ ગુપ્ત રાખી શકાય
તેવું દૌશીલ્ય સંબંધી પાપ સ્ત્રીઓના સર્વ પાપ કર્મને વિ-
ષે મહત્ છે, તેથી ઉત્તમ સ્ત્રીઓએ પોતાની સાડી શુદ્ધ રા-
ખવી અર્થાત્ પોતાનું આચરણ શુદ્ધ રાખવું. એ વગેરે સર્વ
વાત આત્મગોષ્ટી કરતા સ્વભાવીકપણે મેં તેને કહી હતી પ-

રંતુ દોષમાં પ્રવૃત્તિ થઇ હોય તેની નિવૃત્તિને અર્થે તેને કહી નહતી. હે વીર! પતિવ્રતા સ્ત્રીઓને વિષે દુધમાં પુરાની જેમ એવા દૂષણની લેશમાત્ર શંકા ન કરવી.'

બ્હેનના વચનના વિશ્વાસથી પોતાના અસદ્ વિકલ્પને માટે પશ્ચાત્તાપ પામી તેવો વિચાર મનમાંથી કાઢી નાંખી ધનપતિ પૂર્વની જેમ પદ્મશ્રી ઉપર અત્યંત પ્રીતિ ધારણ કરવા લાગ્યો. એવીજ રીતે એક દિવસ નાનો ભાઇ ધનાવહ સમીપ ઉભો હતો તેવારે ધર્મવાર્ત્તા કરતા તેની સ્ત્રી કમલશ્રી પ્રત્યે ધનશ્રીએ કહ્યું 'હે શુભે! મનુષ્યોને રંજન કરનારા ઘણા વચન પ્રપંચે કરીને શું વધારે છે? સ્ત્રીઓનો એજ સત્ય ધર્મ છે કે હાથના ચોખા રહેવું.'

ધનાવહ તે સાંભળી મનમાં વિચારવા લાગ્યો-કે મારી સ્ત્રી કુલીન છે તોપણ તેનો ચોરી કરવાનો સ્વભાવ જણાય છે જેથી મારી બ્હેને તેણીને આ પ્રમાણે શિખામણ દીધી; જો તેમ ન હોય તો તે તેણીને એવા વચનો શામાટે કહે? સ્ખલના પામ્યા વિના અશ્વને પણ ચાબક મારવી ઉચિત નથી. એમ વિચારી મ્હોટા ભાઈની જેમ શંકા લાવી-ખેદ પામી ક્રોધાતુર થયો અને વાસગૃહમાં આવેલી સ્ત્રીની અત્યંત નિર્ભર્ત્સના કરી. પતિના એવા આચરણથી તે અત્યંત દુઃખ પામી પરંતુ જરા પણ સામે બોલી નહિં ઘણી અજ્ઞાન સ્ત્રીઓ પોતાનો પતિ યોગ્ય શિખામણ આપે છે અથવા ખરી ભૂલને માટે ઠબકો આપે છે તોપણ પતિની સામે થાય છે, પતિનો અનાદર કરે છે અને ઉલટી પતિને દોષિત બનાવે છે. કમલશ્રી તો ડાહી, કુલીન અને પંડિતા હતી તેથી અવશ્ય પોતાનો કાંઇ ગુન્હો થયોજ હશે એમ માની પતિના સર્વ વાકય સહન કરી રહી અને તે રાત્રી દુઃખમાંજ નિર્ગમન કરી. પ્રભાતે ધનશ્રીએ દુઃખી જાણી સર્વ વૃત્તાંત પુછયો અને તેણીએ યથાસ્થિત કહી બતાવ્યો. એટલે શીતળ વચનથી તેણીને આસ્વાસન આપી દુઃખ નિ-

મારા મ્હોટા પુત્ર સમુદ્રદત્તને યોગ્ય આ તમારી કન્યા છે. પોતે બંને એકધર્મી હોવાથી શંખશ્રષ્ઠીએ હર્ષ પામી તે સમયે અશોક શેઠના ચરણ પ્રક્ષાલન કરી પોતાની પુત્રીનો તેના પુત્ર સાથે વિવાહ કર્યો. અશોક શેઠ પણ ખુશી થઇ પોતાને ઘરે આવ્યા. લગ્ન મુહુર્ત્ત જોવરાવી લગ્નની તૈયારી કરી અને બંને વેવાઇઓએ વિવિધ પ્રકારના ઉત્સવ કર્યા. પછી શુભ લગ્ને સમુદ્રદત્ત અને સર્વાંગસુંદરીના લગ્ન થયા અને સર્વાંગસુંદરી પતિની સાથે સાકેતપુર આવી. ત્યાં દશ દિવસ રહ્યા પછી તેણીને પિતાને ઘરે તેડી લાવ્યા. તેણીને પીઅરમાં રહેતા કેટલાએક દિવસ થયા પછી પિતાની આજ્ઞાથી સમુદ્રદત્ત પોતે તેણીને તેડવા માટે શ્વસુરગૃહે આવ્યા. ત્યાં તેનો સારી રીતે આદરસત્કાર કરવામાં આવ્યો. પછી તે ઉપલેમાળે વાસગૃહમાં મળવા આવનારી સર્વાંગસુંદરીની રાહ જોઇને પલ્યંક ઉપર બેઠો. કામદેવની ધ્વજાસમાન સર્વાંગસુંદરી સુંદર શૃંગાર ધારણ કરી પતિને મળવા ત્યાં આવી નહિ તેટલામાં તેના પૂર્વ દુષ્કર્મના ઉદયે પ્રેરેલો કોઇ કૌતુકી વ્યંતર પુરૂષ આકૃતિ કરી ગવાક્ષમાં ડોકું કાઢી 'મારી પ્રીતિ પાત્ર સર્વાંગસુંદરી હજી સુધી કેમ અત્રે નથી આવી' એમ સ્પષ્ટ વાક્ય બોલી ચાલ્યો ગયો. સમુદ્રદત્ત તે વૃત્તાંત જોઇ-જાણી-અત્યંત ખેદ પામી મનમાં વિચારવા લાગ્યો કે-નિશ્ચયે સર્વાંગસુંદરીના રૂપથી વ્યામોહ પામી કોઇ દેવતા અથવા વિદ્યાધર નિરંતર તેની સાથે સુખ ભોગવવાને અત્રે આવે છે. નહિતો એ અત્રે આવીને એ પ્રમાણે શામાટે પુછે? માટે હું જાણું છું કે કુલકલંક લગાડનારી એ સુંદરી મૂળથીજ કુલટા હશે. બીજાને વિષે આસક્ત ચિત્તવાળી અને લજ્જા છોડી દીધેલી સ્ત્રીને પ્રસન્ન કરવાને પતિના સેંકડો ગુણો પણ અશક્ય છે. કહ્યું છે કે 'અકાળે વગર કારણે પતિ ઉપર ક્રોધ કરનારી અને પરપુરૂષ ઉપર પ્રીતિવાળી સ્ત્રીને પ્રસન્ન કરવાને ઇંદ્ર પણ અશક્ત છે.' એવી કુશીલવતી

સ્ત્રીનું કોણ ડાહ્યો પુરૂષ મુખ જોવે? માટે તે પાપીને છોડી દઇ હમણાંજ ચાલ્યો જઉં.' વિરક્ત ચિત્તવાળો તે એ પ્રમાણે વિચારી પતિવ્રતા સ્ત્રીનો ત્યાગ કરી ઘરને બીજે રસ્તેથી નીકળી પોતાના નગર તરફ ચાલ્યો. ઘરે જઈ ઉતરી ગયેલે મ્હોંએ સર્વ વૃત્તાંત પોતાના પિતાને એકાંતે કહ્યો. પિતાએ ધીરજ આપી-સ્નિગ્ધ વાક્યામૃતે શિતળ કરી તેને કહ્યું-વત્સ! કુળને કલંક લગાડનારી તે પુંશ્ચલીને અત્રે ન લાવ્યો એ સારૂં કર્યું. 'સ્ત્રી વિના હું શું કરીશ' એમ તારે મનમાં પરિતાપ ન કરવો. હું તને કુલવતી, શીલવતી અને રૂપ સૌભાગ્યની ભૂમિકા સમાન બીજી કન્યા તત્કાળ પરણાવીશ. પિતાના એવા વાત્સલ્યમય વચનોથી ખેદ અને વૈધુર્યનો ત્યાગ કરી તે મનમાં સુખી થયો.

હવે પદ્મશ્રી તથા કમલશ્રી દેવલોકથી ચવી કૌશલા નગરીને વિષે નંદ શ્રેષ્ઠીની પ્રીતિમતી નામે પત્નીથી લાવણ્ય અને સાંદર્યતાએ શ્રેષ્ટ શ્રીમતી અને કાંતિમતી નામની બે પુત્રી થઇ. કામદેવને ક્રીડા કરવાને વન સમાન યૌવન વય પ્રાપ્ત થઈ ત્યારે તેઓના શરીરનું અદ્દભુત સૌંદર્ય થયું. તે બંનેને પરસ્પર એવી પ્રીતિ હતી કે પલવાર પણ એક બીજીનો વિયોગ સહન ન કરી શકે. તે ઉપરથી તેના પિતાએ વિચાર કર્યો કે-એ બંનેને એક ઘરે પરણાવવી. પરંતુ ગમે તેટલો સ્નેહ હોય તોપણ શોક્યપણાનું વૈર દુર્નિવાર છે માટે એ બંનેનો ભર્તા એક ન જોઇએ. એમ વિચારી ગુણ, કુળ અને શીલવડે તે બંને બ્હેનોને યોગ્ય બે સગા ભાઇઓને શોધતો નંદશેઠ સાકેતપુર આવ્યો. ત્યાં અશોક શેઠના બંને પુત્રોને વિષે યોગ્યતા જાણી પોતાની બંને કન્યાનો તે બે ભાઇઓ સાથે વિવાહ કર્યો. શુભ દિવસ નિરધારી સમુદ્રદત્તના શ્રીમતી સાથે અને સાગરદત્તના કાંતિમતી સાથે લગ્ન કર્યાં. પૂર્વ જન્મની નિવિડ પ્રીતિને લીધે તે શીલવતી, ગુણવતી અને સૌભાગ્યવતી સ્ત્રીઓ ઉપર તેના ભર્તારની

અત્યંત પ્રીતિ થઇ અને તે દંપતિઓ પોતાનો કાળ સુખમાં નિર્ગમન કરવા લાગ્યા.

આણી તરફ સમુદ્રદત્ત શ્વસુર ગૃહેથી ગુપ્ત રીતે નીકળ્યો ત્યારપછી સર્વાંગસુંદરી શૃંગાર સજી દિવાનખાનામાં આવી. પરંતુ ત્યાં પોતાના પતિને ન જોવાથી અત્યંત ખેદ પામી વિચારવા લાગી કે અહો ! મને તેડવા આવેલ મ્હારા પતિ અહીંથી ક્યાં ચાલ્યા ગયા! શું તેઓ સંતાઇ ગયા હશે? શું તેઓ મારી પરીક્ષા કરતા હશે? હું તો તેના ઉપરજ સ્નેહવતી છું. કેમ તેઓ જણાતા નથી? ચોતરફ જોયું રાહ જોઇ—પણ પતિને જોયો નહિ એટલે વધારે ચિંતામાં પડી, મનમાં અનેક પ્રકારના તરંગ ઊઠવા લાગ્યા—શું તેઅણે મારો કાંઈ દોષ જોયો હશે તેથી મારો ત્યાગ કર્યો હશે? જો એમજ થયું હોય ને પ્રથમ સમાગમેજ મારી ઉપર દોષની અભિશંકા થઇ હોય તો મારે તો પ્રથમ કોળીએજ મક્ષિકા આવ્યા જેવું થયું. સ્નેહાલાપ કર્યા શિવાય મારો ભર્ત્તા મારી ઉપર ક્રોધાયમાન થયો તે સરોવરનું ખાંત કર્યા અગાઉ માંહે મગરે પ્રવેશ કર્યા જેવું થયું. વૈરી વિધાતાએ મારા હૃદયમાં પ્રસાર પામતી ઈંદ્રિય સુખની આશારૂપ વલ્લી આજે મૂળથીજ ઉખેડી નાંખી. હે દૈવ! દુઃશીલતાની ચાડી કરનાર ભર્તૃ ત્યાગ કરાવી મને શા માટે ફોકટ દુઃખી કરેછે! અરેરે ! પણ વિધાતાને શું દોષ દેવો ! તેમાંતો મારા પૂર્વકૃત કર્મનોજ દોષ છે. અશુભ કર્મના ઉદયથી નિઃસ્નેહી પતિ મને અત્રે મુકીને ચાલ્યો ગયો. ખેર ! બન્યું તે ખરૂં. મારેતો હવે શીલનીજ ઉપાસના કરવી એ નિશ્ચય છે તોપણ પરાપવાદને વિષે કુશળ મનુષ્યો મારૂં વિપરીત બોલશે તે કેમ સહન થશે? પતિતો અપરાધ વિનાજ મારો ત્યાગ કરી ગયો છે પણ હું માતા પિતાને શું મુખ દેખાડીશ? એમ વિલાપ કરતી સર્વાંગસુંદરી આર્ત્તધ્યાનમાં પડી. પછી કેટલીક વારે ત્યાંથી ઉઠી પિતા સમીપે જઇ લજ્જા સહિત સર્વ વાત

નિવેદન કરી. પિતાએ સર્વ ઠેકાણે શોધ કરાવી પરંતુ સમુદ્રમાં પડી ગયેલા રત્નની જેમ તે સમુદ્રદત્તનો મેળાપ થયો નહિ. પછી સર્વાંગસુંદરી પ્રત્યે કહ્યું-'બ્હેન! તું અધીરી ન થા. તારો પતિ કાર્યની ઔત્સુકયતાથી કોઈ ઠેકાણે ગયો હશે તે થોડા દિવસમાં આવી મળશે.' એમ મધુર વચને આશ્વાસન આપી તેણીને રાખી.

તે વાતને કેટલોક સમય ગયા પછી એક દિવસ સાકેતપુરથી આવેલા કોઇ માણસના મુખથી સાંભળ્યું કે-'પૂર્વની સ્ત્રીથી વિરક્ત ચિત્તવાળો થયેલ અશોક શેઠનો મ્હોટો પુત્ર રૂપ ગુણે શ્રેષ્ટ બીજી સ્ત્રીને પરણ્યો.' કર્ણને વિષે તપાવેલા સીસાની જેમ વ્યથા ઉત્પન્ન કરનારા તે સમાચાર સાંભળી શેઠ દિલગીર થયા. સર્વાંગસુંદરીને બોલાવી-પાસે બેસારી તે વાત કહી. પોતાના પતિએ બીજી સ્ત્રી સાથે પાણિગ્રહણ કર્યું એ વાત સાંભળી આશા ભંગ થયેલી તે મનમાં વિચારવા લાગી-'અહો! પાપનુંજ મૂળ અને અનંત પાપથી પ્રાપ્ત થયેલ સ્ત્રી જન્મને ધિક્કાર છે; કારણ કે સ્ત્રીઓનું સર્વ પ્રકારનું ઇંદ્રિય સુખ જન્મથી પરને સ્વાધીન હોય છે. જે વિષય સુખના વ્યામોહથી સ્ત્રીઓ પતિના ઘરમાં દાસીની જેમ નીચ કાર્યો કરે છે તે વિષય સુખને ધિક્કાર હો! આ સંસારને વિષે પુણ્ય વગરના પ્રાણિઓ વિષય સુખની આશંસારૂપ તૃષ્ણાથી ચપળ ચિત્તવાળા થઇ ફોકટ કલેશ સહન કરે છે! કેટલાક કામ વિવ્હલ મનુષ્યો તંદુલ[૧] મત્સ્ય-

---

૧ તંદુલમત્સ્ય-મગરની આંખની પાપણમાં થાય છે. જ્યારે મગર પાણી ભેગા કેટલાક માછલાંને પોતાના મુખમાં લે છે ત્યારે તેના દાંતની પોલમાંથી કેટલાક માછલાંઓ નીકળી જાય છે. તે વખતે તંદુલમત્સ્ય એવી કલ્પના કરે છે કે જો હું હોત તો એક માછલાંને પણ જવા દેત નહી. આવી ફોગટ કલ્પના કરી પાપ બાંધે છે અને તે મરીને સાતમી નરકે જાય છે.

ની જેમ અસત્ ભોગની પ્રાર્થના કરતા ફોકટ આભવ અને પરભવથી ભ્રષ્ટ થાય છે! મારે પણ તેમજ થયું. હું અત્યાર સુધી વિષય સુખની આશાથી નિઃસ્નેહી પતિ ઉપર પણ ફોકટ સ્નેહ ધારણ કરી તેનું ચિંતવન કર્યા કરતી પણ તેથી કાંઇ લાભ થયો નહિ. એ કરતાં જો ધર્મકાર્યનું ચિંતવન કર્યું હોત તો ઘણો લાભ થાત; કારણકે ઉત્કૃષ્ટ સંપત્તિ, દીર્ઘ ભોગ, મહાત્મા જનોની પ્રીતિ એ સર્વે પુણ્યના યોગે થાય છે. અથવા અનંત જ્ઞાનાનંદનો જામીનરૂપ યોગ એજ શ્રેયસ્કર છે કારણકે પ્રાણી અનાદિ ભવના અભ્યાસથી જળની જેમ નીચગામી હોવાથી નિત્ય પાપક્રિયાને વિષે રક્ત થઇ ધર્મને જાણતા પણ નથી. કેટલાએક જાણે છે. પણ ચારિત્રાવરણીના ઉદયથી તે પ્રમાણે શ્રદ્ધા ધારણ કરી ગૃહસ્થપણું છાંડવાને સમર્થ થતા નથી; અને ગૃહસ્થપણાને વિષે તો ધર્મ કયાંથી સચવાય? કારણ કે તેમાં તો આરંભથી બ્હીનારા મનુષ્યોને પણ ઊદર પોષણને અર્થે નિરંતર ષટ્કાયના જીવની વિરાધના કરવી પડે છે. માટે મારે તો હવે સ્વર્ગ અપવર્ગની નિઃશ્રેણી, શાંત રસની ઝરણી અને દુઃખથી ઊત્પન્ન થયેલ દાહનું શમન કરવાને પરમ ઔષધિ સમાન તપસ્યા તથા દીક્ષાજ અંગીકાર કરવી યુક્ત છે.' એમ વિચારી વિષય સુખની તૃષ્ણાથી વિરક્ત થઇ દુઃખથી ઊત્પન્ન થયેલ જ્ઞાન ગર્ભિતવૈરાગ્ય રંગથી રંગાઇ, પિતા સમીપે જઈ બોલી-પિતાજી! આ બીચારીને મૂળથી તેના પ્રિયાભાસે[1] છોડી દીધી એમ વિચારી મારા દુઃખથી દુઃખી થઇ તમારે ચિત્તમાં સંતાપ ન કરવો. હું પ્રથમથીજ પરબ્રહ્મ સંબંધી અનંત સુખને વિષે સ્પૃહાવાળી અને દુઃખમય સંસારનો ત્યાગ કરવાની ઇચ્છાવાળી હતી અને તેમાં પતિ તરફથી ઇચ્છા પ્રમાણે અનુમતિ મળી એ નૃત્ય કરવાની ઇચ્છા રાખનારને મૃદંગના ધ્વનિ જેવું થયું. હવે આપ પણ મારા સર્વ અ-

૧ નામનાજ પતિએ.

પરાધ ક્ષમા કરી મને આજ્ઞા આપો એટલે હું પ્રવ્રજ્યા અંગીકાર કરીશ.'

શ્રેષ્ઠીએ સમયને ઉચિત વિચાર જાણી-હર્ષ પામી-સર્વ સ્વજનની સમક્ષ શુભાશયવાળી સર્વાંગ સુંદરીને દીક્ષાની અનુમતિ આપી. પછી સર્વ આત્મદ્રવ્ય સાતક્ષેત્રને વિષે વાપરી મ્હોટા ઉત્સવ પૂર્વક સુવ્રતા નામે આર્યાની પાસે તેણીએ પ્રવ્રજ્યા અંગીકાર કરી. શ્રદ્ધા અને આચારે યુક્ત તથા પાપ કર્મથી વિયુક્ત તે નિરંતર સ્વાધ્યાય અને અધ્યયનમાંજ પોતાનો કાળ નિર્ગમન કરવા લાગી. અભિમાન અને ક્રોધનો તો તેણીએ ત્યાગ કર્યો હતો, ઉત્તમગતિને યોગ્ય સર્વ ગુણ ધારણ કર્યા હતા, છઠ અઠમાદિ ઉત્કૃષ્ટ તપને તપતી હતી અને અપ્રમત્તપણે સમ્યક્ પ્રકારે સંયમ પાળતી હતી. પોતાની ગુરૂણીની સાથે પૃથ્વીમાં વિહાર કરતા એક દિવસ તેઓ સાકેતપુર આવ્યા. શ્રીમતી અને કાંતિમતીએ ત્યાં આવી પ્રવર્ત્તનીને વંદન કર્યું અને પછી સર્વાંગ સુંદરી વગેરે અન્ય સાધ્વીઓને પણ વંદન કર્યું. કાંઇક આ ભવના સંબંધથી અને પૂર્વભવના સ્નેહથી તેઓની સર્વાંગસુંદરી ઉપર અધિક પ્રીતિ થઇ. પછી તેની સમીપે પ્રવર્ત્તનીએ નિવૃત્તિ માર્ગને દેખાડનારી અને પાપનો નાશ કરનારી ધર્મ દેશના આપી. તે સાંભળી મિથ્યા દર્શનની વાસનાનો ત્યાગ કરી શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. ભદ્રક પ્રકૃતિવાળા મનુષ્યો સુમાર્ગે તરતજ અનુસરે છે, તેમ તેઓ પણ શ્રાવકના અનુષ્ટાન સૂત્રો શિખવાને ઉદ્યુક્ત થઇ અને તે માટે હમેશાં સર્વાંગસુંદરી પાસે આવવા લાગી.

એક દિવસ તેઓના પતિએ તે બંનેને પુછ્યું કે-'તમે હમેશાં ક્યાં જાઓ છો?' ત્યારે તેણીઓએ સ્પષ્ટ રીતે કહ્યું કે સુવ્રતા સાધ્વીની સાથે સર્વાંગસુંદરી અત્રે આવી છે તેને વંદન કરવા જઇએ છીએ.

તેઓ સર્વાંગસુંદરી ઉપરના માત્સર્ય ભાવથી બોલ્યા કે-તે સર્વાંગસુંદરીની સંગતિ ઠીક નથી, માટે તમારે નિરંતર ત્યાં ન જવું.' તોપણ તેઓ નિરંતર ઉપાશ્રયે આવતી અને તેઓના ભર્તાર ઇર્ષ્યા ભાવથી વારંવાર ત્યાં આવવાનો નિષેધ કરતા. પછી એક દિવસે તેઓએ પ્રવર્ત્તની સમીપે વિનય પૂર્વક કહ્યું કે-'અમે નિરંતર ઘર શુન્ય મુકી અત્રે આવીએ છીએ તેથી અમારા ભર્ત્તાર અમારી ઉપર ગુસ્સે થાય છે માટે આપ કૃપા કરી સર્વાંગસુંદરીને અમારે ઘરે શિખવવા આવવાની આજ્ઞા કરો, જેથી થોડા સમયમાં ઉચિત જ્ઞાન અમે મેળવી લઇએ' પ્રવર્ત્તનીએ[1] શ્રાદ્ધ ધર્મનો વિધિ શિખવવા માટે તેઓને ઘરે જવાની સર્વાંગસુંદરીને આજ્ઞા આપી અને તે પ્રતિદિન જવા લાગી. ત્યાં હંમેશા તેને આવતી જતી તેના ભર્તારે દીઠી. તેણે શ્રીમતી તથા કાંત્તિમતીને કહ્યું કે તમે આનો સમાગમ બહુ રાખો છો તેનું સારૂં પરિણામ નહિ આવે. પોતાના ભર્તાર હમેશાં તેવી શિખામણ આપે છે તોપણ ધર્મને વિષે આસ્તિકતાને લીધે તથા પુર્વ ભવના સ્નેહને લીધે તેઓએ તેનું વચન જરા પણ માન્યું નહિ અને સર્વાંગસુંદરીનો પરિચય વધારે વધારે રાખવા માંડયો.

એક દિવસ ગ્રીષ્મઋતુમાં શ્રીમતી પોતાના વાસગૃહમાં સર્વાંગસુંદરીની સાથે ધર્મગોષ્ટી કરતી હતી. તે સમયે ઘણા ઉકળાટને લીધે પોતાના કંઠમાં પહેરલ મોતીનો હાર કાઢીને તેણે પાસે મુકયો. થોડીવારે કાંઇક કામ આવી પડયું એટલે તે ઉઠીને બહાર ગઇ. આ વખતે સર્વાંગસુંદરીને-પોતે પુર્વભવે ચૌર્યભાવ સૂચક કપટ વચન બોલી હતી-તે કર્મ ઉદય આવ્યું. પોતે એકલી બેઠી છે તેવામાં ભીંત ઉપરથી ચિત્રેલ મોર નીચે ઉતરી તે હાર તત્કાળ ગળી જઇ હતો તેમ બેસી ગયો. એવો અસંભવિત બનાવ જોઇ તે વિસ્મય

1 મુખ્ય સાધ્વી.

પામી અને મારે માથે ચોરીનો અપવાદ આવશે એમ ધારી ખેદ પામી. મનમાં વિચારવા લાગી કે હમણા શ્રીમતી અત્રે આવીને મનેજ પુછશે કે-'મેં અહીં હાર મુકયો હતો તે કયાં ગયો?' તે વખતે હું તેણીને શું ઉત્તર આપીશ! અગર જો કે મેં સાક્ષાત જોયું તોપણ તે અસંભવિત વાત કહીશ તો મારે માથે મૃષા ભાષણનું બીજું લાંછન ચોટશે અને જરૂર મનેજ ચોર ગણશે. બીજો ઉત્તર આપવો તે યુક્ત નથી માટે મારે અહીંથી ચાલ્યા જવું એજ ઠીક છે.' એમ ધારી તે ત્યાંથી નીકળી ઉપાશ્રયે આવી. શ્યામ મુખવાળી તેણીએ ઉદાસ વૃત્તિએ જે વૃત્તાંત જોયો હતો તે યથાસ્થિત્ પ્રવર્તિનીને કહી બતાવ્યો.

તે બોલ્યા-ભદ્રે! પુર્વકૃત કર્મના ઉદયથી કોઇ કુતુહલી દેવતાએ ચિત્રગત મોરમાં પ્રવેશ કરી તે હાર ગળ્યો હશે તારે તેથી જરા પણ ખેદ ન ધરવો, કારણ કે શુભાશુભ કાર્ય બનવામાં પ્રાણીને પૂર્વકૃત કર્મજ હેતુરૂપ છે. માટે કાંઇ પણ સુખ દુઃખ આવી પડે ત્યારે હર્ષ વિષાદ ન ધારણ કરતા ફરી તેવો પ્રસંગ ન આવે તેવું આચરણ કરવું. જો હર્ષવિષાદ ધારણ કરવામાં આવે અને મનુષ્ય આર્ત્તધ્યાનને વશ પડે તો પાછા નવા કર્મો બંધાતા જાય અને તેના વિપાક ભોગવવાજ પડે; તેથી તત્વજ્ઞ જનોએ તો શુભ અથવા અશુભ જે પ્રસંગ આવી પડે તે ભોગવી લેવો અને તેમાં તત્વનો વિચાર કરવો.

ગુરૂણીજીની તેવી શિક્ષાથી સંતોષ પામી-માધ્યસ્થવૃત્તિ ધારણ કરી સર્વાંગસુંદરી મનમાં આ પ્રમાણે વિચારવા લાગી-'જેના આવા દુઃસહ ફળ ભોગવવા પડે છે એવું પુર્વે મેં શું કર્મ કર્યું હશે? પ્રાણી પાપકર્મ સહજ. માત્રમાં અથવા રમત માત્રમાં કરે છે પણ તેના વિપાક અસંખ્ય જન્મ સુધી ભોગવવા પડે છે. દુષ્કર્મથી મલિન આત્મા જ્યાં સુધી સુધ્યાન, સદનુષ્ટાન અને તપ રૂપ જળથી નિર્મળ થઈ

પોતેજ યથાતથ્ય આત્મ સ્વરૂપને જોતો નથી ત્યાં સુધી સં-
સારને વિષે નાના પ્રકારના રૂપથી ભિન્ન ભિન્ન યોનિને
વિષે વિડંબના પામે છે. જો મૈત્રી[1], પ્રમોદ, કારૂણ્ય અને મા-
ધ્યસ્થ એ ચાર ભાવના ચિત્તમાં સ્થિર થાય તો પરમબ્રહ્મ
પદવી જરા પણ દૂર નથી.' એવી રીતે સત્ય સંવેગ રંગથી
રંગાયેલી સર્વાંગસુંદરી શુકલ ધ્યાન ધ્યાતી ઘાતી કર્મનો
ક્ષય કરી કેવળજ્ઞાન પામી. તે સમયે નજીકના દેવતાઓએ
આવીને જયજયારવ કર્યો તથા દેવદુંદુભી વગાડી રાજા
અમાત્ય શેઠ સાહુકાર અને બીજા શ્રદ્ધાળુ, નગરજનો તે
વૃત્તાંત સાંભળી તેને નમસ્કાર કરવાને તથા ધર્મદેશના શ્ર-
વણ કરવાને ત્યાં આવ્યા.

અહીં શ્રીમતી જ્યારે વાસગૃહમાં આવી અને ચોતરફ
તપાસ કરી પણ હાર ન જોયો ત્યારે સર્વ પરિજનને બો-
લાવી પુછયું કે 'અહીંથી હાર ક્યાં ગયો?'

તેઓએ ઉત્તર આપ્યો-'અમે કોઈ હાર વિષે કાંઇ જા-
ણતા નથી અને સાધ્વી શિવાય બીજું કોઇ અંદર ગયું
નથી.'

તે સાંભળી ક્રોધાતુર થઇ શ્રીમતી બોલી-એવું અસં-
બંધ શું બોલો છો? જેની રત્ન અને પથ્થર, માટી અને

---

1 आर्या.

परहितचिंता मैत्री परदुःखनिवारिणी तथा करुणा ।
परसुखतुष्टि मुदिता परदोषोपेक्षणमुपेक्षा ॥ १ ॥

ભાવાર્થ—જગતના સર્વ પ્રાણીઓ પાપ ન કરો દુઃખી
ન થાઓ કર્મથી મુકાઓ એમ સર્વનું જે હિત ચિંતવવું
તે મૈત્રી: પરજનના દુઃખને નિવારણ કરવામાં તત્પર રેહેવું
તે કરૂણા; બીજા માણસને સુખી દેખી આનંદ પામવો તે
પ્રમોદ; અને દોષિત માણસને જોઇને તેના દોષની ઉપેક્ષા
કરવી તે ઉપેક્ષા અથવા માધ્યસ્થ ભાવના.

સુવર્ણ તથા શત્રુ અને મિત્રને વિષે સમાન દ્રષ્ટિ છે એવી સાધ્વી તે કદી પણ ગ્રહણ ન કરે; માટે વિચારીને બોલો અને તપાસ કરો.

હાર ગયો છે એવી વાત શ્રીમતીના પતિ સમુદ્રદત્તે તથા દીયર સાગરદત્તે જાણી એટલે તેઓ હાસ્ય અને ઈર્ષ્યા પૂર્વક બોલ્યા—'અમે કહેતા હતા કે એ સાધ્વી ગુણવંતી નથી પણ તમે અમારૂં વચન માનતા નહુતા તે આજ જણાયું. નિશ્ચય હાર તે સાધ્વીજ લઇ ગઈ હશે.'

શ્રીમતી બોલી–'તમે ફોકટ કર્મ શામાટે બાંધો છો. એવા હજાર હાર હોય તોપણ સાધ્વી તેનો સર્પની જેમ દૂરથીજ ત્યાગ કરે.'

એમ કાંઇક ઇર્ષ્યાથી કાંઈક પ્રેમથી તેઓ પરસ્પર વાદવિવાદ કરે છે તેવામાં શ્રીમતીના વાસગૃહની ભીંત ઉપર ચિત્રેલ મોરના મુખમાંથી હાર નીકળતો જોઇ તેઓ આશ્ચર્ય પામ્યા. સમુદ્રદત્તે તત્કાળ તેના મુખથી ખેંચી લઇ લજ્જા પુર્વક પોતાની પ્રિયાને આપ્યો. સર્વે વિચારમાં પડી ગયા. સમુદ્રદત્ત તથા સાગરદત્ત પોતાની ભૂલને માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને સર્વ લોકોને જતા જોઇ એ અસંભવિત વૃત્તાંતનું નિદાન જાણવાની ઇચ્છાથી તેઓ પણ કેવળજ્ઞાન ધારણ કરનાર સર્વાંગસુંદરી સાધ્વીની પાસે આવ્યા. ત્યાં સમ્યક્ પ્રકારની જ્ઞાન કળાથી જેણે અખિલ વિશ્વના ભાવ જાણેલા છે એવી તે સતીએ સર્વની સમક્ષ ધર્મ દેશના આપવા માંડી—

'કદી જોયું ન હોય; કદી સાંભળ્યું ન હોય અને જે સંબંધી મનમાં કદી કલ્પના પણ ન થઇ હોય એવા આશ્ચર્યમય કાર્યો કર્મને લીધે હેલા માત્રમાં બને છે.. પ્રાણીને સંસારમાં કર્મજ નાના પ્રકારની વિડંબના પમાડે છે. વિધિ, વિધાતા, નિયતિ, કાળ, પ્રકૃતિ, ઇશ્વર, દૈવ વગેરે કર્મનાજ પર્યાયી શબ્દો છે. તેમાં જેને જે યોગ્ય લાગે તે શબ્દો અ-

થી જનો બોલે છે. પ્રાણીને થતા, થયેલા અને થવાના સર્વ દુ:ખનું નિદાન તત્વજ્ઞ પુરૂષોએ કર્મજ વર્ણવ્યું છે. માટે મુક્તિ માર્ગને વિષે અર્ગલા સમાન તે કર્મને છેદન કરવાની ઈચ્છાવાળા મનુષ્યે જ્ઞાન, શ્રદ્ધા અને આચરણ પૂર્વક ધર્મ આદરવો એટલે ધર્મ સંબંધી જ્ઞાન મેળવવું, તે ઉપર શ્રદ્ધા ધારણ કરવી અને તેજ પ્રમાણે આચરણ રાખવું.'

દેશનાંતે સમુદ્રદત્તે વિનય પૂર્વક પુછયું-'ભગવતિ! ચિત્રગત મયુર હાર ગળી જાય એ શું?'

તેઓ બોલ્યા-'કર્મ પ્રેરિત દેવતાના આશ્રયથી જેમ ગવાક્ષને વિષે પ્રત્યક્ષ પુરૂષ બોલ્યો તેમ ચિત્રગત મોર હાર પણ ગળે.'

સમુદ્રદત્તે પુછયું-'તે શું કર્મ અને કોણે-કયારે કર્યું?

તેઓ બોલ્યા-'પૂર્વ ભવે મેં કપટ વચન બોલી તે કર્મ ઉપાર્જન કર્યું હતું તેના વિપાક આ ભવને વિષે મારે ઊદય આવ્યા.' પછી બીજા જીવોના પ્રતિબોધને અર્થે પોતાનો પૂર્વ સંબંધી સર્વ વૃત્તાંત વિસ્તારથી કહી બતાવ્યો. સમુદ્રદત્ત, સાગરદત્ત, શ્રીમતી અને કાંતિમતી-એ ચારે જણા કેવળ જ્ઞાનીના મુખથી તે વૃત્તાંત શ્રવણ કરી પુર્વ ભવે અનુભવેલ સર્વે સંબધ જાણે હમણાજ જોયો હોય તેમ સ્મરણ કરવા લાગ્યા અને હૃદયમાં વિચારવા લાગ્યા કે 'આ ભવને વિષે શુભાશુભ પ્રાપ્ત કરીને, કેટલાક આ ભવમાંજ લીન થનારા મનુષ્યો પૂર્વ પરની વાત જાણતા નથી અથવા વિચારતા નથી. વળી માતા, પિતા, ભાઇ, બ્હેન, સ્ત્રી, ભર્ત્તા વગેરે સંબંધના સ્નેહથી આર્દ્રચિત્તવાળા પ્રાણીઓ પરસ્પર પરભવમાં અન્ય અન્યરૂપતાને પામે છે તે પણ જાણતા નથી. આપણે પણ પૂર્વનો પરસ્પર સંબંધ ન જાણતા આ ભવમાં જ લીન થઇ જેવા તેવા સંકલ્પ વિકલ્પ કર્યા.' પોતે ધર્મથી પરાઙ્મુખ રહી પૂર્વ કર્મનો વિચાર ન કરતા આ ભવના સંબંધમાંજ લીન થયા હતા તેથી તેઓ આ પ્રમાણે પશ્ચા-

તાપ કરવા લાગ્યા. પોતે શુદ્ધ સાધ્વીને વિષે પણ અસત્ દોષની આશંકા કરી તેથી સમુદ્રદત્ત વધારે ખેદ પામ્યો અને રાગદ્વેષથી વિમુક્ત સર્વાંગસુંદરીના ચરણ કમળમાં પડી લજ્જા પૂર્વક પોતાની અજ્ઞાનતા જણાવી.

પછી તે ચારેએ સંસારની અસારતા જાણી સાથે દીક્ષા અંગીકાર કરી અને કેવળજ્ઞાનીની શિક્ષા હૃદયમાં ધારણ કરી શુદ્ધ ચારિત્ર પાળવા લાગ્યા. તપ, ધ્યાન, ક્રિયા અને ઊદ્યોગરૂપ જળવડે સમગ્ર પાપ પંકથી શુદ્ધ થઇ કેવળજ્ઞાન પામ્યા કેવળી અવસ્થામાં ઘણા વર્ષ વિચરી પુર્વ સંબંધી બાકી રહેલ સર્વ પાપના ક્ષય કરી અનુક્રમે સર્વ અર્થની સિદ્ધિ પ્રત્યે પામ્યા, અર્થાત્ તેઓ સર્વ સિદ્ધિગતિના પ્રાહુણા થયા. એ પ્રમાણે પુર્વ ભવમાં ભોજાઇને પીડા પ્રાપ્ત કરાવનાર વાકય બોલાવાથી ધનશ્રીને એવા વિપાક ભોગવવા પડયા માટે બુદ્ધિમાન્ જનોએ કોઇને પણ દુઃખપ્રાપ્ત થાય તેવું કાર્ય મન વચન કાયાથી કરવું નહીં, બીજા પાસે કરાવવું નહિ અને કોઈ તેવું કાર્ય કરતું હોય તો તેની અનુમોદના કરવી નહિ.'

એ પ્રમાણે શ્રવણને વિષે અમૃત સમાનસુખ આપનારી મુનિ મહારાજાની વાણી શ્રવણ કરીને પાપકર્મના વિપાકથી બ્હીનારા અને દુરંત સંસાર કારાગારથી વિમુક્ત બુદ્ધિવાળા દેવદ્વિજ તથા સરસ્વતી અભંગવૈરાગ્યને પામ્યા. પછી જયેષ્ટ પુત્રને સર્વ કુટુંબભાર સોંપી, ચૈત્યને વિષે અઠ્ઠાઇ મહોત્સવ કરી તેઓએ પ્રવ્રજ્યા અંગીકાર કરી. બીજા ઘણા દુઃખ દુર્ગતિથી ભીરૂ મનુષ્યોએ યથાયોગ્ય રીતે સાધુ ધર્મ અથવા શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. દેવદ્વિજ અને સરસ્વતી સમ્યક્ પ્રકારે ચારિત્ર પાળી આયુક્ષયે કાળ કરી દેવલોકમાં ગયા. ત્યાંથી મનુષ્ય ભવ પામી અનુક્રમે શિવસુખ પ્રાપ્ત કરશે.

વાર્ત્તાની સમાપ્તિ થઇ. પતિએ પોતાનો ત્યાગ કર્યો હતો તોપણ સરસ્વતિ તપસ્યા કરતી શીળ સાચવતી અને

ધર્મ ધ્યાનમાં વર્ત્તતી સમતા ભાવે રહી, પતિને કષ્ટ પડયું ત્યારે દૂર દેશાંતર જઇ કષ્ટનું નિવારણ કર્યું અને શ્વસુર કુટુંબના સર્વે મનુષ્યોને ધર્મમાં જોડવા પ્રયત્ન કર્યો તેવી રીતે સર્વે સ્ત્રીઓએ વર્ત્તવું; પોતાને પુત્ર ન હતો તોપણ ધનેશ્વર શેઠ અને તેની સ્ત્રી લક્ષ્મી પોતાના ધર્મથી વિપરીત રીતે ન વર્ત્યા અને સદાકાળ જિનેશ્વર ભાષિત ધર્મ ક્રિયામાંજ ઉદ્યુક્ત રહ્યા તો તેઓના મનવંછિત ફળ્યા' તે દ્રષ્ટાંત લઈ સર્વે દંપતીઓએ તે માર્ગે અનુસરવું; ધનશ્રી ધર્મોપદેશમાં પણ બીજાને દુઃખ થાય તેવા કપટ વચન બોલી તેથી તેને પરભવમાં તે કર્મના વિપાક ભોગવવા પડ્યા એમ વિચારી કોઇને પણ દુઃખ પ્રાપ્ત થાય તેવું વચન ન બોલવામાં ઉદ્યુક્ત રહેવું; અને મનુષ્ય જન્મ વગેરે સર્વ સામગ્રી પ્રાપ્ત થયા છતાં પ્રિયંગુશેઠ મોહને વશ પડી સંસાર અટવીમાં ભમ્યો અને સરસ્વતી તથા દેવદિન્ન મોહનો ત્યાગ કરી ભવારણ્યનો પાર પામી શ્રેષ્ઠ સુખ પામ્યા એ વૃત્તાંત સર્વેએ હૃદયમાં કોરી રાખી મોહનો ત્યાગ કરવો એજ આ વાર્તાનો સાર છે.

## કામલક્ષ્મી.

ભરતક્ષેત્રમાં વિશાળપુર નગરને વિષે સૂર્ય સદશ તેજવાળો સૂરતેજ નામે રાજા હતો. એ રાજા સરલ પ્રકૃતિવાળો, સૌમ્ય, કૃતજ્ઞ, દાક્ષિણ્યવંત, ક્ષમાશીળ, ગંભીર, પરદુઃખનો જાણનાર અને કામદેવ શદશ રૂપવંત હતો. નગરના સર્વ બ્રાહ્મણોમાં મુખ્ય અને સર્વ વિદ્યામાં કુશળ વેદવિચક્ષણ નામે બ્રાહ્મણ તે રાજાનો પુરોહિત હતો. એક દિવસ તે પુરોહિત રાજસભામાંથી ઘેર જતો હતો તેવામાં માર્ગને વિષે એક અત્યંત રૂપવંત સ્ત્રીને જોઇ. તેણીએ જાડા કાંબલાના સર્વે વસ્ત્રો પહેર્યા હતા; માથે દુધ, દહીં અને છાશના વાસણ હતા તેથી તે કોઇ આહીરની સ્ત્રી હોય એવું જણાતું હતું.

તેણીનું તેવું રૂપ અને તેવો વેશ જોઈ ખેદ પામી પુરોહિત મનમાં વિચારવા લાગ્યો કે-'અહો અયોગ્ય કર્મ અને અયોગ્ય વેશથી વિધાતા આ સ્ત્રી રત્નને કેવી વિડંબના પમાડે છે! વિધિ રત્નદુષી છે એ કહેવત આ સ્ત્રીને ખરેખરી લાગુ પડે છે.' એવો વિચાર કરે છે તેવામાં આલાનસ્થંભને ઉખેડી નાંખી નિરંકુશપણે ભમતો રાજાનો મદોન્મત્ત હાથી ત્યાં આવ્યો. પ્રત્યક્ષ કાળ સદૃશ ભયંકર મતંગજને જોઈ સર્વ લોકો ચોતરફ નાસવા લાગ્યા. રસ્તામાં સર્વત્ર કોલાહલ થઈ રહ્યો. તે આભીરણી પણ હસ્તિને આવતો જોઇ દોડી, પરંતુ કોઇ પાણી ભરીને આવનારી સ્ત્રીનીસાથે અથડાવાથી તે બંને પડી ગઇ. પડી જવાથી બંનેના પાત્રો ભાગી ગયા પરંતુ આભીરણી કાંઇ પણ શોક કર્યાવિના એમને એમ ઉભી થઈ અને પાણી ભરનારી સ્ત્રી રૂદન કરતી ઉભી થઈ. તે જળવાહક સ્ત્રીને રૂદન કરતી જોઇ પુરોહિતને દયા આવી તેથી ત્યાં જઇ તેણીને કહ્યું-'બ્હેન તું આમ રૂદન શામાટે કરે છે? અકસ્માત બનવાનું હતું તે બન્યું.'

તે રોતી રોતી બોલી-'ભાઇ! મારૂં રૂદન કરવાનું કારણ સાંભળો. મારી સાસુ સ્વભાવથીજ દુષ્ટ પ્રકૃતિવાળી છે તે મારી ઉપર ક્રોધાયમાન થશે. આજે બે કુંભ ભાગીજવાથી તે મને ઘરમાં પણ પ્રવેશ કરવા નહિ દે અને ભોજન પણ નહિ આપે. વળી કેટલાંએક કડવાં વચન બોલી મને સંતાપ પમાડશે અને કહેશે કે આજના તારા ભોજનના મૂલ્યે બે ઘડા લઇશ. એ કારણથી હું રૂદન કરૂં છું.' તેને એ પ્રમાણે દુઃખ પામતી અને રૂદન કરતી જોવાથી તે દયાળુ પુરોહિતે તેણીને બે કુંભનું મૂલ્ય આપ્યું એટલે તે બાઈ ચાલી ગઇ.

પછી પોતાના દહીં વગેરેના ભરેલા પાત્રો પડવાથી પણ આભીરણીના મનમાં કાંઈ પણ લાગણી થઈ નથી એવું જોઇ વિસ્મય પામી પુરોહિતે તેણીને પુછયું-'બ્હેન! તારા દહીં અને છાશથી ભરેલા ભાજનો ફુટી ગયા તેથી તને તે બાઇ

કરતાં વધારે હાનિ થઈ છે તોપણ તારા મનમાં કેમ સંતાપ થતો નથી ?'

કાંઇક હસીને આભીરણી બોલી–કહેવત છે કે "બહુ દુઃખીયાને દુઃખ નહિ અને બહુ રણીયાને રણ નહિ. ઘણા દુઃખથી મારૂં હૃદય વજ્ર સમાન થયેલું છે તેથી હું રૂદન કરતી નથી."

આ બીચારીને શું એવું દુઃખ પડ્યું હશે એમ વિચારી કોમળ ચિત્તવાળો પુરોહિત બોલ્યો–'બ્હેન ! તારો વૃત્તાંત સાંભળવાને ઇચ્છુંછું માટે કહે.'

તે બોલી–'પોતાને અને પરને લજ્જા પ્રાપ્ત કરાવનારૂં દુશ્ચરિત્ર, જંઘાની જેમ ન પ્રકટ કરવામાંજ શોભા છે; તોપણ તમને સર્વ પ્રાણી ઉપર દયાળુ અને દુઃખજ્ઞ જાણી મારો વૃત્તાંત નિવેદન કરીશ. માટે તમે એકલા પાસેના ઓટલા ઉપર આવો એટલે હું મારી વાત શરૂ કરૂં.'

તેણીના એવા વચનથી તેનો વૃત્તાંત સાંભળવાની ઇચ્છાવાળા પુરોહિતે તે પ્રમાણે કર્યું અને બંને એક ઓટલા ઉપર બેઠા. ત્યાં પોતાની ઉપર અત્યંત સ્નેહવંત અને પોતાને જોવાથી વિકસ્વર પુલકાવળીવાળા પુરોહિત પાસે તેણીએ પોતાનો સમગ્ર વૃત્તાંત કહેવા માંડયો.

લક્ષ્મીતિલક નામે નગરમાં સર્વ વિદ્યા વિશારદ વેદસાર નામે નિર્ધન બ્રાહ્મણ રહેતો હતો. સતી, પતિવ્રતા અને રૂપ સૌભાગ્યે શોભતી કામલક્ષ્મી નામે તેની સ્ત્રી હતી. તે સ્ત્રીનો વિનય અને ઉચિત કાર્ય કરવાની કુશળતા વગેરે ગુણોથી નિરંતર પ્રસન્ન રહેનારો તે બ્રાહ્મણ દારિદ્રતાને લીધે પ્રાપ્ત થતા દુઃસહ દુઃખોને પણ દુઃખરૂપ ગણતો નહતો. દંપતિની આદ્યવયમાંજ તેઓને શુભ લક્ષણવાળો એક પુત્ર થયો હતો. તેનું વેદવિચક્ષણ એવું નામ પાડ્યું હતું. તે છોકરો અનુક્રમે એક વર્ષનો થયો, તે સમયે એક દિવસ કામલક્ષ્મી પાણી ભરવા નગર બહાર ગઈ હતી તેવામાં ક્ષિતિપ્રતિ-

ષ્ટિત નગરના રાજા મકરધ્વજે પોતાના સૈન્ય સહિત અકસ્માત ત્યાં આવી તે નગરને ઘેરો ઘાલ્યો. દરવાનોએ દરવાજા બંધ કરી દીધા. અંદરના માણસો અંદર રહ્યા અને બ્હારના બ્હાર રહ્યા. તેના સૈન્યનું ઘણું જોર જાણી બ્હારના લોકો ભયથી ચોતરફ નાસવા માંડયા. કામલક્ષ્મી પણ નાસતી હતી તેવામાં ચોતરફ ભટકતા રાજાના સીપાઇઓમાંથી કોઇએ તેણીને પકડી અને અત્યંત રૂપવંત જાણી પોતાના રાજા મકરધ્વજને ભેટ કરી. તે રાજા પણ તેણીને જોઇ કામવશ થયો અને તેથી તેને પોતાના અંતઃપુરમાં રાખી. પછી તે નગરમાં અન્ન, તૃણ, કાષ્ટ વગેરે વસ્તુઓ આવી શકવાનો અભાવ થયો તેથી નગરનો રાજા અને સર્વે લોકો અકળાયા એટલે મકરધ્વજ રાજાને માગ્યા પ્રમાણે દંડ આપી ખુશી કર્યો. પછી તે રાજા ઘેરો ઉઠાવી પોતાના નગર પ્રત્યે ગયો. ત્યાં જઇ કામલક્ષ્મીના રૂપ અને ગુણથી ખુશી થઇ તેણીને પટ્ટરાણી પદે સ્થાપી-કુલવતી અને શીલવતી બીજી રાણીઓની અવગણના કરી કામથી પરાભવ પામેલો રાજા તેણીનેજ પોતાને જીવિતેશ્વરી માનવા લાગ્યો. રાજા તેણીને રાગપૂર્વક નાના પ્રકારના શૃંગાર નાના પ્રકારના ભોજન વગેરે આપી ખુશી કરવા યત્ન કરતો પરંતુ તે અંતઃકરણથી ખુશી થતી નહિ. વેદસાર બ્રાહ્મણ ઉપર અત્યંત પ્રીતિ હોવાને લીધે રાજાના સન્માનથી ઉત્પન્ન થતા સુખને તે વિષપ્રાય ગણતી. એમ વિરક્ત ચિત્તે પણ આસક્ત, રાજાની સાથે સુખ ભોગવતા વીશ વર્ષ નીકળી ગયા. તે અરસામાં તે નિરંતર એમજ વિચારતી કે 'આ રાજાનું ઘર છોડીને કયારે મ્હારા તે પતિને તથા તે પુત્રને મળું.' એવા આર્ત્તધ્યાનમાં અને પરવશપણામાં તેણે પોતાના સઘળા દિવસો ભોંયરામાં રહેવાની જેમ દુઃખે નિર્ગમન કર્યા.

એક દિવસ પૂર્વનો સ્નેહ સાંભરી આવવાથી દુઃખિત કામલક્ષ્મી મનમાં વિચારવા લાગી કે-આટલા વર્ષ સુધી મા-

રો ભર્ત્તા કે પુત્ર કોઈ મળ્યું નહિ માટે હવે હું પરદેશી બ્રાહ્મણોને સુવર્ણદાન આપવા માંડુ જેથી લોભવશે તે મારો ભર્ત્તા પણ કોઇ દિવસે અત્રે આવશે.' એમ વિચારી તે દિવસથી તેણે બ્રાહ્મણોને સુવર્ણદાન દેવું શરૂ કર્યું. થોડા દિવસમાં તે વાત દેશોદેશ પ્રસરી. ઘણા બ્રાહ્મણો તે દાન લેવાને દૂર દેશથી આવવા લાગ્યા. દીન અવસ્થાવાળો વેદસાર બ્રાહ્મણ પણ એ વાત સાંભળી પુત્રને લઇને એક દિવસ ત્યાં આવ્યો અને આશીર્વાદ આપી ઉભો રહ્યો. તેવારે કાંઇક ઓળખીને પૂર્વ પ્રેમથી પ્રેરેલી કામલક્ષ્મીએ તેને એકાંતે બેસારી-તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? તારી સ્ત્રી ક્યાં છે? તારૂં કુટુંબ ક્યાંછે? આ લઘુ વયવાળો તારી સાથે છે તે તારો પુત્ર છે કે ભાઇ? એ પ્રશ્નો પુછયા. રાજાની રાણી ઉપર પોતાની સ્ત્રીનો શક લાવવો તે પણ અસંભવિત અને ઘણા વર્ષ થઇ ગયેલા એટલે તેણીને ન જાણતો તે બ્રાહ્મણ પોતાનો વૃત્તાંત મૂળથી કહેવા લાગ્યો.

લક્ષ્મીતિલક નગરનો રહેનારો હું બ્રાહ્મણ છું. મારૂં નામ વેદસાર છે. મારે અત્યંત ગુણવતી કામલક્ષ્મી નામે સ્ત્રી હતી. આ વેદવિચક્ષણ અમારો પુત્ર છે. જ્યારે આ બાળક એક વર્ષનો થયો હતો ત્યારે એક દિવસ તેની માતા નગર બ્હાર પાણી ભરવા ગઈ હતી. તેવામાં અકસ્માત્ કોઈ રાજાનું સૈન્ય અમારા નગર ઉપર ચઢી આવ્યું તેથી તે નગર બ્હાર રહી લશ્કર પાછું ગયા પછી મેં તેણીની ચોતરફ તપાસ કરી પણ કોઈ ઠેકાણે તેની શોધ લાગી નહિ. પછી મારા સ્વજન કુટુંબીઓએ ઘણો આગ્રહ કર્યો તોપણ તે સ્ત્રી ઉપરના સ્નેહને લીધે હું બીજી સ્ત્રી પરણ્યો નથી. આ બાળકને મેં મહા કષ્ટે ઉછેર્યો અને વયે યોગ્ય થયો ત્યારે સર્વ વિદ્યા ભણાવી; પરંતુ હજી સુધી તેને પરણાવ્યો નથી. તમે સુવર્ણદાન આપો છો એવી વાત સાંભળીને દારિદ્રથી દીન થયેલો હું પુત્રને લઇ અત્રે આવ્યો છું.'

વેદસારના મુખથી એ વૃત્તાંત શ્રવણ કરી કામલક્ષ્મી બતી ખેદ પામી પછી તેને પોતાનો સર્વ વૃત્તાંત જણાવી ઓળખાણ પાડી પૂર્વના સ્નેહથી તેની સાથે જવાની ઇચ્છાવાળી તેણીએ તેને અમૂલ્યરત્નો આપ્યાં અને પછી એકાંતે કહ્યું કે—આ રાજ્યની હદબ્હાર તમારા ઇચ્છિત સંકેતસ્થાને રત્નો સહિત આ પુત્રને તમે મુકી આવો. પછી આપણે પણ ત્યાં જશું. આજથી સાતમે દિવસે સમશાનમાં રહેલા ચંડીના દેવળમાં રાત્રે હું આવીશ. તમારે પણ તે દિવસે ત્યાં જરૂર આવવું એ પ્રમાણે કહી તેને વિસર્જન કર્યો.

પછી તે વેદસાર પુત્રને તથા રત્નને ઇષ્ટ સ્થાને મુકી સંકેતની રાત્રીએ ચંડીના દેવળમાં આવીને સુતો. કામલક્ષ્મીએ રાજાને સમજાવવાનો ઉપાય રચ્યો. રાજાને પોતાની સમીપે બોલાવી તે બોલી-સ્વામિન્! આપને સાંભરે છે કે તે દિવસ આપના મસ્તકમાં આકરી વેદના થઇ આવી હતી. જ્યારે મંત્ર તંત્ર અને ઔષધથી પણ તે વેદના શાંત ન થઇ ત્યારે હું અન્નપાનનો ત્યાગ કરી અત્યંત દુઃખી થઇ. પછી મેં તે વેદનાની શાંતિને માટે વિખ્યાત મહિમાવાળી ચંડીદેવીની માનતા કરી કે-જો રાજાના મસ્તકની વેદના શાંત થઇ જશે તો હે માતા! હું તેમને સાથે લઇ ત્યાં આવી રાત્રી સમયે તમારી વિવિધ પ્રકારે પુજા કરીશ માટે આજે રાત્રે આપણે ચંડીની પુજા કરવા જઇએ. રાજા તો તેણીને વશ હતો તેથી તરતજ કબુલ કર્યું. પછી રાત્રિ સમયે અશ્વ ઉપર બેસી પુજાનો સામાન સાથે લઇ તેઓ ચંડીના મંદીર તરફ ચાલ્યા. તે સમયે ઘોર અંધકાર થઇ ગયો હતો. રસ્તામાં કેટલેક ઠેકાણે સર્પના ફુત્કાર, કેટલેક ઠેકાણે ઘુડના બીહામણા અવાજ અને કેટલેક ઠેકાણે ન સમજાય તેવા પશુઓના સ્વર સંભળાતા હતા. કેટલીએક જગ્યાએ ડાકિની શાકિનીઓ હલ્લીસ લેતી હતી, કેટલીક જગ્યાએ પિશાચો અટ્ટહાસ કરતા હતા, કેટલીક જગ્યાએ કાપાલિ-

કોએ ગ્રહણ કરેલા મસ્તકો દેખાતા હતા અને કેટલીક જ-ગ્યાએ નાશિકા દુર્ગંધથી પુરાઇ જતી હતી-તેવા ભયંકર સ્મ-શાનમાં તેઓ આવ્યા. તે સમયે રાજાએ કામલક્ષ્મીને ભો-ળી અને બ્હીકણ જાણી કહ્યું-તું હૃદયમાં બ્હીશ નહિ. આ સઘળી બ્હારથી ભયંકરતા દેખાય છે. તત્વતાએ તેમાં કાંઇ નથી. તે ભૂતપ્રેત વગેરે જે બ્હીએ છે તેનેજ છળે છે માટે તું જરા પણ ડરીશ નહિ.

અહો! મોહની કેવી પ્રબળતા છે! પોતાની વ્હાલી-પ્યારી-બ્હીએ નહિ એટલા માટે રાજા તેને ધીરજ આપે છે પણ જાણતો નથી કે સ્ત્રી ચરિત્રનો પાર કોઇ પામ્યું ન-થી. સ્ત્રીઓનું કપટ અગાધ હોય છે. તેઓ બોલે છે મીઠું મીઠું પણ મનમાં તો કંઇ કંઇ પ્રકારના ઘાટ ઘડે છે. તે રા-જા જાણતો નહોતો કે જેને તે ભોળી ગણે છે તે તો તેને પણ ઠગે છે. જયારે મંદીર આવ્યું ત્યારે તેઓ ઘોડા ઉપર થી ઉતર્યા અને અંદર પ્રવેશ કર્યો. રાજાએ પોતાનું ખડ્ગ વગેરે તેના હાથમાં આપી પ્રથમ પુજા કરવા માંડી. દુષ્ટાને લાગ મળ્યો. તેની દુષ્ટવાસનાએ ઉછાળો માર્યો. તરતજ તે ખડ્ગવડે રાજાનું મસ્તક છેદી નાખ્યું એટલે જાણે દેવીને સ-ર્વાંગે પ્રણામ કરતો હોય તેમ તે પડયો. સ્ત્રીઓની દુષ્ટતાને ધિઃક્કાર હો. જે તેણીની ઉપર અત્યંત પ્રેમ બતાવતો, જે તેણીના વચન ઉપર અંધારી રાત્રીએ સ્મશાન ભૂમીમાં પુજા કરવા આવ્યો તેનો એક પળ માત્રમાં તે દુષ્ટાએ છેદ કર્યો! પાપની તો તેને બ્હીકજ રહી નહિ, હું શું કરૂં છું એવો તો વિચારજ આવ્યો નહિ અને કપટ વૃત્તિવાળીએ પોતાની મન કલ્પનાથી ઘોર કુકર્મ કર્યું. પણ માણસનું ધાર્યું શું થાય! તેમાં પણ એવા પાપીની ધારણા તો કયાં-થીજ પાર પડે! રાજાના સર્વ આભરણો ગ્રહણ કરી-હર્ષ પા-મી-દેવળના મતવારામાં સુતેલા બ્રાહ્મણને તેણીએ તત્કાળ જગાડયો; પરંતુ તે ઉઠીને ભૂમિ ઉપર પગ મુકે છે તેવામાં

દુર્દૈવના યોગથી તેને સર્પ કરડયો. તેથી તે તત્કાળ ત્યાં મૃત્યુ પામ્યો. જુઓ કર્મની વિચિત્રતા!

હવે કામલક્ષ્મી પસ્તાણી. તેણીએ જાણ્યું કે હું બંને તરફથી ભ્રષ્ટ થઇ. પણ વિચાર કરવાનો વખત નહુતો. જો કોઇને ખબર પડે તો તેનું પણ મૃત્યુ સમીપેજ હતું. તેથી કાંઇ પણ વિચાર કર્યા શિવાય સર્વ આભરણ લેઇ ઘોડા ઉપર બેસી રસ્તે પડી. અંધારી રાત્રીએ, નિર્જન વનમાં એકલી તે ચાલી જતી હતી પણ કોઇ સ્થળે જરા પણ બ્હીતી નહોતી. સ્ત્રીઓમાં સાહસ તો જન્મથીજ હોય છે.

કેટલેક દૂર ગયા પછી એક નગર આવ્યું. તેમાં પ્રવેશ કરી માળીને ઘેર ઘોડો બાંધી જાણે બહુ વર્ષે રાજાના ઘરરૂપ બંદીખાનાથી છુટી હોય તેમ સ્વેચ્છાએ ફરવા લાગી. એવામાં પાસેના કોઇ દેવળમાં મુરજનો ધ્વનિ સાંભળી ત્યાં નાટક જોવાને તે ગઇ. ત્યાં તેણીને સર્વ અંગે અલંકૃત, દિવ્ય રૂપવાળી અને સાભાગ્યે શોભતી જોઇ-આ કોઇ નવીન છે એમ ધારી-એક ગણિકાએ આદર પુર્વક પુછયું-'હે શુભે! તમે કોણ છો? કયાંથી આવ્યા છો? અને કોના અતિથિ છો?'

તે બોલી-'એક દિવસ મ્હારા પિતાને ઘેરથી મારા પતિની સાથે હું મારા શ્વસુર નગર તરફ જતી હતી તેવામાં રસ્તે ધાડ પડી. અમારો સાર્થ સર્વે લુંટાણો અને મારો પતિ લુંટારાને હાથે મરાણો હું ત્યાંથી ઘોડા ઉપર બેસી એકદમ નાઠી તે આ નગરમાં આવી છું. અહીં કોઇ મારૂં સગું નથી તેથી માળીને ઘરે ઘોડો બાંધી હમણાંજ અત્રે આવી છું.

પછી તેણીને કુલીન રૂપવતી અને સ્વામી વિનાની જાણી માયા વચને સંતોષ પમાડી તે ગણિકા પોતાને ઘરે લઇ ગઇ. ત્યાં તેણીને નૃત્ય ગીતાદિની કળા સંપુર્ણ રીતે શીખવી અને અનુક્રમે પોતાના કુળાચારમાં પ્રવર્ત્તાવી. એક દિવસ દેશાંતરથી આવેલો કોઇ તરૂણ અને સમૃદ્ધિવાન્ પુ-

रूप कामलक्ष्मीने घरे आवीने रह्यो. सुखे इच्छित विलास भोगवता अनुक्रमे तेओनी परस्पर निविड प्रीति थइ. केटलोक काळ गया पछी एक दिवस अन्य स्थळे जवानी इच्छावाळा ते युवाने एकांतमां कामलक्ष्मीनी रजा मागी. 'जनारने अने मरनारने कोई राखी शकतुं नथी अने परोणाथी घर वसतुं नथी-' ए कहेवतने याद करती कामलक्ष्मी विमासवा लागी. तेनी उपर अत्यंत स्नेह हतो तोपण जवामां तेनी उत्सुकता जाणी-निषेध करवो ए निरर्थक मानी-व्हीले मुखे बोली-'स्वामिन्! तमे जाओ छो पण तमारुं कुळ गोत्र अने नाम वगेरे मने कहेता जाओ .जेथी तमारा वियोगे ते मारे अवलंबन रूप थाय.'

ते समये जाणे वियोगथी थवानी भावि पीडाने स्नेह वृष्टिथी शांत करतो होय तेम अश्रुजळ वरसावतो ते बोल्यो-'लक्ष्मीतिलक नगरनो रहेनार वेदसार नामे ब्राह्मण हतो. तेनी कामलक्ष्मी नामे स्त्रीथी वेदविचक्षण नामे पुत्र थयो. ते ज्यारे वर्षनो थयो त्यारे कामलक्ष्मी पाणी भरवा गइ हती तेवामां ते नगर उपर परचक्रनो भय थयो तेथी ते घरे आवी शकी नहि. त्यार पछी ते मरी गइ के जीवती रही ए जणायुं नहि. पिताए पुत्रने पाळीपोषी म्होटो कर्यो अने सर्व विद्या भणावी. एक दिवस दारिद्रथी दीन थयेल ते ब्राह्मण पुत्रने साथे लइ मकरध्वज राजानी राणी पासे याचना करवा गयो. ते राणीनी साथे तेणे कांइ एकांतमां विचार कर्यो. पछी तेणीए आपेला अमूल्य रत्न, कांचन अने मोतीए सहीत पुत्रने बीजा राजाना देशमां एक संकेत स्थाने मोकल्यो अने हुं सात आठ दिवस पछी त्यां आवुंछुं एम पिताए कह्युं. ते पुत्र पण संकेत स्थाने जइ पितानी वाट जोतो रह्यो पण कोण जाणे शा कारणथी तेनो पिता त्यां आव्यो नहि. पछी पुत्रे खेदपुर्वक धार्युं के-'रस्तामां मारा पिताने चोरोए अथवा व्या-

વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીઓએ મારી નાખ્યો હશે. વૈરી વિધાતાએ મારા પિતાનો પણ મને વિયોગ કરાવ્યો! માતાને તો મેં જોઇજ નહોતી પણ એક આધારભૂત પિતા હતો તે પણ દુરાત્મા દૈવે ન સહન કર્યું. હમણાં તેનો પણ નાશ કરી મને એકલો રખડતો કર્યો. અરેરે! એમાં સ્રીજનને યોગ્ય દૈવને શું ઉપાલંભ દેવો? કારણ કે પુરૂષને શુભાશુભ કાર્યનું કારણ પૂર્વના કર્મજ હોય છે! એમ ધારી પછી સંસારના સર્વ સંયોગ વિયોગાંતજ છે. એમ વિચારી અનુક્રમે પિતાના શોકથી મુક્ત થયો. હે કાંતે! વિદ્યાવડે સર્વ સ્થળે પુજાતો અને દેશાંતરમાં ભમતો તે હું વેદવિચક્ષણ અત્રે આવ્યો અને આપણો યોગ થયો.'

તેનો એ પ્રમાણે વૃત્તાંત સાંભળી-એ પોતાનો પુત્રછે એમ જાણી કામલક્ષ્મી પોતાના હૃદયમાં અત્યંત ખેદ પામી. મનમાં વિચારવા લાગી કે-દૈવને ધિઃકાર હો, કારણ કે હું પાપણીને સર્વ પ્રજામાં નિંદિત પુત્રનો સંયોગ કરાવ્યો!" એમ પાપના અનુતાપથી હૃદય બળવા લાગ્યું તોપણ મને પોતાની માતા જાણી પશ્ચાતાપ રૂપ અગ્નિથી ખીન્ન થયેલો તે પ્રાણ ત્યાગ કરશે એમ ધારી તેણીએ સ્નેહને લીધે તે વાત પુત્રની આગળ પ્રગટ કરી નહિ. પછી ઇંદ્રિક સુખથી ઉદ્વિગ્ન થઈ પોતાના આત્માને નિંદતી તેણીએ મિથ્યા ઉપચાર વચનો બોલી તેને વિસર્જન કર્યો.

તેના ગયા પછી પોતાના દુષ્કૃત્યને સ્મરણ કરતી તે જીવિતવ્યથી ઉદ્વિગ્ન ચિત્તવાળી થઈ. અન્ન જળનો ત્યાગ કર્યો અને અક્કા પાસે બળી મરવા માટે કાષ્ટની માગણી કરી. તે વારે અક્કા બોલી-હે સુભ્રુ! મારા ઘરમાં રહી પોતાને અને પરને દુઃખ કરનાર આ શું આરંભ્યું છે? તું શા માટે ખેદ પામે છે? તને શું આધિ વ્યાધિ છે? જેથી આ પ્રમાણે પોતાના આત્માને અગ્નિમાં દહન કરવાને ઇચ્છે છે. આ મનુષ્ય જન્મ દુષ્પ્રાપ્ય છે માટે તેને ફોકટ શા માટે ગુમાવે

છે? મારા ઘરમાં રહી મનગમતા યુવાનો સાથે સ્વેચ્છાએ સુખ ભોગવી મનુષ્ય જન્મને સફળ કર. હે મનસ્વિનિ! નિઃકલંકિત, રાજા વગેરેને માન્ય અને સર્વાંગ સુખની સંગતવાળો વેશ્યાનો જન્મ તું ફરી ક્યાંથી પામીશ? માટે શોકનો ત્યાગ કર.

હૃદયમાં ખેદ પામતી કામલક્ષ્મી બોલી-માતા! મને કાંઈ આધિ વ્યાધિની વ્યથા નથી; પરંતુ આત્માને અગ્નિમાં હોમીને ઘણા કાળથી આચરેલ આ ગણિકા સંબંધી પાપકર્મથીજ શુદ્ધ થવાને ઇચ્છું છું. પંડિત પુરૂષોએ પ્રાણીને સ્રીપણું એ ઘણા પાપનું ફળ કહ્યું છે તેમાં પણ વેશ્યાનો જન્મ તે દાઝેલી કાંજી જેવો છે. જો સર્વ પાપને વિષે બીજરૂપ વેશ્યાજન્મ શોભનિક હોય તો સંસારમાં બીજું વિરૂપ શું છે? તે કહે. માટે તારે મને હવે એ વિષે શિક્ષા ન આપવી.

એવી રીતે કામલક્ષ્મીએ તે અક્કાને સમજાવી પરંતુ ખરેખરૂં મૃત્યુ પામવાનું કારણ-જે સર્વત્ર નિંદનીય પુત્રના સંભોગરૂપ દુષ્કૃત્ય, તે લજ્જાથી પ્રકટ કર્યું નહિ. નગરમાં તે વાત ચો તરફ ફેલાઇ, રાજાને પણ ખબર પડી, અને રાજાએ તે કુટ્ટિનીએ અને બીજા ઘણા નગરજનોએ તેને સમજાવી પરંતુ તે કાષ્ટ ભક્ષણના અધ્યવસાયથી હઠી નહિ. મરણને વિષે એકાગ્ર ચિત્તવાળી તેણીએ સાત લાંઘણ કરી એટલે રાજા વગેરે એ અનુમતિ આપી. પછી પોતાનું સર્વ દ્રવ્ય દીન પુરૂષોને આપી દઇ, અશ્વ ઉપર બેસી, પૌરજનોએ નગર બ્હાર નદીના તટ ઉપર રચેલી ચિતા સમીપે તે ગઈ. ત્યાં પોતાના દુઃકર્મથી દુઃખાર્ત્ત થયેલી તેણીએ નિર્ભયપણે ચિતામાં પ્રવેશ કર્યો એટલે નગરજનોએ તે ચિતા ચારે તરફથી પ્રજવલિત કરી. તેવામાં ભવિતવ્યતાને યોગે અકસ્માત્ વરસાદ આવ્યો. વરસાદની ધારાથી હણાયેલા સર્વે લોકો નીચું મુખ કરીને જેમ વૃષભ નાસે તેમ પોત પોતાને ઘરે નાસી ગયા કારણ કે તેમાં કોઇ તેનું સંબંધી ન હતું.

કાંઇક ધુંધવાતી ચિતામાં તે જરાક દાઝી તેવામાં તો નદીમાં પુર આવવાથી તે તણાણી. કેટલેક દૂર કાંઠાના કોઇ વૃક્ષસાથે અફળાવાથી ત્યાંજ અટકી ગઇ. ત્યાં તેણીને શબપ્રાય કોઇ ગોવાળીએ જોઇ. જીવતી જાણી પોતાને ઘરે લઇ ગયો. ત્યાં તેની ઉપર દયા લાવી ઔષધ ઉપચાર કર્યા એટલે કેટલેક દિવસે તેનું શરીર સારૂં થયું એટલુંજ નહિ પણ ઊલટી રૂપમાં વૃદ્ધિ થઈ.

કેટલેક દિવસે તેણીને રૂપ સૌભાગ્ય અને લાવણ્યવડે અતિશય શોભતી જોઈ કામવશ થયેલ ગોપાળ બોલ્યો–'હે સુભગે! હવે જો તું મારા ઘરમાં રહીશ તો આ મારી સર્વ મિલ્કતની સ્વામિની થઇશ અને હું તારો કિંકર થઇને રહીશ અને જો તું જઇશ તો મારા પ્રાણ પણ જશે; માટે થોડામાં મારો વિચાર જાણી મરજી પ્રમાણે કર.'

તેનું તેવું બોલવું સાંભળી કામલક્ષ્મી વિચારવા લાગી-પૂર્વે મેં સાતમી નર્કને યોગ્ય પાપ ઉપાર્જન કર્યું છે તો હવે નિમિત્ત વગર ઉપકાર કરનાર આ ગોકુલીનું ઇચ્છિત કાર્ય પણ ભલે થાઓ; કારણ કે જગત્માં કહેવત છે કે જેમ સો તેમ પચાશ વધારે. સર્વનું ભક્ષણ કરનાર અગ્નિમાં પ્રવેશ કર્યા છતાં પણ વિધિએ મને જીવતી રાખી તે હું જાણું છું કે મારા પાપમાં કાંઇ ન્યુન રહ્યું હશે તે પુર્ણ થશે' વિષયથી ઉદ્વિગ્ન ચિત્તવાળી તે એ પ્રમાણે અનેક રીતે વિચારીને તથા કાંઈક ઇંદ્રિયના ચાપલ્યથી ગોવાળની સ્ત્રી થઇને રહી. સંસર્ગને લીધે ગાયો દોવી, દધિ મંથન કરવું વગેરે તેના ઘરને ઊચિત સર્વ ક્રિયાઓ ધીમે ધીમે તે શીખી. મહા પાપી અને ઘણા પ્રકારના દુઃખથી દગ્ધ થયેલી તે હું કામલક્ષ્મી હમેશાં અત્રે અમારા ગોકુલ (ભરવાડનું ગામ)થી દુધ દહીં વેચવાને આવું છું.

પતિ અને પુત્રના વિયોગથી પીડિત છતાં પણ રાજાની રાણી થઈ; પૂર્વ પતિના પ્રેમને લીધે તે રાજાને હણ્યો; પુ-

વં પતિને સર્પ દંશથી મૃત્યુ પામેલ જાણી ત્યાંથી નાસી દેશાંતરમાં વેશ્યા થઇ; ત્યાં પોતાનાજ પુત્રની સાથે ભોગ ભોગવ્યા; તે પાપથી પશ્ચાત્તાપ કરતી અગ્નિમાં બળી મરવા ચિત્તામાં પડી; ત્યાંથી નદિમાં તણાણી અને હમણાં ગોવાળીઆની સ્ત્રી થઇને નીચ કાર્યો કરૂં છું. હે ભાઇ! એ પ્રમાણે ઉત્તરોત્તર મહત્ દુઃખને વિષે પડેલી હું હમણાં આ દુધ દહીંના વાસણો ભાંગવાથી શું શોચ કરૂં! કહ્યું છે કે 'બહુ દુખીયાને દુઃખ નહિ અને બહુ રણીઆને રણ નહીં.'

તેના મુખથી સમગ્ર વૃત્તાંત શ્રવણ કરી તેણીને પોતાની માતા જાણનારો વેદવિચક્ષણ પુરોહિત, તત્કાળ જનની સાથે વિષય સુખ ભોગવવાર્ [illegible] પોતાના ચરિત્રથી અનુતાપ પામતો અને આંખમાંથી અશ્રુ જળ વરસાવતો તેણીના ચરણમાં પડયો. તેવારે સંભ્રમથી પોતાના પગ સંકોચતી તે બોલી-'હે ભ્રાતા! ઉત્તમ વર્ણવાળો તું આ અયુક્ત આચરણ શું આચરે છે?'

શ્યામ મુખવાળો પુરોહિત ગદ્ગદ્ સ્વરે બોલ્યો-'માતા તેજ હું વેદવિચક્ષણ છું.'

પછી પરસ્પર સંબંધને જાણવાથી શ્યામ મુખવાળા તે બંને જાણે ભુમિમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા હોયની તેમ નીચી દ્રષ્ટિ કરીને મૌન રહ્યા. પોતાના દુરાચારના અનુતાપ રૂપ અગ્નિથી પ્રજ્વલિત થતા તેઓ લજ્જાને લીધે એકબીજાની સન્મુખ જોવાને શક્તિમાન થયા નહિ. પ્રાંતે કામલક્ષ્મીને પોતાના પાપની શુદ્ધિને અર્થે જળ, અગ્નિ અથવા ભૃગુપાત[1] વગેરેથી આત્મઘાત કરવાની ઇચ્છાવાળી જાણી વેદવિચક્ષણ બોલ્યો-માતા! આત્મઘાત કરવાથી અને ગઇ વાતનો શોચ કરવાથી હવે શું? હવે તો પાપનો નાશ કરવા માટે ઉગ્ર તપસ્યા કરવામાં યત્ન કરો. કારણ કે આત્મઘાત કરવાથી પ્રાણી

---

૧ ભૃગુપાત એટલે ભૈરવજવ ખાય છે તે.

પર્વ કર્મથી મુક્ત થતા નથી, પરંતુ તે તે કર્મના વિપાક ભોગવવાથી અથવા તપ કરી તે કર્મને દહન કર્યાથી પ્રાણી પૂર્વકર્મથી મુક્ત થાય છે. માટે હે અંબા! તીવ્ર તપ કરો જેથી અગ્નિથી કંચનની જેમ તત્કાળ આત્માની શુદ્ધિ થાય. કહ્યું છે કે.

सप्तधातुमयादस्माद सारान्मर्त्यवर्ष्मणः ।

सारउद्ध्रियते विज्ञै धर्मः शुद्धिकृदात्मनः ॥

અસાર અને સપ્ત ધાતુમય આ મનુષ્ય દેહ થકી પંડિત જનોએ આત્માની શુદ્ધિ કરનાર ધર્મ એજ સાર કાઢવો અર્થાત્ એ દેહથી બને તેટલા ધર્મ કાર્યો કરી લાભ મેળવવો.

એ પ્રમાણે શાસ્ત્રોક્ત વચનવડે પોતાની માતાને આત્મઘાત કરતી નીવારી પાપની શુદ્ધિને ઈચ્છનાર વેદવિચક્ષણ માતાને સાથે લઈ ઉદ્યાનમાં રહેલ શ્રુત સમુદ્રના પારગામી શ્રી ગુણાકરસૂરિને વંદન કરવા ગયો. વંદન કરીને તેઓ યથાસ્થાને બેઠા એટલે તે કૃપાળુ સૂરીશ્વરે આ પ્રમાણે ધર્મોપદેશ આપ્યો—

'પ્રાણીને કર્મના વશથી પિતા પુત્ર થાય, શત્રુ મિત્ર થાય અને માતા સ્ત્રીરૂપે થાય. પ્રત્યેક પ્રાણીનું જીવે સ્નેહથી અનંતવાર લાલન પાલન કર્યું છે તેમજ ક્રોધથી તેઓને હણીને પોતાના અંગને પુષ્ટિને અર્થે ભક્ષણ પણ કર્યું છે માટે વસ્તુતાએ કાંઇ પણ પોતાનું પારકું નથી, તો પણ અજ્ઞાન મનુષ્યો રાગદ્વેષને વશ પડી ફોકટ પાપ બંધન કરે છે. સંસારના સર્વ સંબંધો ટુંકી મુદતના અને અસત્ છે એમ ધારી વિવેકી જનોએ સ્ત્રી પુત્રના પ્રેમમાં મુંઝાઇ જવું નહિ. એકજ વસ્તુ એક પ્રાણીને રૂચે તેજ વસ્તુ બીજાને દ્વેષ કરાવનારી થાય માટે કોઇ પણ વસ્તુને વિષે રમ્ય અરમ્યની વ્યવસ્થા કરવી તે વાસ્તવ નથી. કહ્યું છે કે—

सुस्थे हृदि सुधा सिक्तं दुःखे विषमयंजगत् ।

वस्तु रम्यमरम्यं वा मनः संकल्पतस्ततः ॥ १ ॥

"સુખને વિષે રહ્યા થકા હૃદયમાં જગત્ સર્વ અમૃતથી સિંચન થયેલું જણાય છે અને દુઃખને વિષે રહ્યા થકા વિષમય જણાય છે તેથી વસ્તુને રમ્ય અરમ્ય કહેવી-જાણવી તે મનના સંકલ્પ છે. માટે સર્વ વસ્તુને વિષેથી રાગદ્વેષ કાઢી નાખી, મમતાનો ત્યાગ કરી ભવભીરૂ મનુષ્યોએ સમતા અંગીકાર કરવી."

એ પ્રમાણેની દેશના શ્રવણ કરી ભવથી ઉદ્વિગ્ન ચિત્તવાળા તે માતા અને પુત્રને દીક્ષા અંગીકાર કરવાના અધ્યવસાયવાળા જાણી ગુરૂ મહારાજા બોલ્યા-'જેમ સ્વચ્છ ભીંતને વિષે આલેખેલ ચિત્ર અતિશય શોભે છે તેમજ સમ્યગ્ પ્રકારે આલોચન કરી શુદ્ધ થયેલ પ્રાણીને વિષે વ્રતારોપ સારી રીતે શોભે છે માટે પ્રવ્રજ્યા ગ્રહણ કરવાની ઈચ્છાવાળા તમે, જન્મથી માંડીને આજ પર્યંત મન વચન કાયાથી જે પાપ ઉપાર્જન કર્યાં હોય તેની સમ્યગ્ પ્રકારે આલોચના કરો.'

પછી તેઓએ રાગદ્વેષના ઉદયથી નહિ કહેવા લાયક એવા જે દુષ્કૃત્યો કર્યાં હતા તે સર્વે ગુરૂ મહારાજાને કહી બતાવી તેની સમ્યગ્ પ્રકારે આલોચના કરી. ગુરૂ મહારાજાએ પણ તેઓને સ્વચ્છ આશયવાળા અને વૃદ્ધિ પામતા સંવેગવાળા જાણી તપરૂપ પ્રાયશ્ચિત આપી દીક્ષા અંગીકાર કરાવી. ચારિત્ર ગ્રહણ કરી શુદ્ધ અંતઃકરણથી દુસ્તપ તપ તપતી અને જિનોપજ્ઞ અનુષ્ઠાનને વિષે નિરંતર અપ્રમત્તપણે વર્ત્તતી કામલક્ષ્મી ઘણા કાળ સુધી બીજી સાધ્વીઓની સાથે દેશાંતરમાં વિચરી પ્રાંતે સર્વે કર્મ ક્ષપાવી પરમ પદને પ્રાપ્ત થઈ.

નિશ્ચય સંવેગ રંગમાં લીન, પંચાચારમાં ઉદ્યુક્ત અને નિરતીચારપણે વ્રત પાળતા વેદવિચક્ષણ મુનિ સૂત્રથી અને અર્થથી દ્વાદશાંગીનું અધ્યયન કરી અનુક્રમે છત્રીશ ગુણે યુક્ત સૂરિપદને યોગ્ય થયા. પછી આચાર્ય પદ અંગીકાર કરી પૃથ્વી તળને વિષે વિચરી પ્રાણીઓના સમૂહને પ્રતિબોધ ક-

રત્નને આ પ્રમાણે ઉપદેશ દેવા લાગ્યા.

'જેઓ બાળપણાથી બ્રહ્મચર્ય ધારણ કરનારા હોય અને જેઓએ સંસારના મોહથી વિમુક્ત થઇ સર્વથી ચારિત્રનો આશ્રય કર્યો હોય તે સુકૃતિ પુરૂષો શ્લાઘ્ય છે; જેઓએ મારી જેમ લોકદ્વય વિરૂદ્ધ આચરણ આચરી નિંદા પ્રાપ્ત કરી નથી તેઓ શ્લાઘ્ય છે; અથવા 'કોના કાર્યો અસ્ખલિતપણે પૂર્ણ થયા છે, કોના સર્વ મનોરથ સિદ્ધ થયા છે, કોને આ સંસારમાં નિત્ય સુખ છે, કોને દૈવે ખંડન કર્યા નથી.' એ ન્યાયે કોઇના પ્રેરેલા કેટલાક મનુષ્યો પાપી અને નિષિધ કૃત્યો આચરે છે પરંતુ તે તે કર્મોનો છેદ કરવાની ઇચ્છાવાળા થઇ ગુરૂ મહારાજાની સમીપે તેની સમ્યગ્ પ્રકારે આલોચના કરી તીવ્ર તપ તપે છે તેઓ શ્લાઘ્ય છે.'

એવી રીતે ઘણા મનુષ્યોને પ્રતિબોધ આપી અંત સમય નજીક આવ્યો એટલે સર્વ પ્રાણીને ક્ષમાવી પાદોપગમન અનશન અંગીકાર કર્યું. પ્રાંતે ધ્યાન અને તપના બળથી સર્વ કર્મ ક્ષપાવી વેદવિચક્ષણ સૂરિ અંતકૃત કેવળી થયા.

કામલક્ષ્મી અને વેદવિચક્ષણ ગુરૂતર દુષ્કર્મ કરીને પણ ગુરૂ મહારાજા પાસે પોતાના કૃત્યોની સમ્યગ્ પ્રકારે આલોચના કરવાથી અને ગુરૂના કહ્યા પ્રમાણે તીવ્ર તપસ્યા અંગીકાર કરવાથી મોક્ષગતિને પામ્યા તેવીજ રીતે સર્વ મનુષ્યો એ પોતાના પાપ કાર્યોની સમ્યગ્ પ્રકારે આલોચના કરવી અને દુસ્તપ તપ તપી તે તે કર્મોથી શુદ્ધ થવા પ્રયત્ન કરવો એજ આ વાર્તાનો સાર છે.

## પુણ્યસાર.

આ ભરતક્ષેત્રમાં અત્યંત આશ્ચર્યકારી ગોપાલ નામે નગર હતું. તે નગરને વિષે પુરંદર નામે અત્યંત ધનવાન શ્રેષ્ટી વસતો હતો. એ શેઠ રાજાનો માનીતો, મહાજનમાં મુ-

ઞ્ય અને ધર્મને વિષે ધુરંધર ગણાતો હતો. તેને શુભ ગુણે શોભતી પુણ્યશ્રી નામે સ્ત્રી હતી. તે સૌભાગ્યવતી અતિશય રૂપવતી હતી અને પતિને અતિ વલ્લભ હતી. પરંતુ તેણીને કાંઇ સંતાન નહોતું થતું એટલું દૂષણ તેનામાં હતું. પુરંદર શેઠ પુત્રને માટે ઘણીવાર વિચાર કરતા હતા અને પોતાને પુત્ર ન હોવાથી દીલગીર થતા હતા. તેની તેવી દીલગીરી તેઓ ઘણીવાર પોતાના સ્વજન વર્ગ પાસે બતાવતા અને તેઓ તેટલા માટે બીજી સ્ત્રી પરણવાનું કહેતા. પરંતુ શેઠની પોતાની પત્ની ઉપર અત્યંત પ્રીતિ હતી, તેથી તેઓ પોતાના મનમાં સમજતા કે 'પુત્ર તો ભાગ્યમાં હશે તોજ થશે પરંતુ તેવું મિષ કાઢી બીજી સ્ત્રી પરણવી એ, પહેલીને અપમાન કરવા જેવું છે. વળી તેમ થવાથી બેમાંથી એકેનો પોતાની ઉપર સંપૂર્ણ પ્યાર રહેશે નહિ. પુત્રને માટે પોતાના ભાગ્યનો દોષ ન કાઢતા સ્ત્રીનો દોષ કાઢવો અને તેને શિક્ષા કરવી એ કેવળ મુર્ખાઇ છે.' એવા એવા વિચારોથી જેઓ ફરી લગ્ન કરવાને સમજાવવા આવતા તેને સંમત થતા નહિ.

તોપણ શેઠને સંતાનને માટે લાલસા ઘણી હતી અને તેને માટે તેઓ ધર્મ સાધન વગેરે બીજા સમજણ ભરેલા સાધનો કરતા એક દિવસ પોતાની પત્નીની સાથે કુલદેવીની અર્ચા કરી શેઠ આ પ્રમાણે વિનંતિ કરવા લાગ્યા—હે કુળદેવિ! અમારા સર્વ પૂર્વજોએ અને મેં પણ આ લોકના સુખને માટે તારૂં આરાધન કરેલું છે. પરંતુ હું જ્યારે મૃત્યુ પામીશ ત્યારે પુત્રવિના તારી પૂજા આરાધના કોણ કરશે. માટે હે માતા! તું અવધિજ્ઞાને જોઇને મને કહેકે મારે કાંઇ સંતાન થશે કે નહિ?

કુળદેવી બોલી-હે શ્રેષ્ઠિન્! પુણ્ય કરતા કેટલેક કાળે તારે નિશ્ચય એક પુત્ર થશે.

એ પ્રમાણે સાંભળી પોતાના મનમાં અત્યંત હર્ષ પા-

મી શેઠ વિશેષ પ્રકારે કુલક્રમાગત ધર્મ કરવા લાગ્યા-એમ કાળ નિર્ગમન કરતા એક દિવસ કોઇ પુણ્યવાન જીવ પુણ્યશ્રીની કુક્ષિને વિષે ચંદ્ર સ્વપ્ને સૂચિત પુત્રપણે ઉત્પન્ન થયો. પ્રાતઃકાળે સ્વપ્નનો સર્વ વૃત્તાંત તેણીએ ભર્ત્તારને નિવેદન કર્યો. શેઠે પોતાની બુદ્ધિવડે સ્વપ્ન સ્વરૂપ વિચારી કહ્યું કે આપણે સત્પુત્રની પ્રાપ્તિ થશે. તે સાંભળી તે પણ અત્યંત હર્ષ પામી અને સુખે ગર્ભનું પાલન કરવા લાગી. અનુક્રમે સંપૂર્ણ સમયે શુભલગ્ને શુભ લક્ષણવાળો પુત્ર જન્મ્યો. પિતાએ હર્ષ પૂર્વક જન્મ મહોત્સવ કર્યો. દીન દુસ્થિત અને યાચક વર્ગને કનક રૂપું અને વસ્ત્ર વગેરે ઉચિતદાન આપ્યું. એ પુણ્યવડે પ્રાપ્ત થયો માટે માતા પિતાએ "પુણ્યસાર" એવું નામ પાડ્યું.

ધાત્ર માતાએ લાલન પાલન કરાતો તે બાળક અનુક્રમે પાંચ વર્ષનો થયો એટલે માતા પિતાએ એક પ્રવર પંડિત સમીપે કલાભ્યાસ કરવાને મહોત્સવ પૂર્વક લેખશાળાએ મુકયો. એ સમયે તે નગરમાં રત્નસાર નામે શેઠને અત્યંત રૂપવતી રત્નસુંદરી નામે પુત્રી હતી. તે પણ તેજ પંડિતની પાસે કલાભ્યાસ કરી હતી. સ્ત્રી પણાના સ્વભાવથી ચાપલ્ય ધારણ કરનારી તે બાલા નિરંતર પુણ્યસારની સાથે વાદ વિવાદ કરતી હતી. તેથી એક દિવસ પુણ્યસારે કોપાયમાન થઇને કહ્યું-'હે બાલિકા! યદ્યપિ તું પોતાને પંડિત માને છે અને હું કલાવતીછું એવું અભિમાન ધરાવે છે તો પણ મારી સાથે તારે વિવાદ કરવો યુક્ત નથી કારણ કે તું કોઇ પણ પુરૂષને ઘરે દાસી થઇશ.'

રત્નસુંદરી બોલી-હું દાસી થઇશ પણ કોઇ મહા ભાગ્યશાળી પુરૂષની દાસી થઇશ; રે મૂઢ! તારી દાસી નહિ થાઉં'

પુણ્યસાર: 'રે વૃથાભિમાનિ! તું વધારે ન બોલ. જો બલાત્કારે પણ તને પરણીને મારી દાસી કરૂં તોજ હું પુરૂષ.'

રત્નસુંદરી: 'બલાત્કારે બીજા કોઈનો સ્નેહ થતો નથી તો દંપતીનો કયાંથી થાય?'

એમ વાત વધારે ચરસા ચરસીપર આવી બંનેના મનમાં એક બીજા ઉપર ભારે ઈતરાજી થઈ. પોતાના વચન પ્રમાણે કરવાને બંને આગ્રહી થયા. પુણ્યસારે ગમે તે પ્રકારે તેણીની સાથે વિવાહ કરવો એવો નિશ્ચય કર્યો. તત્કાળ લેખશાળાથી ઘરે જઇ રીસાઇને સુઈ રહ્યો. પુરંદર શેઠ ભોજન સમયે ઘરે આવ્યા. પુત્રને તેવી રીતે સુતેલો જોઇ સમીપ જઈ પુછ્યું-હે વત્સ! આજ તું શામાટે શ્યામ મુખવાળો થયો છે?, સમય વગર અત્યારે સુઈ રહેવાનું શું કારણ છે? એમ આગ્રહ પૂર્વક પુછ્યું એટલે પુણ્યસાર બોલ્યો-જો મને રત્નસાર શેઠની પુત્રી રત્નસુંદરી પરણાવો તોજ હું સ્વસ્થ થઉં તે શિવાય નહિ.

પિતાએ કહ્યું-વત્સ! તું હજી બાળક છો. તારી હજી અધ્યયન કરવાની વય છે માટે હાલ વિદ્યાભ્યાસ કર. પછી વિવાહ સમયે તેની સાથેજ તારૂં લગ્ન કરશું.

તે સાંભળી પુણ્યસાર બોલ્યો—જો તેના પિતા પાસે મારે માટે તમે તે કન્યાની માગણી કરો તોજ હું ભોજન કરીશ. અન્યથા નહિ.

પિતાએ તે વાત કબુલ કરી અને પુત્રને જમવા ઉઠાડયો. પોતે પણ જમ્યા. પછી પોતાના સ્વજન સંબંધિને સાથે લઇ પુરંદર શેઠ રત્નસાર શ્રેષ્ટીને ઘરે ગયા. ત્યાં રત્નસાર શેઠે ઉઠીને આદર સત્કાર કર્યો. આસન આપી બેસારી વિનય પૂર્વક પુછ્યું-આજે આપે મારે ઘરે પધારવાની કેમ કૃપા કરી છે તે કારણ જણાવી મને જે આજ્ઞા કરવી હોય તે કરો. પુરંદર શેઠ બોલ્યા શ્રેષ્ટિન્! મારા પુત્રને માટે તમારી પુત્રી રત્નસુંદરીની માગણી કરવાને આવ્યા છીએ.

તેણે કહ્યું-તે વાતને હું સંમત છું. એ કન્યા અવશ્ય તમારા પુત્ર વેરે આપવી છે, એમાં શું કહેવું છે, તમારૂં વ-

ચન પ્રમાણ છે. કન્યા કોઇને પણ આપવી તો હતીજ અને તેમાં તમારા જેવાએ માગણી કરી ત્યારે શું વિચારવાનું છે? માટે તમારૂં વચન કબુલ છે રત્નસાર શેઠે એ પ્રમાણે કહ્યું તેવામાં તે બાલિકા પિતા સમીપે આવી બોલી—હે તાત! હું પુણ્યસારની ગેહિની નહિ થાઊં'

એવું તેનુ બોલવું સાંભળીને પુરંદર શેઠ મનમાં વિચારવા લાગ્યા કે—'અહો! મારો પુત્ર આ કન્યાનું પાણિગ્રહણ કરવામાં વૃથા અભિલાષી છે. જેની બાળપણામાં આવી કર્કશ વાણી છે તે યૌવનાવસ્થામાં ઉન્મત્ત થયેલી પતિને શું સુખ આપશે? તે એવી રીતે વિચારે છે તેવામાં રત્નસારે કહ્યું-શ્રેષ્ઠિન્ એ મારી પુત્રી મુગ્ધા છે. એને વાચ્યાવાચ્યની ખબર નથી, માટે તેનું બોલવું મનમાં ન લાવવું. હું તેને એવી રીતે સમજાવીશ કે તે તમારા પુત્રની સાથે પરણશે'

એ પ્રમાણે સાંભળી રત્નસાર શેઠની રજા લઇ પુરંદરશેઠ સ્વજન વર્ગની સાથે ઘરે આવ્યા અને પુત્રને સર્વ વૃત્તાંત જણાવી કહેવા લાગ્યા-વત્સ! એ કન્યા તારે યોગ્ય નથી કારણ કે કહ્યું છે કે-

कुदेहां विगत स्नेहां लज्जा शील कुलोज्झितां ।
अति प्रचंडां दुस्तुंडां गृहिणीं परिवर्जयेत् ॥

ખરાબ શરિરવાળી, સ્નેહ વગરની, લજ્જા શીલ અને કુલે રહિત, પ્રચંડ, ખરાબ મ્હોંવાળી એવી ગૃહિણી (સ્રી)નો ત્યાગ કરવો. અર્થાત એવી સ્રીની સાથે લગ્ન ન કરવું.

તે સાંભળી પુણ્યસારે કહ્યું-પિતાજી! તે કન્યાને જો હું પરણું તોજ સત્ય પ્રતિજ્ઞાવંત થઉં માટે એ બાબતમાં આપે ઊલટો વિચાર ન બતાવવો. એમ કહી તે બુદ્ધિમાન્ એ કન્યાના લાભાર્થે બીજા ઉપાય પણ વિચારવા લાગ્યો. એકવાર પિતાના મુખથી પોતાની કુલદેવી સપ્રભાવિક છે એવું સાંભળી તેની આરાધના કરવાનો વિચાર કર્યો. પછી શુભ દિવસે પુષ્પ, નૈવેદ્ય, ધૂપ, વિલેપન વગેરેથી તેની અર્ચના કરી

વિનય પૂર્વક તે પ્રાર્થના કરવા લાગ્યો-હે દેવિ! તમે તુષ્ટ થઈ પુરંદર શેઠને ઘરે મને પુત્રપણે આપ્યો તો તમેજ મારી સ્ત્રી સંબંધિ વાંછા પૂર્ણ કરો. હે કુલદેવતે! જો મારી ઈચ્છા પૂર્ણ નહિ કરો તો મને અવતારજ શા માટે આપ્યો? હે માતા! ત્યારેજ હું અહીંથી ઊઠીશ અને ત્યારેજ હું ભોજન કરીશ કે જયારે તમે મારૂં વાંચ્છિત પૂર્ણ કરશો.' એવા પ્રતિજ્ઞા કરી દેવી પાસે બેઠો. જયારે એક ઉપવાસ થયો ત્યારે દેવી તુષ્ટિમાન થઇ બોલ્યા-'વત્સ! ધીમે ધીમે સર્વ કાર્ય સિદ્ધ થશે માટે તું ચિંતા ન કર.'

દેવીએ આપેલી ધીરજથી સંતોષ પામી ત્યાંથી ઉઠી પારણું કર્યું. પછી પિતાની અનુજ્ઞાથી બાકી રહેલો અભ્યાસ કરવા લાગ્યો. લઘુવય અને શ્રીમંતનો છોકરો એટલે સ્વચ્છંદે જયાં ત્યાં ફરવા લાગ્યો. મનમાનતા માણસોની સાથે દોસ્તી કરવા લાગ્યો. અકાર્ય કરે તો પણ ગ્રહસ્થના છોકરાને કોઈ વારે નહિ તેથી તેની સ્વચ્છંદી ટેવને કોઇએ અટકાવી નહિ. માતાપિતા પણ એકનો એક પુત્ર તેથી કાંઇ કહેતા નહિ. એમ થવાથી કોઈ પણ કાર્ય કરવામાં તેને કોઇ પાળનાર રહ્યું નહિ. આખરે તેનું ફળ એ થયું કે તે દ્યુત ક્રીડામાં રક્ત થયો. માતા પિતા અને સ્વજન લોકોને ખબર પડી એટલે સૌએ શિખામણ આપી અને દ્યુતક્રીડાથી નિવાર્યો પણ હવે તે સર્વ કહેવું અકાળે હતું. તેના ચિત્તમાં તે બાબતનો સંપૂર્ણ રસ લાગી ગયો હતો. કોઇ પણ કુટેવને મૂળથીજ ટાળવા પ્રયત્ન કરવો જોઇએ તે પ્રમાણે થયો નહિ ને તેનું મૂળ જામી ગયું એટલે સર્વ વડિલોનું કહેવું નિરર્થક જાયજ.' પુણ્યસારને પણ તેમજ થયું. વડિલોના કહેવાની અસર તેના મન ઉપર મુદ્દલ થઇ નહિ અને તે પોતાના એ દુષ્ટ વ્યસનમાં રક્ત રહ્યો. ઘરમાંથી સારી સારી વસ્તુઓ લઇ જવા મંડયો. એક દિવસ પોતે ઘણું દ્રવ્ય હારીને આવેલો તેના બદલામાં રાજાએ કોઇ લક્ષ મૂલ્યનું આભરણ પોતાના પિ-

તાને સોંપેલું તે કોઇને પણ જણાવ્યા વિના ઘરમાંથી ઉપાડી ઇ દીધું. ઘણા વખત સુધી તે વાતની કોઇને ખબર પડી નહિ. જ્યારે રાજાએ કામ પ્રસંગે તે આભરણ માગ્યું ત્યારે શ્રેષ્ઠીએ મુકેલે સ્થાનકે તપાસ્યું પણ જોયું નહિ એટલે મનમાં ત્રાસ પડયો. વિચાર્યું કે અવશ્ય પુણ્યસારેજ લીધું હશે કારણ કે ગુપ્ત સ્થાને મુકેલી વસ્તુ બીજો કોઇ લઇ શકે નહિ. હવે તે આવવાનું નહિ એમ ધારી મનમાં ચિંતવવા લાગ્યો કે—

यदर्थं खिद्यते लोकै र्यत्नश्च क्रियते महान् ।

तेऽपि संतापदा एवं दुःपुत्रा हा भवंत्यहो ॥

અહો! જેને માટે લોકો ખેદ પામે છે, જેને માટે મ્હોટો યત્ન કરે છે તે પણ આવા સંતાપ આપનારા અને દુઃપુત્રો થાય છે!

પુત્રને હદ ઉપરાંત લાડ લડાવવાને માટે પશ્ચાત્તાપ થયો. યોગ્યતા ઉપરાંત છુટ આપવાની ભૂલ જણાઇ. ઘણા બાળકોને બગડવાનું મૂળ કારણ ઘણું કરીને મા બાપની બેદરકારીજ હોય છે એમ સિદ્ધાંત થયો. પોતે પોતાની પુત્ર પ્રત્યેની ફરજ બજાવી શક્યા નથી એમ ખાત્રી થઇ. મનમાં મુંઝાવા લાગ્યા અને હવે શું કરવું એ વિચાર થઇ પડયો. અંતે પુત્રને સુધારવાના ઉપાય કરવાનો વિચાર સુઝયો નહિ અને ઘણા અજ્ઞાન મા બાપની જેમ પુત્રને ઠપકો આપી ઘરમાંથી કાઢી મુકવાનો ભૂલ ભરેલો વિચાર થયો. પુત્ર વૈરી રૂપે જણાયો. એકદમ ત્યાંથી ઉઠી દુકાને ગયા. પુત્રને બોલાવી તે આભરણ સંબંધી પુછયું. તેણે પિતાથી લજવાઇ સત્યવાર્તા કહી દીધી પરંતુ પિતાનો આવેશ એ સમયે જુદાજ પ્રકારનો થઇ ગયો. પોતાનો આ એકજ પુત્ર છે અને ઘણા યત્ને એ પ્રાપ્ત થયેલો છે એવી વાત તે વખતે શેઠ ભૂલી ગયા. ઠંડા મિજાજથી શિખામણના બે લાગતા વચ-

નો કહેવાને બદલે પુત્રની ઉપર કોપાયમાન થઇ ગયા અને ક્રોધના આવેશમાં હુકમ કરી દીધો કે તે આભરણ લઇને-જ ઘરમાં પેસવું અન્યથા નહિ. હુકમ કર્યો એટલુંજ નહિ પણ વચનથી બીજી તર્જના કરી ધક્કો મારી પુત્રને બહાર કાઢી મુકયો. પુણ્યસાર ખેદ પામતો બહાર નીકળ્યો પણ દિવસનો અંત ભાગ હતો એટલે દૂર જવાશે નહિ એમ ધારી નગર બહાર એક વડના કોટરમાં પેઠો.

આણી તરફ શેઠ ઘરે આવ્યા એટલે શેઠાણીએ પુછયું કે આજે પુણ્યસાર હજી સુધી કેમ આવ્યો નથી! તેવારે શેઠે કહ્યું કે તે કુપુત્ર લક્ષ મૂલ્યનું રાજભુષણ જુગટામાં હારી ગયો તેથી મેં કોપ કરીને શિક્ષાર્થે તેને કાઢી મુકયો છે તે કાંઇક ગયો હશે.

ગમે તેવો દુર્ગુણી પુત્ર હોય, ગમે તેવો કુરૂપ પુત્ર હોય પરંતુ માતાનો તેની ઉપર અપ્રતિમ સ્નેહ હોય છે. પિતા કોઈ વખત પુત્ર ઉપર ગુસ્સે થાય છે તેવે વખતે માતા તેને આશ્વાસન આપે છે. શેઠાણી શેઠની વાત સાંભળીને અત્યંત દીલગીર થયા અને રડતે વદને બોલ્યા કે—' રાત વખતે પુત્રને કાઢી મુકયો તો તમે શું મુખ બતાવો છો? અત્યારે કાળવેળાએ-સંધ્યા સમયે પુત્રને એકલો કાઢી મુકતા લજ્જા પણ ન આવી? માટે પુત્રને લઇને ઘરમાં આવો અન્યથા નહિ. '

શેઠાણીએ એ પ્રમાણે નિર્ભત્સના કરી તેથી શેઠને પણ પુત્ર સાંભરી આવ્યો. પોતે સહસા કામ કર્યું એમ ધારી પશ્ચાત્તાપ થયો; અને તરતજ નગરમાં શોધવા નીકળ્યા. શેઠના ગયા પછી પોતાને ઘરમાં એકલી જોઇ પુણ્યશ્રી વિચારવા લાગી કે-'અહો! મેં બહુ ભૂલ કરી કે કોપ કરીને પતિને ઘરમાંથી કાઢી મુકયા. પ્રથમ પતિએ મૂર્ખાઇ કરી અને છી મેં કરી. ' એમ શેઠને આક્રોશ ભરેલા વચનો કીધેલા તેથી ચિંતાતુર થતી રૂદન કરતી પુત્ર અને પતિની વાટ જો-

તી દ્વાર સમીપે માર્ગ સન્મુખ જોતી ઉભી રહી. એ પ્રમાણે વિચારવિનાના-કામ કરવાથી-વચન બોલવાથી ઘરના ત્રણે માણસો દુઃખના ભોક્તા થઈ પડયા.

અહીં પુણ્યસાર વડના કોટરમાં રહ્યો છે તેવામાં તેણે રાત્રીએ તેજસ્વી શરીરવાળી બે દેવીઓને આ પ્રમાણે વાત કરતા સાંભળી.

પહેલી બોલી—હે બ્હેન સ્વેચ્છાએ પૃથ્વીમાં કેમ ન ભમવું? આ રાત્રી આપણા પક્ષને હિતકારી છે.

બીજી-હલે! વૃથા ભ્રમણ કરવાથી શું? માત્ર આત્માને ખેદ થાય. માટે કાંઈક કૌતુક જોવાનું હોય ત્યાં જઈએ.

પહેલી-જો કૌતુક જોવાની ઇચ્છા હોય તો વલ્લભીપુર જઈએ. ત્યાં ધન નામે એક શેઠ રહે છે. તેને ધનવતી નામે સ્ત્રી છે. તેની કુક્ષિથી ઊત્પન્ન થયેલી સાત પુત્રી છે તેના અનુક્રમે ધર્મસુંદરી, ધનસુંદરી, કામસુંદરી, મુક્તિસુંદરી, ભાગ્યસુદરી, સૌભાગ્યસુંદરી, ગુણસુંદરી એવાં નામ છે. તે પુત્રીના વરને માટે તે શ્રેષ્ઠીએ એક દિવસ લંબોદર નામે યક્ષની પાસે મોદકાદિ વસ્તુ મુકી તેનું આરાધન કર્યું. તેથી સંતુષ્ટ થઇ તે યક્ષે કહ્યું છે કે-'હે શેઠ! તું લગ્નને માટે તૈયારી કર. આજથી સાતમે દિવસે રાત્રીએ, એ સુંદર વેષવાળી સ્ત્રીની પાછળ જે પુરૂષ આવે તે તારી પુત્રીનો ભર્ત્તા થશે. તે દિવસે ખબર રાખી તેની વેરે તારી પુત્રીના લગ્ન કરજે.' આજે તે સાતમો દિવસ છે માટે ત્યાં ખરેખરૂં કૌતુક જોવાનું છે. જો મરજી હોય તો ચાલો. આ નિવાસ વૃક્ષ પણ સાથે લઇએ.'

વડકોટરમાં રહેલો પુણ્યસાર તેના વચન સાંભળી વિચારવા લાગ્યો. કે-અહો! પ્રસંગે પ્રસંગે મારે પણ કૌતુક જોવાશે.' એમ વિચારી હર્ષ પામે છે તેવામાં હુંકાર શબ્દ કરીને વડવૃક્ષ ઉપડયું. ક્ષણ વારમાં તે વલ્લભીપુરના ઊદ્યાનમાં જઇને રહ્યું. પછી તે બંને દેવીઓ સ્ત્રીનું રૂપ કરીને

નગર તરફ ચાલી. પુણ્યસાર પણ વટકોટરમાંથી નીકળી તેની પાછળ ચાલ્યો. ત્યાં લંબોદર યક્ષના મંદીર પાસે મ્હોટો મંડપ કરાવી તેમાં વેદિકા રચાવી સાતે કન્યાને શણગારી શેઠ વરની વાટ જોતો બેઠો હતો. તેવામાં તે દેવીઓ તેના ઘરની રસવતીનો રસ ગ્રહણ કરવાને તે તરફ ચાલી એટલે પાછળ ચાલનાર પુણ્યસારને શેઠે જોયો. તેને સત્કાર પૂર્વક બોલાવી પ્રવર આસને બેસારી શેઠ આ પ્રમાણે વિનંતિ કરવા લાગ્યા-હે ભદ્ર! લંબોદર યક્ષ તમને મારી સાતપુત્રી સાથે લગ્ન કરવાને અત્રે લાવેલ છે માટે તમે તે સાતે કન્યાનુ પાણિ ગ્રહણ કરી મારી ઉપર અનુગ્રહ કરો. એમ કહી તેને સ્નાન કરાવી નવીન વસ્ત્ર પહેરાવ્યા, અને લક્ષ મૂલ્યના આભૂષણે શણગાર્યો. સ્ત્રીઓએ ધવળ મંગળ ગાવા માંડ્યા, સર્વ પ્રકારની તૈયારી થવા લાગી અને લગ્નને શુભ સમયે અગ્નિની સાક્ષિએ એ સાતે સ્વરૂપવતી કન્યા તેને પરણાવી. તે સમયે પુણ્યસાર મનમાં વિચારવા લાગ્યો કે-અહો! પિતાએ મને કાઢી મુકયો તેજ ઠીક થયું. નહિ તો મારા પુણ્યનો પ્રભાવ કેમ પ્રગટ થાત. એમ વિચારતો તે સાતે કન્યાનું પાણિગ્રહણ કરીને મનમાં હર્ષ પામવા લાગ્યો. પછી શેઠ કન્યા સહિત વરરાજાને મહોત્સવ પૂર્વક ઘરે લાવ્યા. ત્યાં તેમને મહેલના ઉપલા ભાગમાં ઊતારો આપ્યો. કન્યા સહિત કુમાર ત્યાં ગયો એટલે સર્વ કન્યાઓ પોતાના ભર્ત્તારને પર્યંક ઉપર બેસારી પોતે નીચે આસન ઉપર બેઠી. પછી વિનયપૂર્વક તેઓએ પૂછ્યું-સ્વામિન્! તમે કલાભ્યાસ કેટલો કર્યો છે? તે સાંભળી પુણ્યસારે કહ્યું-હે મુગ્ધા! મને કલા વધારે પ્રિય નથી કારણ કે—

अर्सतं विदुषां नैव सुखं मूर्खनृणां नच ।
अर्जनीया कलावद्भिः सर्वथा मध्यमा कला ॥

એ શ્લોકનો અર્થ તેઓ જાણતી નથી તેથી વિચાર કરવા લાગી તેવામાં પુણ્યસારે મનમાં વિચાર્યું કે-જો મને અ-

ત્રે વિલંબ થશે તો તે વૃક્ષ ચાલ્યું જશે ને હું અત્રેજ રહી શ. એમ વિચારી ચોતરફ જોવા માંડયું એટલે સૌથી નાની ગુણસુંદરીએ પુછયું. સ્વામિન્ તમારે દેહચિંતાની શંકા છે? તેણે હા પાડી એટલે તે તરતજ ઉઠી અને પતિને ટેકો આપી સાથે આવી. કુમારે નીચે ઉતરતા પોતાની સર્વ હકીકત જણાવવાને બારવટ ઉપર ખડીથી એક શ્લોક લખ્યો—

गोपालक पुरादागां वलभ्यां दैवयोगतः ।
परिणीय वधू:सप्त पनस्तत्र गतोऽस्म्यहं ॥

ગોપાલકપુરથી દૈવયોગે વલ્લભીપુર આવેલો હું સાત સ્રીને પરણીને ત્યાં પાછો જઉં છું.

નીચે આવી ગુણસુંદરીને કહ્યું કે તું પણ જા જેથી મારે સુખે દેહચિંતા થાય. તે પણ પતિને બાધા ન થાય માટે ઘરમાં ગઈ. એટલે કુમાર એકદમ ચાલ્યો તે જ્યાં ઝાડ પડયું છે ત્યાં આવ્યો અને પોતે કોટરમાં પ્રવેશ કરીને રહ્યો. થોડી વારે તે દેવીઓ પણ આવી. તેણે પોતાની શક્તિવડે વટવૃક્ષ ઉપાડયું અને જ્યાં હતું ત્યાં લાવીને મુકયું.

આણી તરફ પુરંદરશેઠ પુત્રને શોધતા આખા નગરમાં ભમી ભમીને થાકી ગયા. રાત્રી પૂર્ણ થવા આવી પરંતુ પુત્રની શોધ મળી નહિ તેથી નિરાશ થયા. છેવટે નગર બહાર જોવાના મિષથી તે વટવૃક્ષ તરફ આવે છે. કુમાર પણ રાત્રી વ્યતીત થઇ છે, અંધારું સહજ માત્ર રહ્યું છે અને પ્રભાત સમય થયો છે એમ જાણી કોટરમાંથી બહાર નીકળ્યો અને ત્યાં ઊભો છે તેવામાં શેઠે તેને જોયો. પુત્રને સુંદર વસ્ત્ર અને અમૂલ્ય આભૂષણ પહેરેલો જોઈ આશ્ચર્ય પામી-વત્સ! વત્સ! એમ બોલી આલિંગન કર્યું. પછી તેને ઘરે લાવ્યા. બંનેને આવેલા જોઈ શેઠાણી પણ હર્ષ પામ્યા. માતા પિતા સ્નેહ પૂર્વક પુત્રને ખોળામાં બેસારી પુછવા લાગ્યા કે-'હે વત્સ! તારી આ પ્રમાણે શોભા કયાંથી થઇ?'

તે વારે પુત્રે પોતાનો રાત્રી સંબંધી સઘળો વિસ્મયકારી વૃત્તાંત કહી બતાવ્યો. તે સાંભળી માતા પિતા અત્યંત આશ્ચર્ય પામ્યા, પુત્રના ભાગ્યોદયની વાત જાણી હૃદય હર્ષથી ભરાઇ ગયું અને બંને પરસ્પર બોલવા લાગ્યા કે અહો! આપણા પુત્રનું કેવું ભાગ્ય છે જેથી એક રાત્રીમાં આવી ઋદ્ધિ પ્રાપ્ત થઇ!

ભાગ્યોદય થાય ત્યારે સર્વ પ્રકારના સુખ મળે, દુઃખ જાય અને કલેશ તથા દુર્લક્ષણનો નાશ થાય. પિતાના મનમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો કે આવા ભાગ્યશાળી પુત્રને મેં અઘટતી શિક્ષા કરી. જે વડિલો પોતાના પુત્રને-શિષ્યને કે સેવકને તેનામાં દુર્ગુણ, દુર્બુદ્ધિ કે દુરાચારીપણું દાખલ થતાંજ શિખામણ આપી તે દોષ ન પ્રવેશ કરે તેવો પ્રયત્ન કરતા નથી અને પાછળથી મ્હોટી શિક્ષા કરવા તૈયાર થાય છે તેઓ પોતાની વડાઇમાં ખામીવાળા ગણાય છે એટલુંજ નાહુ પણ તેમ થવાથી પુત્ર, શિષ્ય અથવા સેવક વધારે બેઅદબીવાળા થાય છે, તેઓનો સુધારો થવાને બદલે વધારે બગાડો થાય છે અને વડીલોને પોતાની જેમ વિમાસવું પડે છે એમ તેને ખાત્રી થઇ. સઘળો વિચાર સુઝયો અને પુત્રને સ્નેહ ભરિત હૃદયે કહ્યું કે-વત્સ! ક્રોધના આવેશથી તને શિખામણ આપવાને મેં જે કઠોર વચનો કહ્યાં તે વિષે તારે મનમાં ન લાવવું અને મારો તે અપરાધ તારે ખમવો.

ક્રોધે ક્રોધ વધે છે, વેરે વેર વધે છે અને સ્નેહે સ્નેહ વધે છે. પિતા પુત્ર, ગુરૂ શિષ્ય, પતિપત્ની અને સેવ્ય સેવકનો એવોજ સંબંધ છે. જો ક્રોધથી શિખામણ દેવામાં આવે-શિક્ષા કરવામાં આવે તો તેની ઊલટી અસર થાય છે. જો સ્નેહથી લાગતા વચનો કહી શિખામણ આપવામાં આવે તો શિક્ષણીય માણસને સારી અસર થઇ કીધેલા વાકયોની સાર્થકતા થાય છે. પુરંદરશેઠે પણ જયારે ક્રોધથી શિક્ષા કરી ત્યારે પુત્ર ચાલ્યો ગયો અને જયારે પ્રીતિ ભર્યા વચન બો-

હ્યા ત્યારે પુત્ર લજવાયો, એવા નમ્રતા યુક્ત વાક્યની સાથેજ તેના દુર્ગુણનો નાશ થયો, અને પોતે હસ્ત જોડીને બોલ્યો—પિતાજી! આપ ક્ષમા માગવાને લાયક નથી. મારી ભૂલ હતી–મારો દોષ હતો અને મારા સારા માટેજ આપે મને કહ્યું હતું. તે સમયે મેં આપની શિક્ષા મનમાં ધારણ ન કરી તે મારી મૂર્ખાઇ હતી. તમે ક્રોધના આવેશની વાત કરો છો પણ તમારી તે શિક્ષા મને તો સુખકારીજ થઇછે. માતા પિતા અને ગુરૂની શિક્ષા અમૃત સમાનજ ગણાય છે અને તે પ્રમાણે જે ન માને તેઓ હમેશને માટે દુઃખી રહે છે અને પોતાના તે કાર્યને માટે પસ્તાય છે. મારે તો આપની કૃપાથી સઘળુ ઇષ્ટ થયું તેથી મારા આજ સુધીના અપરાધની આપે ક્ષમા કરવી.

એ પ્રમાણે પિતા, પુત્ર બંનેના મનમાં સ્નેહ ઉત્પન્ન થવા સાથેજ કલેશ અને દુર્ગુણનો નાશ થયો. પુણ્યસારે દ્યુતકારને પોતે પહેરી લાવેલા આભૂષણ આપી રાજાનું લક્ષમૂલ્યનું આભૂષણ પાછું લાવી આપ્યું. પિતા પણ તેથી હર્ષ પામ્યા. પછી પુણ્યસારે સર્વ પ્રકારના દુર્ગુણનું મૂળ દ્યુત વ્યસન તેનો ત્યાગ કર્યો અને પિતાની સાથે વ્યાપાર કાર્યમાં જોડાયો.

આણી તરફ જ્યારે બહુવાર થઇ તોપણ પતિ ન આવ્યો ત્યારે ગુણસુંદરીએ પોતાની બ્હેનોને કહ્યું કે ઘણીવાર થઇ પરંતુ હજી સુધી તે આવ્યા નહિ માટે એમ જણાય છે કે દેહચિંતાના મિષથી તેઓ ચાલ્યા ગયા. તે સાંભળી ઘણીવાર રાહ જોઈ તોપણ ભર્ત્તાર ન આવ્યા એટલે સર્વ કન્યાઓ દુઃખિત થઈ રૂદન કરવા લાગી. તેઓને રૂદન કરતી સાંભળી તેનો પિતા તરતજ ત્યાં આવ્યો અને કારણ પુછયું એટલે તેઓએ ગદ્‌ગદ્‌સ્વરે જણાવ્યું કે અમારો ભર્ત્તાર ચાલ્યો ગયો.

તે સાંભળી પિતા મનમાં ખેદ પામ્યો અને બોલ્યો કે

જેની પરંપરા જાણી નહોતી એવા તમારા પતિને તમે સર્વેએ મળીને કેમ ન અટકાવ્યો? મનોરમા સ્ત્રીઓતો સર્વજનને લોભાવે છે પરંતુ તમે પ્રાપ્ત કરેલા પતિને પણ કેમ જવા દીધો? મને લાગે છે અંગભૂષણ લઇને તે ચાલ્યો ગયો તેથી કોઈ વ્યસની હશે. જ્યારે દેવતાએ આપેલો ભર્ત્તા એમ કરે ત્યારે તેમાં પૂર્વકૃત કર્મનોજ દોષ સમજવો. પરંતુ તેની સાથે વાર્તાલાપ કરતા તમે તેનું નામ ઠામ કાંઇ જાણ્યું છે? તેવારે ગુણસુંદરી બોલી. પિતાજી! તેણે જતાં જતાં દીવાને અજવાળે ભારવટ ઉપર કાંઇ લખ્યું છે, તે શિવાય બીજું કાંઇ પણ અમે જાણ્યું નથી. તેનું તે લખેલું મેં હજી સુધી વાંચ્યું નથી.

પ્રાતઃકાળે સર્વેએ ભારવટ ઉપર લખેલો શ્લોક વાંચ્યો. જણાયું કે તે ગોપાલપુર ગયોછે. દૈવયોગે રાત્રીમાં ત્યાંથી તે અત્રે આવી સાતે કન્યાને પરણી પાછો ત્યાંજ ગયો છે. પછી ગુણસુંદરી બોલી-પિતાજી! જો તમે સ્વહસ્તે મને પુરૂષ વેષ આપોતો હું મ્હોટો સાથ લઇ પુરૂષ વેષે તે નગર પ્રત્યે જઊં. ત્યાં જઇ સર્વ ઠેકાણે તપાસ કરી અમારા ભર્ત્તારને છ માસમાં શોધી કાઢી પ્રગટ કરૂં નહિ તો અગ્નિમાં પ્રવેશ કરૂં.' એ સાંભળી પિતાના મનમાં તે વાત ઉતરી. પુત્રીના તેવા સાહસ વાક્યથી સંતોષ પામ્યો. તે શિવાય બીજો ઉપાય કાંઈ જણાયો નહિ એટલે તે વિચારમાં સંમતિ આપી અને તેને પુરૂષ વેષ અર્પણ કર્યો.

હમણાંના સ્ત્રીઓ-આવા અજાણ્યા પતિને શોધવા તો શું જાય પરંતુ પતિ દૂર દેશ ગયો,હોય ને ત્યાં તેને રોગ, ભય અથવા બીજી કોઇ પણ તરેહનું કષ્ટ આવી પડ્યું હોય તો ઘેર બેસીને રૂદન કરે પણ તેનો કાંઈ ઉપાય કરી શકે નહિ એવી અજ્ઞાન અને મૂર્ખ હોય છે. ગુણસુંદરી તેવી નહતી તે તો ભણેલી ડાહી અને ચતુર હતી. પિતાની આજ્ઞા થઇ કે હર્ષ પૂર્વક મ્હોટો સાથ તૈયાર કર્યો. પછી ઘણા

પ્રકારના કરિયાણા લઇ તે સાર્થની સાથે ગોપાલપુર તરફ પ્ર-યાણ કર્યું. કેટલેક દિવસે ત્યાં પહોંચ્યા. નગરમાં પ્રસિદ્ધિ થઈ કે ગુણસુંદર નામે કોઇ સાર્થવાહનો પુત્ર વ્યાપાર કરવાને અત્રે આવ્યો છે. તે પણ પોતાનો મુકામ કરી અપૂર્વ ભેટણું લઇ રાજ સભામાં ગયો. ત્યાં રાજા વગેરેએ પણ સારો સત્કાર કર્યો. પછી ત્યાં રહી તે ક્રયવિક્રયાદિ વણિક વ્યાપાર કરવા લાગ્યો. ત્યાં તેને પુણ્યસારની સાથે મિત્રાઇ થઇ. નગરમાં એવી ખ્યાતિ થઇકે વલ્લભીપુરથી આવેલ ગુણસુંદર કુમાર વિદ્વાન, ગુણવાન અને સ્વરૂપવાન છે. તેની સદૃશ રૂપ અને વિચક્ષણતા કોઇનામાં નથી. એ વાત રત્નસાર શેઠની પુત્રી રત્નસુંદરીએ જાણી. મનમાં તેનીજ સાથે પરણવાનો સંકલ્પ થયો. તરતજ પિતા સમીપે જઇ પ્રાર્થના કરી કે–તાત! મને આ ગુણસુંદર કુમાર સાથે પરણાવો. માણસ શું ધારે છે અને શું થાય છે! ભવીતવ્યતાની આગળ કોઇનું ડહાપણ ચાલતું નથી. માણસ પોતાના બુદ્ધિબળથી જે કાર્ય કરવા ધારે છે તેનું પરીણામ ભવીતવ્યતાના યોગથી ઇચ્છાનુસાર આવવાને બદલે ઊલટુંજ આવે છે.

રત્નસુંદરીની વાત પિતાને પણ ઠીક જણાઇ. તરતજ ગુણસુંદર કુમાર સમીપે જઈ આ પ્રમાણે કહ્યું–ભો કુમાર! મારી રત્નસુંદરી નામની પુત્રી તમારી સાથે લગ્ન કરવાને ઇચ્છે છે.

તે સાંભળી કુમાર મનમાં વિચારવા લાગ્યો કે–આની વાંછા નિરર્થક છે. પુરૂપ અને સ્ત્રી બેનો ગૃહવાસ થાય પણ બંને સ્ત્રી હોય તો તેનો ગૃહવાસ કેમ ચાલે? માટે આને કાંઇક ઊત્તર આપી સમજાવું, નહિ તો મારી ગતિ તે એની ગતિ થશે. એમ ધારી તે બોલ્યો–શ્રેષ્ટિન્! કુલીન મનુષ્યોમાં એ સંબંધને માટે માતા પિતાના વિચાર પ્રાધાન્ય ગણાય છે. મારા માતા પિતાતો દૂર રહે છે માટે તમારી એ કન્યા અહીંના રહેનાર બીજા કોઇને આપો. મને વિદેશીને આપ-

વા કરતા કોઇ સ્વદેશીને આપવી એ વધારે ઊત્તમ છે.

શેઠે કહ્યું-ઊત્તર પ્રત્યુત્તર શું કરો છો. મારી પુત્રીને તમેજ વલ્લભ છો ત્યારે મારે તેને બીજાને શી રીતે આપવી. કહ્યું છે કે—

शत्रुभिर्बंधु रूपैः सा प्रक्षिप्ता दुःख सागरे।
याद्दता हृदयानिष्ट रमणाय कुलांगना॥

હૃદયને અનિષ્ટ વરને જે કન્યા પરણાવી તેને બંધુરૂપ શત્રુઓએ દુઃખ સાગરમાં નાખી છે. અર્થાત્ જે વડીલો પોતાની પુત્રીને તેને અણગમતા વર સાથે પરણાવે છે તે દુઃખ સાગરમાં નાખે છે. તેણીનો તમને વરવાનોજ વિચાર છે માટે તે બાબતમાં તમારે વધારે આગ્રહ ન કરાવવો.

એવા તેના અત્યંત આગ્રહથી ગુણસુંદરે કબુલ કર્યું. બંને તરફથી વિવાહની સામગ્રી તૈયાર થઇ અને શુભ દિવસે લગ્ન થયા. પુણ્યસારને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે ઘણોજ અપશોશ થયો. કુલદેવીની સમીપે જઈ છરી કાઢી શિરચ્છેદ કરવાનું આરંભ્યું. તેવારે કુળદેવતા પ્રગટ થઇ કહેવા લાગી કે-વત્સ! આવું સાહસ શા માટે કરે છે?

પુણ્યસારે કહ્યું-મારી ઇચ્છિત સ્ત્રીને અન્ય પુરૂષ પરણે છે ત્યારે મારૂં જીવિત શા કામનું?

કુલદેવીએ કહ્યું-વત્સ! જે કન્યા મેં તને આપી છે તે તારીજ થશે. માટે સાહસ ન કર.

પુણ્યસાર-દેવિ! પરસ્ત્રીનો સંગ કરવો મારે યુક્ત નથી. હું તે કાર્ય કરવાને ખુશી નથી. પરસ્ત્રીનો સંગ કરવા કરતા મૃત્યુને હું વધારે ઊત્તમ ગણું છું. એ તો બીજાને પરણે છે એટલે તે મારે પરસ્ત્રી રૂપ થઇ તો પછી મારાથી તેની ઉપર નજર પણ કેમ થાય?

કુલદેવી-'વત્સ! અત્યારે વધારે કહેવાથી શું? પરંતુ ન્યાય રીતે એ કન્યા તારીજ સ્ત્રી થશે માટે તું ધૈર્ય ધારણ કર.'

એમ કહી દેવી પોતાને સ્થાને ગઇ અને પુણ્યસાર દેવતાના વાક્ય નિઃસંદેહ હોય છે એમ માનતો કૌતુક અને આશામાં લીન થયો.

પતિ વિયોગથી દુઃખિત હૃદયવાળી તે ગુણસુંદરીને ત્યાં તે પ્રમાણે રહેતા છ માસ થવા આવ્યા પણ પોતાના મનનો નિશ્ચય થયો નહિ. માનસિક સ્વરૂપ કોઈ આગળ પ્રકટ કરી શકતી નથી. અવધિ પૂર્ણ થવા આવી અને તેથી મનમાં અત્યંત મુંઝાવા લાગી. છેવટે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને નગર બહાર ચિતા રચાવી બળી મરવાને ચાલી; શહેરમાં ચોતરફ વાત ફેલાણી, આખા નગરમાં હાહાકાર થઈ રહ્યો અને લોકોમાં એવી વાત ચાલી કે આ મ્હોટો સાર્થવાહ આવી યુવાવસ્થામાં કોઇ પણ પ્રકારના વૈરાગ્યથી અગ્નિમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળો થયો જણાય છે. ભૂપતિએ પણ તે સમાચાર જાણ્યા એટલે પુરંદર શેઠ, રત્નસાર શેઠ અને પુણ્યસાર વગેરેને સાથે લઇ ચિતા સ્થાને આવ્યો. તેને બોલાવીને રાજાએ કહ્યું કે-હે કુમાર ! કોઇએ તારી આજ્ઞા ખંડિત કરી છે? કોઇએ તારી કોઇપણ વસ્તુનો વિનાશ કર્યો છે? અથવા એવું શું દુઃખનું કારણ છે કે જેથી તારે અગ્નિ પ્રવેશ કરવો પડે છે?

તે વારે રત્નસાર શેઠ બોલ્યા—જો મારો અથવા મારી પુત્રીનો કાંઇ પણ અપરાધ હોય તો તે પણ કહો.

તેણે કહ્યું-કોઇએ મારી આજ્ઞા ખંડિત કરી નથી, કોઇએ મારૂં લઇ લીધું નથી, કોઇએ મારો અપરાધ કર્યો નથી પરંતુ ઇષ્ટના વિયોગથી દૈવે મને દંડેલો છે, તેટલા માટે દુઃખથી દગ્ધ થયેલ જે હું તેને અગ્નિ એજ શરણ છે ” એમ બોલી નિશ્વાસ મુક્તી તે ચિતા સમીપે જાય છે. તેવામાં નગર સ્વામીએ કહ્યું-જે એનો પરમ અભીષ્ટ હોય તે એને સમજાવીને મૃત્યુરૂપ સાહસથી અટકાવે.

તે સાંભળી નગરજનો બોલ્યા-પુણ્યસારની સાથે એને

મૈત્રી છે માટે તે સમજાવે.

તેવારે રાજાએ પુણ્યસારને આજ્ઞા કરી એટલે પુણ્યસારે તેની સમીપે જઇને કહ્યું–ભો મિત્ર! તું તારૂણ્ય વયમાં સ્થિત છો, ધનાદિનું દુઃખ નથી, સંપૂર્ણ કલાવંત છો, છતાં મૃત્યુ ઇચ્છવાનું શું કારણ છે તે કહ્યા શિવાય સાહસ કરવું યુક્ત નથી.

તેણે કહ્યું–અન્ય માણસોની પાસે દુઃખની વાત પ્રગટ કરવામાં ફાયદો નથી. જેનાથી દુઃખનું નિવારણ થાય તેવી ખાત્રી થતી હોય તેની પાસેજ દુઃખની વાત કરવી યુક્ત છે. ઘણા માણસોતો પરજનનું દુઃખ સાંભળવામાં બ્હેરાં હોય છે, ઘણા સાંભળીને કાનતળે કાઢી નાખનારા હોય છે અને ઘણા દુઃખ નિવારણ કરવાની શક્તિ વગરના હોય છે. કેટલાક દુષ્ટજનોતો પરદુઃખની વાત સાંભળી તેનો અવળો અર્થ કરી ઉલટી તેની નિંદા કરે છે, કેટલાકો પોતાની શ્રીમંતાઇમાં બીજાના દુઃખને દેખીજ શકતા નથી અને કેટલાકો પોતાને કાંઇ મદદ કરવી પડશે એમ ધારી દુઃખીયાથી દૂરજ રહે છે વધારે શું કહું પરંતુ મિત્રો જે સુખ દુઃખનું સ્થાન કહેવાય છે તેમાંના પણ વિરલાજ આપત્તિ વખતે નિશ્ચળ રહી દુઃખમાં સહાય કરનારા નીકળે છે. જેની આગળ દુઃખની વાત કરવાથી દુઃખ ટળે એવો હું કોઇને ન જોવાથી મારી ગુહ્ય વાત પ્રકટ કરતો નથી.

પુણ્યસાર–હે મિત્ર! તારી એવી ચેષ્ટા દેખાય છે કે જેવડે તું સઘળા માણસોનું ઉપહાસ્ય કરીશ.

તેના એવા વચનથી તે પુરૂષ વેષ ધારણ કરનારી ગુણસુંદરીએ પુણ્યસારને ઓળખ્યો, પછી તેનો લખેલો શ્લોક બોલીને કહ્યું કે–'આ શ્લોક તમારો લખેલો કે નહિ?' તેણે હા પાડી. એટલે તે અત્યંત હર્ષ પામતી બોલી–સ્વામિન્! હું તમારી તે પ્રિયા છું કે જેને તમે તોરણ દ્વારે છોડીને ચાલ્યા ગયા. આ સઘળો પ્રયાસ મેં તમને શોધવા માટેજ કર્યો. હુ-

વે કૃપા કરી સત્વર મને સ્ત્રી વેષ આપો.

તે સમયે પુણ્યસારે પોતાને ઘરેથી મનોહર સ્ત્રી વેષ મંગાવી તેને અર્પણ કર્યો એટલે તેણી પુરૂષ વેષનો ત્યાગ કરી સ્ત્રીપણે પ્રગટ થઇ. રાજા વગેરે સર્વે લોકો તે જોઈ આશ્ચર્ય પામ્યા. પુણ્યસારે આગળ થઈ રાજા તથા પોતાના પિતાને ઉદ્દેશીને કહ્યું કે આ તમારી પુત્રવધૂ તમને વંદન કરે છે. એમ કહેતાંજ જાણે સ્વામીનો હુકમ થયો હોયની તેમ ગુણસુંદરીએ રાજા અને શ્વસુરાદિ પુજ્ય વર્ગને નમસ્કાર કર્યો. પછી નૃપતિના પુછવાથી પુણ્યસારે પોતાની સઘળી વિસ્મયકારી કથા પારજનની સમક્ષ આદ્યંત કહી બતાવી. તે સાંભળી સઘળા લોકો આશ્ચર્ય પામવા સાથે પુણ્યસારના પુણ્યની પ્રશંસા કરવા લાગ્યા.

રત્નસાર શેઠ આ સઘળો વૃત્તાંત જાણી વિલખા થઈ ગયા. તેણે રાજાને પગે પડી વિનંતિ કરી કે-સ્વામિન્! જેને મેં મારી પુત્રી પરણાવી તેતો દૈવયોગે સ્ત્રી નીકળી ત્યારે હવે મારી પુત્રીની શી ગતિ?

તેવારે રાજાએ કહ્યું કે-તેમાં શું પુછવું છે? તે પણ પુણ્યસારનીજ પત્ની ગણાય.

એવા રાજાના આદેશથી રત્નસુંદરી પણ પુણ્યસારની પત્ની થઈ. તેણીએ પોતાના બાળવયમાં બોલેલા વચન માટે સ્વામીની ક્ષમા માગી. પુણ્યસારે સ્નેહ ભરિત હૃદયે 'તેનું કાંઇ નહિ' એમ કહી તે વાત માંડી વાળી. ઉત્તમ જનોનો એવોજ સ્વભાવ હોય છે. તેઓ કોઇએ પોતાને કહેલા દુર્વચનને યાદ રાખી તેને બદલો આપવાને અથવા તેનું વેર વાળવાને ચહાતાજ નથી. સામા માણસનું હૃદય પણ તેથી વધારે કોમળ થાય છે અને પોતે કહેલા વચનને માટે પોતાને પશ્ચાત્તાપ થાય છે. રત્નસુંદરી અને પુણ્યસારનો તે દિવસથી અભિન્ન સ્નેહ થયો.

પછી વલ્લભીપુરથી પેલી છ સ્ત્રીઓને પણ બોલાવી લી-

થી. પોતાની આઠે સ્ત્રીઓની સાથે પુણ્યસાર સૂખમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો. એવામાં એક દિવસ પોતાની દેશનાથી ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધતા જ્ઞાનસાગર સૂરિ તે નગર પ્રત્યે આવ્યા. પુરંદરશેઠ પુત્રને તથા પુત્ર વધૂને સાથે લઈ તેમને વંદન કરવાને ગયા. બીજા પણ ઘણા નગરજનો ગુરૂ મહારાજાને વંદન કરવાને આવ્યા. આચાર્યવર્યે ત્યાં અમૃત સમાન દેશના આપી. દેશનાંતે પુરંદરશેઠે ગુરૂ મહારાજાને નમસ્કાર કરી વિનય પૂર્વક પ્રશ્ન કર્યો—સ્વામિન્! મારા પુત્ર પુણ્યસારે પૂર્વ ભવે શું સુકૃત કર્યું હતું?

અવધિ જ્ઞાનવડે તેનો પુર્વ ભવ જાણી ગુરૂપાદ બોલ્યા—શ્રેષ્ઠિન્! નીતિપુર નામના નગરમાં કોઈ કુલપુત્ર રહેતો હતો. તેણે સંસારથી ખેદ પામી સુધર્મ મુનિ સમીપે દીક્ષા અંગીકાર કરી. ગુરૂએ આપેલી સુશિક્ષા નિરંતર સાંભળે છે. એકદા તેને ગુરૂ મહારાજાએ કહ્યું કે–તું આવશ્યક ખંડન કેમ કરે છે? વ્રતભંગથી મહાન્ દોષ લાગે છે.' ગુરૂના તેવા વચનથી ભય પામીને તેણે કાયગુપ્તિ નહિ સહન કરતા વૈયાવૃત્યાદિ કાર્ય કર્યાં. પ્રાંતે સમાધિમાં કાળ કરી સૌધર્મ દેવલોકે દેવતા થયો. આયુક્ષયે ત્યાંથી ચવી તારો પુત્ર થયો. પૂર્વ ભવે ચારિત્રનું આરાધન કરવાથી તે ભાગ્યશાળી થયો. પાંચ સુમતિ અને બે ગુપ્તિ એ સાત પ્રવચન માતા સુખે આરાધી તેથી સાત સ્ત્રીઓ સુખે પામ્યો અને આઠમી કાયગુપ્તિ દુઃખે આરાધી તેથી આઠમી સ્ત્રી દુઃખે પ્રાપ્ત થઇ. માટે બુદ્ધિમાન્ જનોએ ધર્મ કાર્યમાં પ્રમાદ સર્વથા ન કરવો.

તેનો પૂર્વ ભવ સાંભળીને પુરંદરશેઠ વૈરાગ્ય પામ્યા અને પુણ્યસારને ગૃહભાર સોંપી દીક્ષા અંગીકાર કરી. વિવેકવાન્ પુણ્યસાર પરમ શ્રાવક થયો. ગૃહસ્થાવસ્થામાં ઘણા ધર્મ કાર્યો કર્યા. પછી વૃદ્ધાવસ્થામાં પુત્રને ગૃહભાર સોંપી દીક્ષા અંગીકાર કરી ભલે પ્રકારે ચારિત્ર આરાધી કાળ કરી સુગતિનો ભાજન થયો.

બાળક વયમાં પણ વગર વિચાર્યા વચન બોલવાથી રત્નસુંદરીને પસ્તાવું પડ્યું એમ ધારી કોઈ પણ સમજુ માણસે વિચાર કર્યા વગર એક પણ શબ્દ ન બોલવો; દ્યુતાદિ દુર્વ્યસન કીર્ત્તિ વગેરેનો નાશ કરનારા છે અને દુઃખને આપનારા છે એમ જાણી તેથી દૂર રહેવું; પુત્ર અને શિષ્યને યોગ્ય વયે આકરી શિક્ષા કરવાથી અથવા આકરા વચનો કહેવાથી તેમાં સાર નીકળતો નથી પરંતુ પશ્ચાત્તાપ કરવો પડે છે એમ જાણી સર્વે વડીલોએ તે વાતમાં સાવધાન રહેવું; અધિક લાડ લડાવવાથી પુત્ર ઉચ્છૃંખલ થાય છે એમ જાણી પુત્રોનું પાલન કરવામાં વિચક્ષણતા મેળવવી અને બાળપણથી તેને યોગ્ય દબાણમાં રાખી સુમાર્ગે ચડાવવા પ્રયત્ન કરવો; તથા પૂર્વ ભવે પુણ્યાસારે રૂડી રીતે ધર્મનું આરાધન કર્યું હતું તો પરભવમાં તે સુખીઓ થયો એ વાંચી ધર્મનું આરાધન કરવામાં સર્વેએ તત્પર થવું—એ આ વાર્ત્તાનો સાર છે.

## શૂરપાળ.

આ ભરતક્ષેત્રમાં સુશોભિત કાંચનપુર નામે નગર હતું. તે નગરમાં જિતારિ નામે રાજા હતો અને તેની સુલોચના નામે પટ્ટરાણી હતી. તે નગરમાં એક મહીપાલ નામે ક્ષત્રિય રહેતો હતો. તેને કેટલીએક જમીન હતી તેમાં ખેતી કરીને તે ગુજરાન ચલાવતો હતો. તેને ધારણી નામે સ્ત્રી હતી. તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલા ધરણીધર કીર્તિધર, પૃથ્વીપાળ અને શૂરપાળ નામે ચાર પુત્રો હતા. તે ચારે જ્યારે યૌવન વયમાં આવ્યા ત્યારે તેઓનો અનુક્રમે ચંદ્રમતી, કીર્તિમતી, શાંતિમતી અને શીલવતી નામે કન્યાની સાથે વિવાહ કર્યો. એ કુટુંબ ઘણું કરી પોતાનો કાળ સુખમાં નિર્ગમન કરતું એવામાં વર્ષાઋતુ આવી એટલે ખેતરોમાં ખે-

તી વગેરે કરવાનું કામ શરૂ થયું. એક દિવસ તે ચારે ભાઇઓ મળસકે ઉઠીને પોતાના ક્ષેત્રોમાં કામ કરવાને ગયા ત્યાર પછી ઘરકામથી પરવારીને તેની સ્ત્રીઓ પણ ખતર તરફ ચાલી તેઓ માર્ગે જાય છે તેવામાં ભારે ગાજવીજ થવા લાગી અને પુષ્કળ વરસાદ આવ્યો. તેવારે તે ચારે જણીઓ નજીકના એક વડના ઝાડ નીચે જઇને બેઠી તેઓની પાછળ તેનો સસરો પણ ઘરેથી ક્ષેત્ર તરફ જવાને નીકળ્યો હતો તે પણ વરસાદના જળનું નિવારણ કરવાને તેજ વડવૃક્ષની બીજી બાજુએ તે સ્ત્રીઓ ન દેખે તેમ જઇને બેઠો. એટલામાં પોતાનો સસરો અહીં નજીક બેઠો છે એમ નહિ જાણનારી અને સર્વ પ્રદેશ મનુષ્ય રહિત છે એમ ધારનારી તે ચારે સ્ત્રીઓ પરસ્પર વાતો કરવા લાગી.

ચંદ્રમતી બોલી-સખીઓ! આજે સૌ પોત પોતાને ઇષ્ટ હોય તે કહો.

શીલવતી-કદાચિત્ આપણી વાર્ત્તા બીજું કોઇ જાણે માટે એવી વાતો અહીં કરવી યુક્ત નથી.

ચંદ્રમતી-શીલવતી તું તો બ્હીકણજ રહી. અહીં કોણ આપણી વાતો સાંભળનાર છે?

શીલવતી-ઠીક ત્યારે સર્વે અનુક્રમે પોતપોતાની ઇચ્છા જણાવો મારો વારોતો છેલ્લે આવશે.

એ સાંભળી પહેલી ચંદ્રમતી બોલી-મને તો પહેલી ઉની ઉની ખીચડી ગાયના ઘીની સાથે ભાવે અને તે ઉપર ટાઢી રાબ, દહીં ઘી અને આમ્રફળની કાચરી સાથે હોય તો ઇષ્ટ લાગે.

કીર્ત્તિમતી-મનેતો ખાંડ અને ઘીની સાથે ક્ષીર હોય તો તે ભાવે અથવા ઘીની સાથે દાળ ચોખા અને સારા સ્વાદિષ્ટ શાક હોય તો તે પ્રિય લાગે.

શાંતિમતી-મનેતો સારા સારા સ્વાદિષ્ટ મોદક હોય તો તે ભાવે.

છેલ્લે શીલવતી બોલી—હું અન્ન વિષયે એવી ઇચ્છા વાળી નથી. હું તો સુગંધી જળવડે સ્નાન કરી, ચંદન વગેરેથી વિલેપન કરી, સારા વસ્ત્ર અને આભૂષણ પહેરી, સસરો જેઠ અને ભર્ત્તારને સ્વાદિષ્ટ ભોજન જમાડી, ઘરના સર્વ પરિજનને સંતોષ પમાડી, દીન મનુષ્યોને દાન આપી પાછળ જે વધે તે ભોજન કરૂં તો મને નિવૃત્તિ થાય.

શીલવતીનો એવો અભિપ્રાય સાંભળી બીજી સર્વે બોલી તારી એ ઇચ્છા અઘટતી છે. કારણ કે આપણી જેવાના ઘરમાં તો એવા ભોજન પણ દુર્લભ તો સુંદર વસ્ત્રાભરણની શું વાર્ત્તા કરવી. !

એ પ્રમાણે વાતો કરે છે તેવામાં મેઘવૃષ્ટિ સ્થિર થઇ એટલે તે ચારે ક્ષેત્ર તરફ ચાલી. મહીપાળે તે વૃત્તાંત સાંભળીને એવું વિચાર્યું કે આ પુત્રવધૂઓને તેની સાસુ ઇચ્છિત ભોજન નહિ આપતી હોય. માટે આજે હું ઘેર જઇ તેણીને ઠપકો આપીને ત્રણે વહુઓની વાંછા પૂર્ણ કરાવું. ચોથી અસમંજસ બોલનારીની વાંછા જેવું તેવું ભોજન આપીનેજ પૂર્ણ કરવી. એમ ચિંતવી ત્યાંથી પાછો વળી ઘરે ગયો અને પોતાની સ્ત્રીને પુત્રવધૂની સઘળી વાર્ત્તા જણાવીને કહ્યું કે–આજથી સૌને તેની વાંછા પ્રમાણે ભોજન આપવું. એમ હુકમ કરીને પછી મહીપાળ ક્ષેત્ર તરફ ગયો. પછી ક્ષેત્રકર્મ કરીને ભોજન વેળાએ સર્વ કુટુંબ ઘરે આવ્યું તે વખતે ધારણીએ સર્વે વસ્તુ રાંધીને તૈયાર કરી હતી. ભોજન વેળાએ પુરૂષ વર્ગને પ્રથમ જમાડીને મહીપાળના આદેશ પ્રમાણે ચારે પુત્ર વધૂને જમાડી, તે સમયે તેઓએ પોતાને ઇચ્છિત ભોજન મળેલું જોઈ એક બીજાની સામુ જોતી આશ્ચર્યમાં પડી. તોપણ શીલવતીને જેવું તેવું ભોજન આપ્યું તે બાબત તેઓના મનમાં બહુ શંકા પડી.

શીલવતી ઉત્તમ સ્ત્રી હતી. તેના વિચારો પણ ઉત્તમ અને ઐાદાર્યતાથી ભરેલા હતા. પણ તે કૃષિકારે તેનો ઉ-

લટા અર્થ કર્યા. પોતાનું અપમાન થયું જાણી તેણીને બ-
હુજ ખેદ થયો. મનમાં વિચારવા લાગી કે-મેં આજે કાંઇ
પણ બગાડ કર્યો નથી તોપણ સાસુએ કેમ પંક્તિ ભેદ ક-
ર્યો હશે ! કોણ જાણે મારો કાંઇ અપરાધ આવ્યો હશે. એમ
ધારી મનનું સમાધાન કર્યું. ભોજન કરીને ચારે જણીઓ
પાછી ક્ષેત્ર તરફ ચાલી. તેવારે ત્રણે જણીઓ બોલી-આજે
આપણા તો મનોરથ પૂર્ણ થયા પણ આ શીલવતીને જેવું
ચિંતવ્યું તેવુંજ થયું.

પ્રાયે પુણ્યવંત પુરૂષનેજ ચિંતવ્યા પ્રમાણે ફળે છે, માટે
બુદ્ધિમાન મનુષ્યોએ અયોગ્ય મનોરથ ન કરવા.

તે સાંભળી શીલવતી બોલી-એવી ભોજન વાંછાએ
કરીને શું? સાર અથવા અસાર જેવું ભોજન હોય તે ઉદ-
રમાં ગયા પછી એક સરખુંજ થાય છે. મારા મનની ઇચ્છા
પ્રમાણે જ્યારે થશે ત્યારેજ હું તો કૃતાર્થ થઇશ.

શીલવતીએ એ પ્રમાણે કહ્યું એટલે સઘળી ચુપ રહી.
પછી તેઓને તેની સાસુ હમેશા તેવાજ ભોજન આપે છે.
એક દિવસ તેઓએ વિનય પૂર્વક સાસુને પુછયું-માતા ! અ-
મને હંમેશા પરોણાની જેમ સારા સારા ભોજન ખવરાવો
છો અને શીલવતીને જેવું તેવું ભોજન આપો છો તેનું શું
કારણ? તે સાંભળી તેણીએ કહ્યું-તમારી ઇચ્છા પ્રમાણે ભો-
જન આપુછું. તમે કોઇ ઠેકાણે બેસીને વિચાર કર્યો હશે તે
તમારા સસરાએ સાંભળેલો તેણે આવીને મને એ પ્રમાણે
કરવા કહ્યાથી હું તેમના આદેશ પ્રમાણે વર્તુછું.

સાસુના મુખથી એવી વાત સાંભળીને શીલવતી મ્લાન
મુખી થઇ. મનમાં અત્યંત ખેદ પામી. શૂરપાળે તેણીને ઉ-
દાસ થવાનું કારણ પુછયું. તેવારે તેણીએ કહ્યું-સ્વામિન્ !
તમારાથી કાંઇ વાત છાની નથી પણ આ વાતમાં કાંઇ સાર
નથી. તોપણ તેણે આગ્રહ પૂર્વક પુછયું એટલે તેણીએ પો-
તાના મનોરથની સઘળી વાત કહી બતાવી, અને ઘરમાં

ચાલતો સઘળો વૃત્તાંત જણાવ્યો. તે સાંભળી શૂરપાળે વિચાર્યું કે-અહો મારા માતા પિતાની મૂર્ખતા કેવી છે! આવા સ્ત્રીરત્નનો કુબુદ્ધિથી પરાભવ કર્યો. મારી સ્ત્રીના એ મનોરથો ખરેખર પ્રશંસનીય થશે. માટે હું દેશાંતરે જઈને કાંઇ પણ ઉદ્યમ કરૂં જેથી એના મનોરથ સિદ્ધ થાય. એમ વિચારી તેણીને કહ્યું-હે પ્રિયે! તું ઉદ્વેગ ન કરીશ. હું દેશાંતરે જઇ ધન ઉપાર્જન કરી થોડા સમયમાં પાછો આવીશ, અને તારા મનોરથ પુર્ણ કરીશ. એમ કહી પોતાના હાથથી તેનો વેણી બંધ કરીને તથા કુંચક[1] પહેરાવીને બોલ્યો-આ વેણીબંધ હું આવું ત્યારેજ છોડવો અને મારા આવ્યા શિવાય વક્ષસ્થળથી આ કુંચક કાઢવો નહિ. એમ કહી ઘરમાંથી ખડ્ગ લઈ દેશાંતર પ્રત્યે ચાલ્યો. શીલવતી પણ થોડીવાર હર્ષ વિષાદ ધારણ કરી ઘર કામમાં વળગી.

પ્રભાતે ઘરના સર્વે માણસોએ શૂરપાળને ન જોયો એટલે સૌએ શીલવતીને પુછ્યું કે-ભદ્રે! તું જાણે છે કે શૂરપાળ કયાં ગયો? તેણીએ કહ્યું કે હું જાણતી નથી. તે વારે સર્વે અકઠા થઇ વિચાર કરવા લાગ્યા કે--શૂરપાળનું મન કોઇએ દુખાવ્યું છે જેથી એ ઘરમાંથી ચાલ્યો ગયો? તે વખતે ત્રણે ભાઇઓ બોલ્યા-અમે કોઈએ એનું મન દુખાવ્યું નથી. નાનો ભાઇ તો સૌને વહાલો હોય. પછી સૌએ શીલવતીને પુછયું કે-- ભદ્રે! તારી સાથે તેને કાંઇ રોષનું કારણ બન્યું હતું?

તેણીએ કહ્યું—મારા ભર્ત્તાને મારી સાથે કોઇ દિવસ રોષનું કારણ બન્યું નથી. તે પોતેજ મારો વેણીદંડ ગુંથીને બોલ્યા હતા કે આ વેણીબંધ મારા હાથથી છોડાવવો. એમ કહીને તેઓ ગયા છે. તે કયાં ગયા તે હું જાણતી નથી. તે સાંભળીને ત્રણે ભાઇઓએ વિચાર્યું કે માતાએ ભોજનમાં શીલવતીનું અપમાન કર્યું એમ ધારી તે વાતથી દુઃખાઇને તે

1 કાંચળી.

દેશાંતરે ગયો જણાય છે. માની પુરૂષો કોઇ વખત અપમાનથી પરાભવ પામે છે તો તેથી પિતા, માતા ભાઈ, સ્ત્રી, દ્રવ્ય સર્વે તજી દે છે. માતા, પિતા તરફથી પણ અપમાન થયું હોય તો પોતાનું માન સાચવવાની ઈચ્છાવાળા મનુષ્યો તેથી દુઃખ પામીને દેશનો ત્યાગ કરી દે છે. તેની સ્ત્રીનું અપમાન થયું તે તેનુંજ સમજવું કારણ કે શરીરને પીડા થવાથી શરીરી પીડાય છે. એમ સર્વેએ તેના નાશી જવાનું તેજ કારણ કલ્પીને ચોતરફ તપાસ કરાવી પણ કોઈ સ્થળે શોધ મળી નહિ.

શૂરપાળ ઘરેથી નીકળીને મહાશાલ નગરની નજીક પહોચ્યો. થાકી જવાથી ત્યાંના વનમાં જંબુવૃક્ષની છાયા નીચે સુતો એટલે નિદ્રા આવી ગઇ. તેના પુણ્ય પ્રભાવથી મધ્યાન્હ કાળ થયો તોપણ તેના અંગ ઉપરથી છાયા ગઇ નહિ. એવામાં તે નગરનો રાજા પુત્ર વગરનો મૃત્યુ પામ્યો છે તેથી મંત્રી વગેરે પંચદિવ્ય કરી આખા નગરમાં ફરતા ફરતા ત્યાં આવ્યા. ત્યાં તેને જોઇને હસ્તિએ શુભ શબ્દ કર્યો, ઘોડાએ હેષારવ કર્યો, છત્ર સ્વયમેવ તેની ઉપર વિકસ્વર થઇ ગયું, ચામરો સ્વયમેવ વીંજાયા, ભૃંગારે[1] પોતાની મેળે અભિષેક કર્યો અને જયજયારવ થયો. તે સમયે પ્રધાનોએ તેના હસ્ત અને પાદ ઉપર ચક્ર સ્વસ્તિક વગેરે શુભ લક્ષણો જોઈ વિચાર્યું કે કોઇ મહાન્ પુરૂષ છે. એના પ્રભાવથી વૃક્ષની છાયા પણ ફરતી નથી. આપણા પુણ્ય યોગે આવો ભાગ્યશાળી રાજા મળ્યો. એમ પરસ્પર વાતો કરે છે તેવામાં શૂરપાળ જાગ્યો અને આ શું છે એમ વિચાર કરે છે તેટલામાં સચિવાદિ રાજપુરૂષોએ આસન ઉપર બેસારી સ્નાન કરાવ્યું, સુંદર વસ્ત્રાભૂષણ પહેરાવ્યા અને પછી આપ અમારા નગરના રાજા થયા છો માટે નગરમાં પધારી નગરને શોભાવો એમ કહી હસ્તિ ઉપર બેસાર્યો. નગરજનોએ

---

૧ કળશ.

નવા રાજાને હર્ષથી વધાવ્યો, પુરસ્ત્રીઓએ સ્થળે સ્થળે મં-ગલગીતો ગાયા અને એવા વિવિધ પ્રકારના ઉત્સવની વચ્ચે શૂરપાળ રાજા રાજસભામાં આવ્યો. મંત્રી અને સામંતોએ રાજપાટે બેસારી શૂરપાળ રાજાની આણા ફેરવી. ન્યાય અને નીતિ પૂર્વક રાજ્યનું પાલન કરતા તેની ચોતરફ ખ્યાતિ થઇ.

એક દિવસ તેને પોતાનું કુટુંબ સાંભરી આવ્યું. મનમાં વિચાર થયો કે આ મહત્ રાજ્યે કરીને શું? કહ્યું છે કે વિ-દેશ જઇને ગમે તે રીતે મેળવેલી જે લક્ષ્મીને શત્રુએ જોઇ નહિ અને બંધુએ ભોગવી નહિ તે લક્ષ્મી શા કામની? જો મારી સ્ત્રીની મનોવાંછા પુરી ન થાય તો આ લક્ષ્મી પ્રાપ્ત થઇ ન થયા જેવું છે. એમ ધારી પોતાને હાથે કાગળ લ-ખી પોતાના કુટુંબને તેડવાને એક માણસ કાંચનપુર તરફ મોકલ્યો તે માણસે કાંચનપુર જઈ ઘણી શોધ કરી પણ મહીપાળનું કુટુંબ જડ્યું નહિ. પછી કોઇ મા-ણસે ખબર આપી કે-'મહીપાળ નામનો ક્ષત્રિય અત્રે રહે-તો હતો. પણ આ વર્ષમાં પાછળ વર્ષાદ ન થવાથી તેઓના ક્ષેત્રમાં કાંઇ પાક્યું નહિ તેથી તેઓ ઘણીજ ગરીબ સ્થિ-તિમાં આવી પડ્યા. તેને લીધે તે કુટુંબ અત્રેથી કોઇ જગ્યાએ ચાલ્યું ગયું છે. તે ક્યાં ગયા તેની ખબર નથી.' પછી તે રાજપુરૂષે પાછા આવીને શૂરપાળને એ વાત નિ-વેદન કરી. તે પણ એ વૃત્તાંત સાંભળીને અત્યંત ખેદ પા-મ્યો. પોતાના કુટુંબના દુ:ખની વાત સાંભળીને રાજ્યકા-ર્યથી વિરક્ત થયો, દેશોદેશ તેઓની શોધને માટે માણસો મોકલ્યા પણ કોઇ સ્થળેથી ખબર આવ્યા નહિ.

અહીં શૂરપાળના ઘરેથી નીકળવા પછી વર્ષાદ ન થ-વાથી દુર્ભિક્ષ થયો. ઘણા લોકો તેથી હેરાન થઇ ક્ષીણ થઇ ગયા. શ્રીમંતો પણ જે સમયમાં દુ:ખ પામે તો ગરીબની શી વાત! ચોર વિગરેના ભયથી માર્ગો સઘળા બંધ થયા. તે સમયે મહીપાળ પોતાના સર્વ કુટુંબને સાથે

લઇ અનેક સ્થળે ભમતો, પુરૂ અન્ન પણ ન મળતું તેવી દશા ભોગવતો, ઘણા ગામડા નગર અને પર્વતને ઉલ્લંઘતો કેટલેક દિવસે મહાશાળપુરે આવ્યો. ઘણા દિવસ થયા તોપણ શીલવતી પોતાનો વેણીબંધ છોડતી નહોતી અને કંચુક સડી જઇ ફાટી ગયો હતો પણ તે કાઢી બીજો પહેરતી નહતી. તેની સાસુ, સસરો અને કુટુંબના સર્વે માણસો તે પ્રમાણે કરવાને કહેતા પણ તેણીએ પોતાનો આગ્રહ છોડયો નહિ. એ ઉપરથી તેઓ સઘળા તેણીને કદાગ્રહિણી, કુટુંબને ઉદ્વેગ કરાવનારી વગેરે કટુ વચન કહી સંતાપતા તોપણ તે કાંઇ પણ મનમાં ન લાવતી અને સઘળું સહન કરતી. કોઇ દિવસ તેણીએ સામે ઉત્તર આપ્યો નહતો અથવા બીજાને કડવા વચન કહી દુઃખ લગાડયું નહતું. તે તો સઘળાના વચનો સહન કરતી અને મારી એમજ વર્તવા ખુશી છે એમ આજીજીથી સમજાવતી. એવી અવસ્થામાં તેઓ સર્વે તે નગરમાં આવ્યા.

તે સમયે શૂરપાળ રાજાએ ગરીબ લોકોના આશ્રયને માટે એક તળાવ ખોદાવવું શરૂ કર્યું હતું ત્યાં ઘણા દુઃખી અને ગરીબ માણસો કામ કરતા હતા. મહીપાળ અને તેનું સર્વે કુટુંબ તે સરોવરમાં કામ કરવા લાગ્યું. એમ કરતા ઘણા દિવસ ગયા તેવામાં એક દિવસ લોકોના કહેવાથી રાજા તે સરોવર જોવાને માટે આવ્યો. ત્યાં સર્વે જગ્યાએ ફરીને જોતા કારીગર અને મજુરોના સમૂહમાં એક તરફ પોતાના પિતા મહીપાળને કુટુંબ જનો સાથે કામ કરતા જોયા. વિરહાવસ્થાથી દુર્બલ અંગવાળી અને પરપુરૂષથી પરાઙ્મુખ રહેનારી શીલવતીને પણ તેણે જોઇ. સર્વેને ઓળખ્યા. મન ભરાઇ આવ્યું. પોતાના કુટુંબની કર્મયોગે આવી મજુરી કરવાની વખત આવી એમ ધારી કર્મના વિપાક સંબંધી વિચારો આવ્યા. અને છેવટે સરોવરના કામના અગ્રેસરોને બોલાવીને પુછયું કે–આ સર્વે કામ કરનારાઓને શું પગાર આપો છો? તેઓએ કહ્યું

કે કારીગરને દિવસનો રૂપીઓ આપવો પડે છે અને મધ્યમ મનુષ્યોને ખાવાનું આપવામાં આવે છે. તે સાંભળી હવેથી તેઓને તેથી વધારે પગાર આપવો અને ખાવાનું પણ સારૂં આપવું એમ હુકમ કરી આગળ ચાલ્યો. પછી મહીપાળ તરફ જોઇને પુછયું કે–શું તારા એકપુત્રને બે સ્ત્રી છે? કારણ કે છોકરા ત્રણ જણાય છે અને સ્ત્રીઓ ચાર છે. તેવારે તેણે પોતાના લઘુ પુત્રનો પરદેશ જવા સબંધી વૃત્તાંત કહી બતાવ્યો.

પુનઃ રાજાએ પુછયું કે–તમે કયાંથી આવ્યા છો? તેણે કહ્યું કે અમે કાંચનપુરથી આવ્યા છીએ. તે સાંભળી રાજાએ કહ્યું કે તમારા લઘુ પુત્રની સ્ત્રીને હમેશા છાશ લેવા રાજગૃહમાં મોકલજો. એમ કહી નૃપતિ નગર તરફ ચાલ્યો. રાજા કોઇની સાથે એટલી વાતચીત કરે નહિ ને તે મહીપાળ સાથે આ પ્રમાણે વાતચીત કરી તેથી લોકો આશ્ચર્ય પામ્યા અને તેને ભાગ્યશાળી ગણવા લાગ્યા.

બીજે દિવસે સસરાના આદેશથી શીલવતી રાજગૃહે છાશ લેવાને ગઇ. પ્રતિહારીએ રાજાની આજ્ઞા લઇ તેણીને અંદર જવા દીધી. ત્યાં રાજાએ આગળ આવીને તેણીને પુછયું–હે ભદ્રે! તારો કુંચક આવો ફાટી ગયેલો કેમ છે? તેણીએ લજ્જાથી કાંઇ જબાપ દીધો નહિ. ભૂપતિએ ચાકર પાસે તેણીને ઘણી છાશ અપાવી. તે લઇ પોતાને મુકામે ગઇ. કંચુક સંબંધી વાત સસરાએ જાણી. બીજો કંચુક પહેરવાને ઘણી રીતે કહ્યું પણ તેણીએ માન્યું નહિ અને બીજે દિવસે પણ તેવીજ રીતે રાજમંદિરમાં છાશ લેવાને ગઇ. ત્યાં રાજાએ એક નવો કંચુક મંગાવીને તેણીને કહ્યું–ભદ્રે! આ મારો આપેલો નવીન કંચુક પેહેર. તો પણ તેણીએ માન્યું નહીં એટલે નૃપતિએ કહ્યું કે–તું મારી આજ્ઞા માનતી નથી તેથી તું સુખ નહિ પામે

તેણીએ કહ્યું–'સુખ થાઓ અથવા દુઃખ થાઓ. લક્ષ્મી

આવો અથવા નિર્ધનતા આવો, લોકો સારૂ બોલો અથવા ખરાબ બોલો, જીવિત રહો અથવા મરણ આવો તોપણ હું મારો નિશ્ચય નહિ મુકું.' તે સાંભળી રાજાએ ક્રોધાતુર થઇ સેવકોને હુકમ કર્યો કે-'આ સ્રી મારી આજ્ઞા માન્ય નથી કરતી તેથી તેણીને ગુપ્ત ગૃહમાં પુરો.' સેવકોએ તે પ્રમાણે કર્યું તો પણ તેણીએ પોતાનો નિશ્ચય છોડયો નહીં એટલે નૃપતિએ તેણીને ફરી પોતાની પાસે બોલાવી અને કહ્યું કે-ભદ્રે! દેહની શોભાને નાશ કરનારો આવો ખરાબ કંચુક તું શામાટે છોડતી નથી.

તે બોલી-આ વેણી મારા ભર્ત્તારે ગુથેલ છે અને આ કંચુક તેણે પોતાને હાથે પહેરાવ્યો છે માટે તે ભર્તારને હાથેજ છુટશે બીજી રીતે નહિ છોડું.

રાજાએ કહ્યું-હું તારો ભર્ત્તા થઊં, તું તે કુંચક છોડી દે.

તે બોલી—સ્વામિન્! આપ જેવાને એવું વચન બોલવું યુક્ત નથી. તમે પૃથ્વીને પાળનાર અને અન્યાયનુ નિવારણ કરનાર કહેવાઓ તેઓએ અસત્ય માર્ગે ન પ્રવર્ત્તવું જોઇએ. કુશીલ જનો સતીના શીલનું ખંડન કરે પણ આપ જેવા મહાન્ જનોને એ કાર્ય ઉચિત નથી. જ્યારે તમેજ એવું કામ કરશો ત્યારે 'જેનાથી રક્ષણ તેનાથીજ ભય' એ કહેવત ખરી પડશે.

તેણે એ પ્રમાણે કહ્યું એટલે પાસેના માણસો બોલ્યા: 'ભદ્રે! જે સ્વામિની બીજી અનેક સ્રીઓ પ્રાર્થના કરે તે સ્વામી પોતે તારી પ્રાર્થના કરે છે તેની તું કેમ અવગણના કરે છે?

શીલવતી બોલી—'મારે શરીરે મારો ભર્ત્તાર સ્પર્શ કરે અથવા અગ્નિ સ્પર્શ કરે પરંતુ બીજા પુરૂષને સ્પર્શ કરવા નહિ દઉં.

રાજાએ તેણીને શીલ પાળવામાં અને પોતાના ભર્ત્તારની આજ્ઞા પ્રમાણે વર્તવામાં આગ્રહી જોઇ-ખુશી થઇ-તે

ને પ્રતીત થવાને માટે સંકેત વચનો કહી બતાવ્યા અને પછી કહ્યું કે-હે પ્રિયા! મને તું ઓળખ. કાંચનપુરથી નીકળીને હું તારો ભર્ત્તાર શૂરપાળ અત્રે આવી ભાગ્યોદયથી રાજા થયો છું.

એવા રાજાના વચન સાંભળીને અને સંકેતની વાતો મનમાં વિચારીને તેણીએ વિસ્મય પુર્વક રાજાની સન્મુખ જોયું અને તે પોતાનો ભર્ત્તારજ છે એમ જાણીનવીન મેઘના દર્શનથી જેમ મયૂર હર્ષ પામે તેમ હર્ષ પામી. પછી રાજાના હુકમથી દાસીઓએ તેને સ્નાન વિલેપન કરાવી સુંદર વસ્ત્રો પહેરાવ્યા, કપાળમાં તિલક કર્યું, આભૂષણોથી શણગારી એટલે રાજાએ તેણીને પોતાની સમીપે બેસારી અને મંત્રી સામંત વગેરેએ તેણીને નમસ્કાર કર્યો.

તે દિવસે શીલવતીની સાથે શાંતિમતી પણ ત્યાં આવી હતી. જ્યારે શીલવતીને રાજાએ કારાગૃહમાં નાખી ત્યારે તે પોતાના ઘર તરફ ગઈ અને કુટુંબના સર્વ માણસ આગળ તે વૃત્તાંત જણાવ્યો. તેઓ સર્વ તે વાત સાંભળીને બોલ્યા કે-તેણીને તે ઠીક થયું. જે બહુવાર કહ્યા છતાં પણ પોતાનો કદાગ્રહ છોડે નહિ તેની એવીજ ગતિ થાય. ઘણા કુટુંબના માણસો પોતાના કુટુંબમાંનું કોઈ ન્યાયી માણસ હોય તો તેની પાસે અનીતિના, અસત્યના અને બીજા પાપી કાર્યો કરાવવા પ્રેરણા કરે છે. તે જ્યારે તેઓનું વચન નથી માનતો ત્યારે ઉલટા તે સર્વે તેની ઉપર ગુસ્સે થાય છે અને તેને મૂર્ખ ગણે છે, પણ તેનો વિચાર શ્રેષ્ટ છે કે નીચ છે એવો વિચાર કરતા નથી માણસ પોતાના સ્વાર્થને માટે બીજાઓને અન્યાયમાં પ્રવૃત્તાવે છે. અને તે પ્રમાણે જો તેઓ ન કરે તો તેને મૂર્ખ બનાવે છે પણ તેઓ સમજતા નથી કે તેમાં તે મૂર્ખ બને છે કે પોતે મૂર્ખ બને છે. જે માણસો એવા અપ્રમાણિક મનુષ્યોની પ્રેરણાથી અયોગ્ય કાર્યમાં પ્રવર્ત્તતા નથી અને તેને માટે ગમે તેવા દુઃ

ખ પણ સહન કરે છે તેની બલિહારી સમજવી-તેઓજ દુનિયામાં ઉત્તમ માણસો ગણાય છે, તેઓજ ભાગ્યશાળી ગણાય છે અને તેઓજ શુભગતિના ભોક્તા થાય છે.

બીજે દિવસે નૃપતિએ મહીપાળને પોતાના સર્વ કુટુંબ સહિત જમવાનું નોતરૂં આપ્યું. યોગ્ય સમયે પરિવારને સાથે લઈ મહીપાળ રાજભુવનમાં આવ્યો ત્યાં રાજાએ તેઓ સર્વેને સ્નાન કરાવી યથાયોગ્ય રીતે વસ્ત્રાભૂષણ પહેરાવ્યા. તેવારે મહીપાળે વિચાર્યું કે રાજા આપણી આટલી બધી આગતાસ્વાગતા કરે છે તેનું શું કારણ હશે? વળી વિચારીને ધાર્યું કે-જે માણસની પાસેથી કોઈને કાંઈ વસ્તુ લેવી હોય તો તે માણસ ગમે તેવો નીચ હોય અને લેનાર ઉંચ હોય તોપણ તે તેને સારી રીતે માન આપે છે.' એમ ધારે છે તેટલામાં રાજાએ તે સર્વેને ભોજન કરવાને રમ્ય આસન ઉપર બેસાર્યા, પાસે મોટા મોટા થાળ મંડાવ્યા અને એક પડખે પોતે પણ સાથે જમવા બેઠો. રાજાએ આદેશ કર્યો એટલે પ્રવર વેષ ધારણ કરનારી શીલવતી તેઓને ઉત્તમ પ્રકારના ભોજન પીરસવાને નીસરી. તે સમયે રાજાએ કહ્યું-હે પ્રિયે! ચિરકાળથી ચિંતવેલા તારા સર્વ મનોરથ આ વખતે સફલ કર. એ પ્રમાણે વાતચીત કરતા સર્વે ભોજન કરીને ઉઠયા. પછી પોતાના પિતાને ઉત્તમ સિંહાસન ઉપર, અને ભાઈઓને ઉચિત સ્થાને બેસારી શૂરપાળ બોલ્યો-'હે તાત! ઘરેથી નીકળીને દેશાંતરમાં ગયેલો તમારો લઘુ પુત્ર તે હુંજ છું. આ સર્વ રાજ્ય તમારૂં છે અને હું તમારો સેવક છું. મેં જાણ્યા છતાં પણ તમને મજુરી કરવા દીધી એ સર્વે અવિનયની પૂજ્યપાદ સેવકને ક્ષમા કરવી.'.

તે બોલી રહ્યો એટલે શીલવતી સર્વેને નમસ્કાર કરી બોલી-મેં જે તમારૂં વચન ન માન્યું અને તમને સંતાપ ઉપજાવ્યો તેને માટે ક્ષમા કરવી. હે પિતા! તમે ઘણીવાર

કહ્યું તોપણ મેં બીજો કંચુક ન પહેર્યો એ સર્વે ભર્ત્તારના વચનનું પ્રતિપાલન કરવાને માટે હતું.

પુત્ર અને પુત્રવધૂના એવા વચન સાંભળીને મહીપાળ અત્યંત હર્ષ પામ્યો. તે જાણે બીજી દુનિયામાં હોય, તેનો જાણે બીજો અવતાર હોય એમ તેને જણાયું. અને પછી રાજનીતિને વિષે નિપુણ એવો તે આસનેથી ઉઠી શૂરપાળ ને આલિંગન કરી બોલ્યો-હે પુત્ર! તારા પુણ્યે ઉપાર્જન કરેલી રાજ્યલક્ષ્મીને તું ઘણા કાળ સુધી ભોગવ. તારા દર્શનથી મારૂં મન અત્યંત હર્ષભરિત થયું. તેં આપણા સર્વ કુળને તાર્યું. પુરૂષોમાં તુંજ ખરો ભાગ્યશાળી છો કે જેના ભાગ્યોદયથી આવી રાજલક્ષ્મી પ્રાપ્ત થઈ. તારી સ્ત્રીની ઉત્તમતાના સદાકાળ વખાણ થશે અને અન્ય સ્ત્રીઓ તેણીનો દાખલો લઇ ગુણવતી થશે.' એમ કહી તેને સિંહાસન ઉપર બેસાર્યો અને કહ્યું કે-રાજ્યને વિષે પ્રતિષ્ઠિત થયેલ પુત્ર પિતાને પણ વંદ્ય છે. નીતિ શાસ્ત્રકારોએ તેવોજ નિયમ બાંધેલો છે માટે મનમાં કાંઈ પણ સંકલ્પ વિકલ્પ ન કરતા તુંજ સુખે રાજ્ય ભોગવ-' પછી શીલવતીને ઉદ્દેશીને કહ્યું કે-' પુત્રિ! આ દુનિયામાં તુંજ એક ધન્ય છો, કારણ કે તારા અસંભવીત મનોરથો પણ સિદ્ધ થયા. સ્ત્રીઓને વિષે તુંજ એક રત્ન છો કારણ કે તેં શીલનું રક્ષણ કર્યું અને કષ્ટ સહન કરીને પણ પતિની આજ્ઞા પાળી.'

તે સમયે ગદ્ ગદ્ સ્વરે શીલવતી બોલી- પિતાજી! તમારી અવગણના મને ગુણકારીજ થઈ છે. જો તમે મારૂં અપમાન ન કર્યું હોત તો તમારો પુત્ર પરદેશ ક્યાંથી જાત, આવી રાજલક્ષ્મી ક્યાંથી પ્રાપ્ત કરત, અને મારી વાંછા ક્યાંથી પૂર્ણ થાત.

એ પ્રમાણે સર્વે વાતચીત કરી રહ્યા એટલે શૂરપાળ મંત્રી અને સામંત વર્ગને ઉદ્દેશીને બોલ્યો-ભો સામંતો! આ મારા પિતા છે, આ મારી માતા છે, આ મારા ભાઇઓ

છે. અને આ તેઓની સ્ત્રીઓ છે. તમારે સર્વેએ એને સારી રીતે માન આપવું.' એ પ્રમાણે કહ્યું એટલે સર્વે સામંતોએ તેમને નમન કર્યું. પછી સર્વ કુટુંબ સુખમાં ત્યાંજ રહ્યું. શૂરપાળ રાજા પોતાના માતા પિતા અને ભાઇઓની માનપૂર્વક શુશ્રૂષા કરે છે અને ન્યાયે રાજ્ય પાળે છે.

એ પ્રમાણે વર્તતા કેટલોક કાળ ગયો તેવામાં એક દિવસ તે નગરના ઉદ્યાનમાં શ્રુતસાગરસૂરિ પધાર્યા. નગરજનો સર્વે જ્ઞાની ગુરૂના ચરણ કમળ વંદન કરવાને જાય છે તે જોઇ રાજાએ પ્રધાન વર્ગને પુછયું કે–આ લોકો હર્ષપૂર્વક કયાં જાય છે. તેઓએ જણાવ્યું કે આપણા નગરના પરીસરે જ્ઞાનવાન્ ગુરૂમહારાજા પધાર્યા છે તેમને વંદન કરવાને તેઓ જાય છે. રાજા પણ તે વાત સાંભળીને ગુરૂમહારાજાને વંદન કરવાને ઉજમાળ થયો. સર્વ કુટુંબને સાથે લેઇ વંદન કરવા ચાલ્યા. ત્યાં જઇ ગુરૂ માહારાજાને પ્રદક્ષિણા દઈ નમસ્કાર કરી ઉચિત સ્થાને બેઠા. ત્યાં આચાર્યવર્યે સર્વજ્ઞ ભાષિત અને સંસાર સમુદ્ર તરવાને પ્રવહણસમાન ધર્મદેશના આપી. તે સાંભળી રાજા પ્રતિબોધ પામ્યો. શ્રાદ્ધ ધર્મ અંગીકાર કરી ગુરૂપાદને નમસ્કાર કરી નગરમાં ગયો. પછી હંમેશા પ્રિયા સહિત મુનિ મહારાજાને વંદન કરવાને આવે છે. એક દિવસ અવસર પામી રાજાએ વિનય પૂર્વક ગુરૂમહારાજાને પ્રશ્ન કર્યો–હે સ્વામિન્! પૂર્વે મેં શું સુકૃત કર્યું હતું જેથી કષ્ટવિના રાજલક્ષ્મી પ્રાપ્ત થઇ?

તે સમયે સૂરીશ્વર બોલ્યા–રાજન્ તારો પૂર્વ ભવ સાંભળ.

આ ભરતક્ષેત્રના ક્ષિતિપ્રતિષ્ઠિત પુરમાં વીરદેવ નામે શ્રાવક રહેતો હતો. સુવ્રતા નામની તેની સ્ત્રી હતી. તે પણ જૈનધર્મને વિષે રક્ત હતી. બંને જણા વિવિધ પ્રકારના ધર્માચરણ સેવતા સુખે ગૃહસ્થાવાસ પાળે છે. એક વખત અષ્ટમીને દિવસે વિરદેવે પોષધવ્રત કર્યું હતું. બીજે દિવસે પ્રાતઃકા-

બે પૌષધ પારી પારણા સમયે મનમાં એવું ચિંતવવા લાગ્યા કે-'તેઓજ ધન્ય છે કે જેઓ પર્વ દિવસે ઉપવાસ કરી પૌષધ લે છે અને પારણાને દિવસે મુનિમહારાજાને દાન આપે છે માટે આજે કોઈ મુનિવરના યોગ થાય તો ઘણુંજ સારૂં.' એમ વિચાર કરતો બહાર જોતો ગૃહદ્વારમાં બેઠો છે તેવામાં તપ કરવાથી કૃશ થઇ ગયેલા શરીરવાળા બે મુનિઓને પોતાના ઘર તરફ આવતા જોયા. મનમાં અત્યંત હર્ષ ઉપજ્યો. તત્કાળ મુનિ મહારાજાની સન્મુખ જઇ તેઓના ચરણકમળમાં નમસ્કાર કરી તેમને પોતાના ઘરમાં તેડી લાવ્યો અને ભક્તિ પૂર્વક નિર્દોષ આહારથી પ્રતિલાભ્યા. થોડેક સુધી મુનિ મહારાજાને વળાવી પુનઃ નમસ્કાર કરી વીરદેવ ઘરમાં આવ્યો અને વિચારવા લાગ્યો કે-આજે હું ધન્ય થયો, આજે હું કૃતાર્થ થયો. કારણ કે શાસ્ત્રોમાં કહ્યું છે કે—

सत्पात्रं महती श्रद्धा काले देयं यथोचितं।
धर्म साधन सामग्री धन्यस्ये यं प्रजायते॥

સત્પાત્ર, શ્રેષ્ઠ શ્રદ્ધા અને અવસરે યથોચિત આપવાનું એ ધર્મ સાધનની સામગ્રી ભાગ્યશાળીને પ્રાપ્ત થાય છે. તે વારે સુવ્રતા પણ ચિંતવવા લાગી કે-આજે મારા ભર્ત્તા સુકૃતાર્થ થયા, આજે અમારૂં ઘર પવિત્ર થયું અને આજે અમારા ભાગ્યોદય થયા જેથી આવા સુપાત્રનો યોગ થયો અને તેઓને શ્રદ્ધા પૂર્વક મારા ભર્ત્તાએ દાન આપ્યું.' એવી રીતે તેણીએ પણ વિશુદ્ધ ભાવથી દાનની અનુમોદના કરી.

એ પ્રમાણે ચિરકાળ પર્યંત તે દંપતી વિવિધ રીતે સુપાત્રદાન દઈ સમ્યક્ત્વે સહિત શ્રાદ્ધ ધર્મ પાળી, પ્રાંતે અનશન કરી રૂડી રીતે આરાધના કરી, શુભ ભાવે મૃત્યુ પામી ઇશાન કલ્પે દેવતા થયા. હે રાજન્! વીરદેવનો જીવ ત્યાંથી ચવીને તું શૂરપાળ થયો અને સુવ્રતાનો જીવ તારી

સ્ત્રી શીલવતી થઇ. સુપાત્ર દાનનો અચિંત્ય મહિમા છે.સુ-પાત્ર દાનના યોગથી મનુષ્ય અનેક પ્રકારના સુખ પામે છે. તે પ્રમાણે પૂર્વે આપેલા સુપાત્ર દાનના યોગથી તું રાજા થયો અને તારી સ્ત્રી આવા ભવ્ય મનોરથવાળી થઇ.'

ગુરૂ મહારાજાના એવા વચન સાંભળી શૂરપાળ અને શીલવતીને ચિંતવન કરતા જાતિસ્મરણ થયું. પૂર્વભવ પ્રત્યક્ષ દીઠો. વૈરાગ્ય પ્રાપ્ત થયો. ચંદ્રપાળ નામના પોતાના પુત્રને રાજ્યે બેસારી સ્ત્રી પુરૂષ બંનેએ ગુરૂ મહારાજા પાસે ચારિત્ર અંગીકાર કર્યું. વિશુદ્ધ રીતે ચારિત્ર પાળી-વિવિધ પ્રકારના તપ કરી-કેવળજ્ઞાન ઉપાર્જન કર્યું અને આયુઃ ક્ષયે મોક્ષગતિને પ્રાપ્ત થયા.

આ વાર્ત્તા માંહેની શીલવતીના ચરિત્રનું દ્રષ્ટાંત લઇ સર્વે સ્ત્રીઓએ ઉમદા વૃત્તિવાળા થવું અર્થાત્ પોતાના કુટુંબના સર્વ મનુષ્યોને અને પોતાના સર્વ પરિજનોને જમાડીને પોતે જમવાનો રીવાજ રાખવો અથવા દરેક બાબતમાં મોટી નજરવાળા થવું. તેની પ્રમાણે પોતાના ભર્ત્તાની આજ્ઞા સંપૂર્ણ રીતે પાળવી અને કુટુંબના મનુષ્યોમાંથી કોઇ કટુ વચન કહે અથવા કોઇ મીઠા વચન કહેતો તેથી વૃત્તિ એકજ સરખી રાખવી અને કલેશ કરવો નહિ અથવા થવા દેવો નહિ; શૂરપાળ અને શીલવતીએ પૂર્વભવે સુપાત્રદાન આપ્યું અને તેની અનુમોદના કરી તો તેથી તેઓ શ્રેષ્ટ રાજ્ય ઋદ્ધિને પામ્યા એમ જાણી સુપાત્ર દાન દેવામાં સર્વે મનુષ્યોએ ઉદ્યુક્ત થઇ અતિથિ સંવિભાગ વ્રત ગ્રહણ કરવું એજ આ કથાનો સાર છે.

## ચંપકમાલા.

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં વિશાલા નામે નગરી હતી. તે નગરીનો લલિતાંગ નામે અત્યંત ધર્મવંત રાજા હતો. શી-

લવતી, ગુણવતી અને ધર્મમાં દૃઢ બુદ્ધિવાળી પ્રીતિમતી નામે એ રાજાની સ્ત્રી હતી. સ્ત્રી પુરૂષ બંને ધર્મ બુદ્ધિવાળા હતા તેથી તેઓનો નિર્મળ પ્યાર હતો. તેઓને અનુક્રમે પાંચ પુત્ર થયા પછી તે ઉપર એક પુત્રી થઈ. પાંચ પુત્ર ઉપર ફક્ત એકજ પુત્રી તેથી તેઓ ઘણા ખુશી થયા અને તેણી-નું નામ ચંપકમાલા પાડ્યું. કુંવરી પણ અત્યંત રૂપાળી તથા ચંચળ હોવાથી સૌને પ્રિય લાગતી. જ્યારે આઠ વર્ષની થઇ ત્યારે માતા પિતાએ તેણીને અધ્યયન કરાવવાને કુમુદચંદ્ર નામે પાઠકને સોંપી. પૂર્વના ભાગ્યોદયથી તે બાળા વિદ્યા ઉપર અત્યંત પ્રીતિવાળી હતી તેથી તેણીએ થોડા દિવ-સમાં લક્ષણ, સાહિત્ય, જ્યોતિષ અને ધર્મ શાસ્ત્રોનું સારી રીતે અધ્યયન કર્યું. એક દિવસ રાજા સામંત અને મંત્રી મંડળે સહિત કચેરીમાં બેઠો છે તેવામાં પ્રતિહારીએ વિનંતિ કરી કે—સ્વામિન્! કુણાલા નગરીના અધિપતિ અરિકેસરી નૃપનો અમરગુરૂ નામે પ્રધાન આપને મળવાને ઇચ્છે છે.

રાજાએ સત્વર તેને અંદર મોકલવાની આજ્ઞા કરી એટલે તે પ્રધાન ભૂપતિને નમન કરતો રાજસભામાં દાખલ થયો. રાજાએ ઊઠીને તેને આલિંગન કર્યું અને સારો સત્કાર કરી ઊચિત સ્થાનકે બેસાડયો. પછી અરિકેસરી રાજાના ક્ષેમ કુશળના સમાચાર પુછ્યા. એવામાં સખી સમૂહે પરિવૃત્ત ચંપકમાળા અધ્યાપક સહિત રાજાને નમન કરવાને આવી. તે સમયે રાજાએ તેને વહાલથી ખોળામાં બેસારીને પુછ્યું—બેન! તું આજ સુધીમાં શું શું ભણી તે કહે. ઊત્તરમાં કુંવરી કાંઇ બોલી નહિ એટલે અધ્યાપકે કહ્યું—એ બાળા ડાહી છે એટલે પોતાની પ્રશંસાના ભયથી કાંઇ બોલી નહિ પરંતુ એ ઘણા શાસ્ત્રના પરમાર્થ જાણે છે. તે સાંભળી અમરગુ-રૂએ મનમાં વિચાર્યું કે આ કુમારી જો અરિકેસરી રાજાની સ્ત્રી થાય તો ઘણું રૂડું થાય; એમ વિચારી તે બોલ્યો—રા-જપુત્રિ! તેં ચૂડામણિ ગ્રંથનો અભ્યાસ કર્યો છે?

લજ્જાળુ વદને કુંવરી બોલી-કાંઈક કહું છું.

અમરગુરૂ—ત્યારે તે ગ્રંથના આધારથી કહો કે તમારો ભર્ત્તા કોણ થશે? ક્યારે થશે? કેટલા પુત્ર થશે? અને કેટલી પુત્રી થશે?

તે સાંભળી કુંવરી લાજથી બોલી નહિ એટલે અધ્યાપકે કહ્યું-બેન! તું લજ્જાએ બોલતી નથી પણ વિદ્યાની હેલના થશે. પરીક્ષકની આગળ શરમ રાખવી ન જોઈએ.' ત્યારે વિચારીને મધુર સ્વરથી કુંવરી બોલી-એક વર્ષ પછી અરિકેસરી રાજા મારો ભર્ત્તા થશે. બાર વર્ષ સુધી અમારો સ્નેહ અવિછિન્ન રહેશે. છ મહિના સ્નેહ ત્રુટશે પછી સધાશે, બે પુત્ર થશે અને એક પુત્રી થશે. એટલી વાત પુછવાથી કહી હવે વગર પુછી હકીકત કહું તે સાંભળો.

તમારો પુત્ર આજથી દશમા દિવસ ઉપર મૃત્યુ પામ્યો છે. તેજ રાત્રીએ તમારી સ્ત્રીએ બીજો લક્ષણવંત પુત્ર પ્રસવ્યો છે. તે સાંભળી મંત્રીએ હર્ષવિષાદ સહિત પુછયું કે-પુત્રને મૃત્યુ પામવાનું શું કારણ બન્યું. ત્યારે ફરી કુંવરી ચૂડામણિ ગ્રંથના પરમાર્થે વિશેષ વિચારીને બોલી-જ્યારે તમે રાજાની આજ્ઞાએ મારા પિતા પાસે આવવાને નીકળ્યા ત્યારે તમારો પુત્ર પણ સાથે નિકળ્યો રસ્તે પરિશ્રમથી થાકી ગયો એટલે તમે તેને પાછો મુકયો તેવારે મનમાં અપમાન ધરતો પાછો ગયો. પોતાના મિત્રો સાથે ક્રીડા કરતો કાળ નિર્ગમન કરવા લાગ્યો. એક દિવસ તે મિત્ર મંડળ સાથે તમારા પૂર્વજોનું ખડ્ગ લઇને ઉજાણી જવા નીકળ્યો. તેવારે તેની માતાએ કહ્યું કે-વત્સ! એ ખડ્ગરત્ન પૂજવા યોગ્ય છે, એને હલાવાય નહિ માટે તું એ મુકીને જા. તે સાંભળી પોતાનું અપમાન થયું ગણી ક્રોધાતુર થયો. રાત્રે સર્વના સુઈ રહ્યા પછી ધીમે ધીમે ઉઠી બહાર નીકળી ઉપવનમાં જઇ વાવમાં પડયો. તેજ વખત તેની પ્રાણ નીકળી ગયા. તેની માતાએ અને પ્રમુખ પરિજન વર્ગે પ્રાતઃકાળે સઘળે શોધ

ફરી પણ જડયો નહિ એટલે તમારી પાસે માણસ મોકલ્યો છે તે હમણા અત્રે આવે છે.'

એ પ્રમાણે તે બોલી રહી એવામાં તે માણસ પણ ત્યાં આવી પહોંચ્યો. કુંવરીના કહ્યા પ્રમાણે તેણે સઘળા સમાચાર જણાવ્યા. તે સાંભળી અમરગુરૂ મનમાં ખેદ પામ્યો પણ કુંવરીની ચતુરાઇથી ખુશી થઇ રાજાને કહેવા લાગ્યો–'રાજન્! તમે ભાગ્યશાળી છો. તમે ધન્ય છો. તમારે ઘરે આ સાક્ષાત સરસ્વતી અવતરી છે.' એ પ્રમાણે તે તથા સભાના સર્વ મનુષ્યો કુંવરીની પ્રશંસા કરવા લાગ્યા, વિદ્યાની બલિહારી ગવાણી અને જ્ઞાન એજ પરમ ભૂષણ છે, એમ સિદ્ધાંત થયો.

પછી કુંવરીએ ત્યાંથી ઉઠવા માંડયું એટલે રાજાએ કુમુદચંદ્ર અધ્યાપકને પારિતોષિકમાં અંગના આભૂષણ તથા લાખ સોનૈયાનું આસન આપ્યું. લોકોએ પણ કેટલીક ભેટ આપી. ચંપકમાલા અને અધ્યાપકના ગયા પછી રાજાએ અમરગુરૂને કહ્યું કે–'તમારા રાજાએ જે સંદેશો કહ્યો હોય તે કહીને તમે ઉતાવળા ઘરે જાઓ.' તેવારે તેણે કહ્યું કે–તમારા દેશની સીમાએ ગઢ છે તેની અમારે જરૂર છે માટે તે આપો.

લલિતાંગ રાજાએ કહ્યું–સર્વ રાજ્ય અરિકેસરી રાજાનું છે તે ગઢ ખુશીથી તમારે સ્વાધીન કરી લો. તે સાંભળી અમરગુરૂએ રાજાની સજ્જનતાની પ્રશંસા કરી ઘર તરફ જવાની રજા માગી. રાજાએ પણ તેને ઉતાવળનું કામ જાણી રજા આપી એટલે ત્યાંથી સત્વર નીકળી કુણાલા નગરે આવ્યો. પુત્ર સંબંધી સર્વ સમાચાર તેવીજ રીતે જાણ્યા. હવે તેમાં ઉપાય નથી-જાણી શોક કરવો છોડી દીધો. પુત્રની અજ્ઞાનતા ઉપર દયા આવી. કુંવરીના જ્ઞાનગુણની વાત મનમાં રમ્યા કરી. રાજા પાસે જઈ લલિતાંગ રાજાનું ભેટણું આપ્યું, સર્વ વર્તમાન જણાવ્યા અને કુંવરી સંબંધી વૃત્તાંત

પણ કહ્યો. તે સાંભળી રાજા આશ્ચર્ય પામતો બોલ્યો-તમે એટલો પ્રમાદ શામાટે કર્યો? તેવારેજ તમે તે બાળાની માગણી કેમ ન કરી? તે જો કોઈ અન્ય રાજાને આપશે તો મારી આશાભંગ કર્યા જેવું થશે.

અમરગુરૂ બોલ્યા-તે કન્યાએજ કહ્યું છે કે તમે તેને એક વર્ષ પછી વરશો.

રાજા-તે વાત ખરી પણ મને નજરે જોયાવિના કેમ તૃપ્તિ થાય. માટે પ્રાર્થના કરવાને મિષે તમે પાછા ત્યાં જાઓ. હું પણ વેષ બદલીને તમારી સાથે ચાકર રૂપે આવીશ.એમ નિર્ધાર કરી અમરગુરૂ કેટલાક માણસ લઇને ચાલ્યા. રાજા પણ સાથે ગયો. ત્યાં જઈ અમરગુરૂ લલિતાંગ રાજાને મળવાને આસ્થાન સભામાં ગયા. રાજા પણ તેનો બચકો ઝાલી સાથે ગયો. લલિતાંગ રાજાને અમરગુરૂ મળ્યા. રાજાએ તેમને ઉચિત આસને બેસારી તરત પાછા આવ્યા માટે અરિકેસરી રાજાના કુશળ સમાચાર પુછી શીઘ્ર આવવાનું કારણ પુછ્યું. તે વારે અમરગુરૂએ કહ્યું-મારે મુખે તમારી પુત્રીના ગુણની પ્રશંસા સાંભળીને અરિકેસરી રાજાને તેની ઉપર ઘણો રાગ ઉપજ્યો. એક વર્ષની ઢીલ જાણી તોપણ તેણીને જોવાને મન ઘણું ઉત્સુક થયું. રાજા જો ચંપકમાલાને ન દેખેતો પ્રાણ ત્યાગ કરે એવો રાગ થયો માટે હું તમારી પાસે પ્રાર્થના કરવાને આવ્યો છું, જેમ આપને ઘટે તેમ કરો.

એમ વાત કરે છે તેવામાં ચંપકમાલા પિતાને પગે લાગવાને ત્યાં આવી. રાજાએ તેણીને ખોળામાં બેસારીને પુછ્યું-વત્સ! આ અમરગુરૂ શા માટે આવ્યા છે?

તે બોલી-તેઓ મારી માગણી કરવાને આવ્યા છે અને તેની સાથે બચકો ઝાલનાર અરિકેસરી રાજા પોતે છે.

તે સાંભળી વિસ્મય પામી લલિતાંગ રાજાએ આસનથી ઉઠી અરિકેસરીના હાથમાંથી બચકો લઇ તેને પ્રણામ કર્યો અને પોતાની સમીપે આસન ઉપર બેસાર્યો. પછી કુંવરીને

પુછયું કે—તારા પાણિ ગ્રહણને વર્ષ દિવસનો વિલંબ થવાનું શું કારણ છે? ચંપકમાલા પોતાના પગના અંગુઠા સામું જોઈ રહી અને બોલી નહિ. તે વારે રાજાએ જ્યોતિષીને બોલાવીને પુછયું કે-કુંવરીનું લગ્ન જોઇને કહો.

તેણે કહ્યું-આ વર્ષમાં રૂડું લગ્ન નથી. કારણકે સૂર્યસ્થાને બૃહસ્પતિ આવ્યો છે કહ્યું છે કે-

> गुरुक्षेत्रं गते भानौ भानुक्षेत्रं गते गुरौ ।
> विवाहादि न कुर्वीत वांछन् शुभ परंपराम् ॥

ગુરૂના સ્થાનને વિષે સૂર્ય ગયો હોય અથવા સૂર્યના સ્થાનમાં ગુરૂ ગયો હોય તો શુભની પરંપરા ઈચ્છનારા મનુષ્યોએ વિવાહાદિ કાર્ય ન કરવા.

આવતા વર્ષમાં વૈશાક શુદિ અગીયારશને દિવસે ઉત્તરા ફાલ્ગુનીને પહેલે પાયે હર્ષણ યોગે સૂર્યનક્ષત્રથી દશમે નક્ષત્રે શુદ્ધ લગ્ન છે. તે દિવસે પાંચ ગ્રહને બળે યુક્ત સૂર્ય તથા શુક્ર ઉચ્ચસ્થાનક પામ્યા છે માટે તે દિવસે લગ્ન કરવા એવો જ્યોર્ષાતિએ વિચાર બતાવ્યો, એટલે રાજાએ લગ્ન દિવસ લખાવીને પુરોહિતને આપ્યો, જ્યોતિષીને દાન સન્માન આપી વિસર્જન કર્યો. પછી અરિકેસરી રાજાને લક્ષપાક તેલવડે મર્દન કરાવી, શુદ્ધ જળે સ્નાન કરાવી, નવા વસ્ત્ર પહેરાવી દેરાસરમાં લાવી પુષ્પ ગંધાદિક પૂજા સામગ્રી આપી. તેવારે તેણે પણ વ્યવહારથી પૂજા પ્રણામ કર્યો. પછી ભોજનશાલામાં ગયા. ત્યાં સર્વ પરિવાર સાથે તેને ભોજન કરાવ્યું. પછી તાંબુલ આપી સિંહાસન ઉપર બેસારી લલિતાંગ રાજાએ કહ્યું-'રાજન્! આજે અમારા ધનભાગ્ય છે, આજે અમારા પુણ્યનો ઉદય થયો છે જેથી તમારા જેવા સજ્જન પુરૂષ અમારે ત્યાં પધાર્યા. મારવાડની ભૂમિમાં હંસ ક્યાંથી આવે? કદાચ આવે તો તે કેટલીવાર રહે? તમે પણ અમારે ઘરે.તેવીજ રીતે આવી ચડયા છો માટે હાલ

સુખે અત્રે રહી અમને કૃતાર્થ કરો. જ્યારે આપ ઘરે પધારશો ત્યારે ચંપકમાલા તમારી સાથે આવશે.'

તે સાંભળી અરિકેસરી રાજા બોલ્યો–'ઉચિત કાર્યમાં કુશળ, સમયના જાણ, ધીર, વીર અને સજ્જનમાં અગ્રેસર એવા તમારા સરખા બીજા કોણ થશે? તમારૂં લાવણ્ય, તમારો સ્નેહ અને તમારો વિનય જોઇને હું તૃપ્તિ પામતો નથી. ચંપકમાલા સાથે ન આવે ત્યાં સુધી તો ધાર્યું કાર્ય તે અધુરૂંજ છે પણ તમે અમારી સાથેજ મોકલવાનું કહો છો તે અમારી ઉપરનો તમારો સ્નેહ અપ્રતિમ છે. આપ રહેવાનું કહો છો પણ રાજ્ય શૂન્ય મુકીને અમે અત્રે આવ્યા છીએ. હવે આપને યોગ્ય લાગે તેમ કરો.'

પછી લલિતાંગ ભૂપતિએ તેમને ઘણા આદર સન્માન પૂર્વક હાથી, ઘોડા, રથ, રત્ન અને આભૂષણ વગેરેની પહેરામણી આપી ચંપકમાલાની સાથે વિદાય કર્યા. તેમને વળાવી રાજા ઘરે આવ્યો અરિકેસરી રાજા પણ પોતાને નગરે પહોંચ્યો ત્યાં ચંપકમાલાને એવા પ્રાસાદમાં રાખી કે પોતાને સ્થાનકે બેઠા હમેશાં તેનું દર્શન થાય. કોઇ વખત ચંપકમાળાને આવાસે જાય અને કોઇ વખત પોતાને સ્થાનકે રહી તેને જોઇ આનંદ પામે.

એક દિવસ રાજા અમરગુરૂને સાથે લઇ રાણીને આવાસે ગયા તે સમયે અમરગુરૂએ કહ્યું કે કાંઇક કલા વિચાર કહો. તે વારે કુશળ ચંપકમાલા બોલી–વિવિધ પ્રકારના દર્શન છે તેમાં તમારે કયો ધર્મ માન્ય છે?

અમરગુરૂ–એવી પ્રસ્તાવ વિનાની વાત શું કહો છો? ધર્મ સંબંધી તકરાર નીરસ છે માટે કંઇ બીજી કલા સંબંધી વાર્ત્તા કરો.'

ચંપકમાલા–એને તમે પ્રસ્તાવ વિનાની વાત કેમ કહો છો? સર્વ કલામાં પ્રધાન કલા તે ધર્મ કલા છે કારણ કે આ લોક અને પરલોક બંનેને સાધવાનું સ્થાન ધર્મ છે.કહ્યું છે કે–

बावत्तरी कला पंडिया वि पुरिसा अपंडियाचेव।
सव्व कलाणं पवरं जे धम्मकलं न जाणंति ॥

બોતેર કળાને વિષે પંડિત હોય પણ જે પુરૂષ સર્વ કલાને વિષે શ્રેષ્ટ એવી ધર્મકલાને નથી જાણતા તે અપંડિત સમાન છે.

અમરગુરૂ–એમાં કાંઇ વિશેષ વિચાર કરવાનો નથી. જેના પૂર્વ પુરૂષે જે ધર્મ સેવ્યો તે તેનો ધર્મ. જેમ માતા દુઃશીલ હોય અથવા સુશીલ હોય તેના વિચારનું પ્રયોજન નથી તેમ ધર્મ સંબંધી બાબતમાં નવા વિચારનું પ્રયોજન નથી જેમ વૈદ્ય ગમે તેવો હોય પણ રોગીને ઔષધ સાથે કાર્ય તેમજ પોતાના ગુરૂએ યજ્ઞ પ્રમુખ ધર્મ જેમ કહ્યો તેમજ પ્રમાણ તેમાં બીજી ચિંતાનું પ્રયોજન નથી.

ચંપકમાલા–તમે કહ્યું તે ખરૂં હશે પરંતુ તમારા સરખા પંડિત પુરૂષને એમ બોલવું ઘટે નહિ. ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થમાં ધર્મ એ પરમ પુરૂષાર્થ છે કારણ કે ધર્મથી અર્થ અને અર્થથી કામ નીપજે છે કહ્યું છે કે—

धर्मादर्थोऽर्थतः कामः कामात्सुख फलोदयः।
आत्मानं हंति तौ हत्वा यो यक्त्या न निषेवते ॥१॥

તે માટે ધર્મનો વિચારતો કરવોજ ઘટે છે. વળી તમે કહ્યું કે પૂર્વ પુરૂષનો ક્રમાગત આવ્યો તે ધર્મ એ યુક્તિ પણ ઘટે નહિ, કારણ કે પૂર્વ પુરૂષ દરીદ્રિ હોય અથવા રોગી હોય તો તેના પુત્રો રોગીપણું અને દરીદ્રિપણું ન છોડે? તેવીજ રીતે માતાનો દ્રષ્ટાંત દીધો તે પણ અયુક્ત છે. જો માતા દુઃશીલ હોય અને પુત્ર તેનો ત્યાગ ન કરેતો તે માતા પુત્રને અવશ્ય મારે, અને તે બાબત બ્રહ્મદત્ત ચક્રવર્ત્તિનો દ્રષ્ટાંત પ્રસિદ્ધ છે. ઔષધનો દ્રષ્ટાંત દીધો તે પણ અઘટિત છે કારણ કે વૈદ્ય જો આળસુ વ્યવસાયી અજ્ઞાન અને બેચિત્ત હોય તો તે રોગહારીને બદલે રોગના વૃદ્ધિ કરનાર ઔષધ

આપીજે છે અને તેથી કેટલીક વાર રોગી મૃત્યુને પણ આ- ધીન થાય છે. તેવી રીતે આમાં વૈદ્ય સ્થાનીય ગુરૂ છે તે રા ગ દ્વેષ રહિત અને પરમાર્થના જાણજ જોઇએ, કારણ કે એ- વા ગુરૂ હોયતોજ તે ભવ ભ્રમણ રૂપ રોગને માટે ઊત્કૃષ્ટ ઔષધ આપી શકે. તેવા ગુરૂતો અરિહંત પોતે છે અથવા તે- મની આજ્ઞા પ્રમાણે સમયોચિત યતનાએ વર્તતા મત્સર ર- હિત સુસાધુ છે. માટે તેમનેજ ગુરૂ તરીકે માનવા જોઇએ અને તેમનોજ કહેલો ધર્મ પ્રમાણ થવો જોઇએ. દેવ પણ રાગદ્વેષાદિ દોષે રહિત એવા અરિહંત છે કારણ કે બીજા દે- વ તેવા નથી.

અમરગુરૂ-તેને માટે શું પ્રમાણ છે?

ચંપકમાલા-અન્ય શાસ્ત્રોમાં દેવનું સ્વરૂપ કહ્યું છે તેમાં. જોઇએ છીએ તો પૂર્વ સૃષ્ટિનો સંહાર કરવો નવી સૃષ્ટિ ઉ- ત્પન્ન કરવી, સ્ત્રીને પાસે રાખવી, શસ્ત્ર ધરવા, જપમાલા રા ખવી વગેરે રાગ દ્વેષના લક્ષણ છે માટે તે દેવ નહિ. અરિ- હંતમાં તેવું રાગદ્વેષનું લક્ષણ બીલકુલ નથી એટલુંજ ન- હિ પણ તે અઢાર દૂષણે રહિત સર્વ ગુણે સંપન્ન અને મોક્ષ સુખને પ્રાપ્ત થયેલા છે માટે તેમનેજ દેવ તરીકે માનવા યુક્ત છે.

એવી રીતે સમજાવીને તેઓને નિરૂત્તર કર્યા તે સમયે રા- જા અને અમરગુરૂ સમકિત પામ્યા અને જૈનધર્મ અંગીકાર કર્યો. જૈનમતમાં નિશ્ચલ ચિત્તવાળા થયા. પોતાને સત્ય મા- ર્ગ બતાવ્યો તે સંબંધે ચંપકમાલાનો ઉપકાર માનતો અ- મરગુરૂ બોલ્યો-ભદ્રે! તેં અમને જૈનધર્મમાં સ્થાપ્યા માટે સંસાર સમુદ્રમાં તું અમને જહાજ સમાન થઇ. એવી રીતે ચર્ચા કરી ચંપકમાલાના ગુણથી હર્ષ પામતા તેઓ પોતાને આવાસે ગયા.'

એમ કરતાં એક વર્ષ તે એક યુગ સરખુ કષ્ટે ગમાવ્યુ પછી લગ્ન દિવસે મોટા આડંબરથી રાજાએ ચંપકમાલાનુ પાણિ ગ્રહણ કર્યું. તે સ્ત્રી સાથે દેવતાની પેઠે વિષય સુખ

ભોગવતા ગયો કાળ પણ જણાતો નથી. એમ સુખમાં દિવસ નિર્ગમન કરે છે તેવામાં એક દિવસ રાત્રીના પ્રથમ પ્રહરમાં હું ઊંટ ઉપર ચડીને દક્ષિણ દિશામાં જઊં છું.' એવું સ્વપ્ન અમરગુરૂએ જોયું. જાગૃત થઇને વિચાર્યું કે જો આ સ્વપ્ન સાચુ હશે તો હવે મારૂ આયુષ્ય અલ્પ જાણવું. પ્રભાતે એ વાત રાજાને નિવેદન કરી તે સંબંધી રાણીને પુછવાને કહ્યું તેવારે રાજા અમરગુરૂને રાણી પાસે લાવ્યા. તેણે રાજાને પુછવાનું કહ્યું તેવામાં ચંપકમાલાએ વગરપુછે સર્વ વ્યતિકર સંભળાવી કહ્યું કે–દશ મહિના આયુષ્ય બાકી છે.' તે સાંભળીને ફરી પુછયું કે–મારા ધર્મગુરૂ કયાં છે? રાણીએ કહ્યું કે અહીથી સો યોજન ઉપર પુર્ણપુર નગરે છે. પછી અમરગુરૂએ રાજા રાણીને ખમાવ્યા અને પોતાનો ચારિત્ર લેવા સંબંધી અભિપ્રાય જણાવ્યો રાજાએ કહ્યું કે આ લોક અને પરલોકના સુખનું કારણ એવી જે આ ચંપકમાલા તેને દેશાંતરથી તમે લાવ્યા એ તમારો ઉપકાર કેમ વિસરાશે? તમારા વિયોગ સંબંધી દુઃખ મહારાથી કોઇ રીતે ન સહન થાય તેવું છે પણ તમારા ઉત્કૃષ્ટ પરિણામમાં અંતરાય કરવો એ ઉચિત નથી. પછી તેમના પુત્રને બોલાવીને રાજાએ તેને પટ્ટે સ્થાપન કર્યો. અમારી પડહ વજડાવ્યો. બંદીખાના છોડયા અને દીન અનાથને પુષ્કળ દાન દીધા. અમરગુરૂ પણ સાધર્મિકને સન્માન દઇ, જિન મંદિરમાં વિવિધ પ્રકારની પુજા રચાવી, અઠ્ઠાઈ મહોત્સવ કરી ધર્મકાર્યમાં ઘણું દ્રવ્ય વ્યય કરી રાજાની આજ્ઞા લઇને દીક્ષા લેવા ચાલ્યા. રાજા પ્રમુખ કેટલેક સુધી વળાવીને પાછા વળ્યા. અમરગુરૂએ શ્રી સમયજલધિ નામે કેવલીની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. રૂડી રીતે ચારિત્રપાળી કેવળજ્ઞાન પામી મોક્ષે પધાર્યા.

સ્ત્રીઓ સ્વભાવથીજ કેટલીક બાબતમાં હલકા વિચાર વાળી હોય છે તેઓની બુદ્ધિ રૂડા કાર્યમાં પ્રવૃત્ત થવાને બદલે નીચ કાર્યમાં તરત પ્રવૃત્ત થાય છે. જો તેઓને વિદ્યા પ્રા-

મ કરવાનો વખત મળ્યો હોય અને સારી રીતે જ્ઞાન સં પાદન કર્યું હોય તો તેવા નીચ વિચારો ઓછા થઇ સારા સંસ્કારવાળી થાય છે પરંતુ જો અજ્ઞાન રહી હોયતો તે નીચ વાસનાઓજ વૃદ્ધિ પામ્યા કરે છે. તેવી અજ્ઞાન સ્ત્રીઓ બીજી બાબતની જેમ પોતાની શોકયની બાબતમાં અત્યંત હલકા વિચારવાળી હોય છે. પોતાથી બનેતો શોકને કે તેના બાળકને મારી નાખવાનો અથવા હરેક રીતે તે અપમાન પામે તેવો પ્રયત્ન નિરંતર કર્યા કરે છે. રાજાની પૂર્વની પટ્ટરાણી દુલ્લહદેવી તેવા સ્વભાવવાળી હતી તેથી તે ચંપકમાળા ઉપર અત્યંત દ્વેષ ધરતી અને કોઇ પણ રીતે તેનું અપમાન થાય તેવા ઉપાય કરતી. બીજી કોઇ પણ રીતે પોતાના પ્રયત્નમાં તે ફાવી નહિ ત્યારે તેણે સુલસા નામની એક પરિવ્રાજિકાની ઘણી રીતે સેવા કરી અને તેને પોતાની ઉપર પ્રીતિવાળી કરી પછી તેણીને કહ્યું કે-ભગવતિ! ચંપકમાલાની ઉપર કાંઇક કલંક લગાડો જેથી રાજા વિષમિશ્રિત અન્નની જેમ તેણીનો ત્યાગ કરે.

તે સાંભળી પરિવ્રાજિકા બોલી--'સર્વ ગુણમાં જ્ઞાન ગુણ અને વિનય ગુણ શ્રેષ્ટ છે. જે સ્ત્રીઓમાં તે ગુણ હોય છે તે સ્ત્રીઓ સર્વત્ર સિદ્ધિ પામે છે ચંપકમાલામાં એ બંને ગુણ છે તેથી રાજા તેની ઉપર અત્યંત રાગવાળો છે માટે તેનો સ્નેહ તોડાવવો એ કઠિન કામ છે. તેણી એ પ્રમાણે બોલી રહી એટલે દુલ્લહદેવીએ કરગરીને કહ્યું કે-તમે શક્તિવાળા છો, તમારા શિવાય બીજાથી એ કાર્ય નહિ બને માટે તમેજ કૃપા કરીને તે કાર્ય કરો. તેવારે પરિવ્રાજિકાએ કહ્યું કે મૂઢાત્મા રાજા એમ વિચારે છે કે પરમ પદનો હેતુ જૈનધર્મ છે. તે ધર્મ ચંપકમાલાએ મને પમાડ્યો.' એમ ધારી તે તેણીનું બહુ માન કરે છે માટે પ્રથમ હું ચંપકમાલાને ધર્મથી ભ્રષ્ટ કરૂં જેથી રાજા પોતાની મેળે જાણશે કે એ મુખથી જેમ બોલે છે તેમ કરતી નથી અને તેથી

તેનો ત્યાગ કરશે. માટે પહેલાં એને ધર્મથી ભ્રષ્ટ કરવાનો ઉપાય કરી પછી કલંકિત કરવાનો ઉપાય કરીશ. એમ રાણીને કહી તે પોતાને સ્થાનકે ગઇ. પછી નિરંતર ચંપકમાલાને જૈનધર્મથી ભ્રષ્ટ કરવાનો ઉપાય વિચારતાં જાણ્યું કે એને પુત્ર નથી, માટે એની પાસે જઈ પુત્ર પ્રાપ્તિનો ઉપાય કહી મારે વશ કરૂં. એમ ધારી બીજે દિવસે પ્રભાતે ચંપકમાલાના વાસભુવનમાં ગઈ. આશીર્વાદ દઇ ચંપકમાલાને એકાંતે બોલાવી કહેવા લાગી કે તમારે પુત્ર નથી અને પુત્ર વિના ભર્ત્તારનો ઘણો પ્રેમ હોય તો પણ તે ઓછો થાય. વળી પુત્ર વિના સદ્‌ગતિ નથી. સ્રીનું જીવન પુત્ર વિના નિરર્થક છે. ગૃહસ્થાવાસમાં દંપતીને પુત્ર એજ ખરેખરૂં સુખનું સાધન છે માટે હું તમને પુત્ર પ્રાપ્તિનો ઉપાય કહું તે કરો. આ મૂલી તથા મંત્રે પવિત્રે કરેલી રક્ષા લેઇને સ્નાન કરો. કાલી દેવીની પૂજા કરો અને તેની પાસે પુત્રની યાચના કરો. એમ કરતા તમારે પુત્ર થશે.

અજ્ઞાન સ્રીઓ પુત્રને માટે ગમે તેવા કાર્ય કરે છે, ગમે તેની પૂજા કરે છે. અને જેવા તેવા મનુષ્યના કહ્યા પ્રમાણે વર્ત્તે છે. પોતાને પુત્ર ન હોય તો તેને માટે જયાં ત્યાં ભટકયા કરે છે અને અજ્ઞાનના ભરેલા કાર્યોમાં પ્રવર્ત્તે છે. ચંપકમાલા તેવી ન હતી. તેણીનામાં ઊંચા પ્રકારના જ્ઞાન ગુણે વાસ કર્યો હતો; ધર્મને વિષે તે દૃઢ બુદ્ધિવાળી હતી અને નિર્મળ સમ્યકત્વ ધારણ કરનારી હતી. તેથી તે પરિવ્રાજિકાનો તેવો ઉપદેશ સાંભળી ગુસ્સે થઇને બોલી-હે ધૂર્ત્ત! એવા તારા ઉપદેશથી બીજી અજ્ઞાન સ્રીઓ ધૂતાય પણ મારી પાસે તારૂં ચાલવાનું નથી. જે ધર્મે ભાવિત હોય અને જેણે સંસારને દુઃખરૂપ જાણ્યો હોય તેને તારા જેવી ઠગારીના વચન રૂચતાજ નથી. પુત્ર વિના ભર્ત્તારનો પ્રેમ પાતળો પડે એ મૂર્ખાઇનું વચન છે કારણ કે ચક્રવર્ત્તિની. સ્રીરત્નને પુત્ર તો થતો નથી. પણ સ્નેહ તો આખા ભવ પર્યંત રહે

છે. વળી તેં કહ્યું કે અપુત્રિયાને સદ્ગતિ ન હોય તે પણ અજ્ઞાન વિલાસ છે કારણ કે પુત્ર તો અબ્રહ્મનો હેતુ છે, બ્ર- હ્મચર્ય તેજ ધર્મ છે અને ધર્મથી સદ્ગતિ થાય છે. વળી પુ- ત્રથીજ જો સ્વર્ગ મળતું હોય તો ભુંડ, શુકરી, કૂતરી અને કૂકડી પ્રમુખને સદ્ગતિજ થવી જોઇએ. જો રક્ષા પ્રમુખે પુત્ર થતો હોય તો જગત્માં કોઇ પુત્ર રહિતજ ન રહેવું જોઇએ તે કાલી દેવીની પૂજા કરવાનું કહ્યું તે કાલી દેવી કોણ છે? જો તે મદિરા માંસમાં ગૃદ્ધ હોય તો તેમાં દેવપણું પણ મૂર્ખ હોય તે માને. માટે પુત્ર સંબંધી તારી વાત સર્વ ઠ- ગાઈ ભરેલી છે. હું તો એક જિન અને જિન મતમાં રહેલા જનો શિવાય બીજાને પગેજ લાગતી નથી. હસ્તિ છોડીને ગધેડાની સ્વારી કોણ કરે. માટે તારૂં તેવું ડહાપણ તારી પાસેજ રાખ અને અહીંથી ચાલી જા.' એ પ્રમાણે યુક્તિએ બોલતી અટકાવી તો પણ તે ઉઠી નહિ એટલે પ્રતિહારી પાસે બાહ્ય ઝાલીને કાઢી મુકાવી.

તે ઉપરથી તે પરિવ્રાજિકા કષાયે ધમધમતી થકી પૂર્વ સાધિત વિદ્યા સંભારવા લાગી. ત્યારે તે વિદ્યા પ્રગટ થઇને બોલી કે તેં મને કેમ સંભારી છે? તેણીએ કહ્યું કે 'આ પાપિણી ચંપકમાલા પોતાના જ્ઞાનથી ગર્વવતી થ[illegible] મારી પણ અવજ્ઞા કરે છે માટે એ ચિરકાળ સુધી શારીરિ[illegible] અને મા- નસિક દુ:ખ ભોગવતી રહે અને રાજા એનો [illegible]ાગ કરે એવું કુશીલનું કલંક તેની ઉપર ચઢાવો' પછી તે [illegible]દ્યા દેવી અં- તર્ધાન થઇ.

હવે ચંપકમાલાના વાસ ભુવનમાં જ્યારે રાજા આવ્યો ત્યારે વિદ્યા દેવીએ તેને એક પુરૂષ ફરતો દેખાડયો. તેને રા- જા રૂડી રીતે જોવા જાયં છે તેવામાં તે અદ્રશ્ય થઇ ગયો. તે ઉપરથી રાજા અત્યંત વિસ્મય પામ્યો અને વિચારવા લા- ગ્યો કે-'આ ચંપકમાલાના રૂપથી મોહ પામીને કોઇ વિદ્યા ધરે તેની પ્રાર્થના કરી જણાય છે અને તે ઉપરથી તેણીએ

તેની તે પ્રાર્થના કબુલ કરી દેખાય છે!! એ વિદ્યાધર નિરં-તર ગુપ્ત રીતે અહીં આવતો હશે એમ જણાય છે. અહો! ધિક્કાર પડો સ્ત્રીના સ્વભાવને! સ્ત્રી કોઈની થઇ નથી અને થતી નથી. સ્ત્રીઓની ઉપર જે મનુષ્યો વિશ્વાસ રાખે છે તેઓ પૂર્ણ રીતે ઠગાય છે. સ્ત્રીને કોઇ પણ રીતે હાથમાં લે-વાયજ નહિ. પણ જે તેના મનમાં ગમ્યું તે ખરૂં. એ જિન વચને વાસિત, નિર્મળ કુળમાં ઉત્પન્ન થયેલી, ધૈર્યવાળી છે તોપણ કુશીલતા સેવે છે તો બીજી સ્ત્રીની શું વાત કરવી! હવે એ સ્ત્રી ભોગ યોગ્યતો નથી તો પણ તેણીએ મને જૈન ધર્મ પમાડયો છે એ મોટો ઉપકાર કર્યો છે જેનો લાખો ભ-વ સુધી પણ પ્રત્યુપકાર ન કરી શકીએ; માટે એની સાથે આલાપ સંલાપ તો કરવો પરંતુ કાગડે અભડાવેલા ભોજ-નની જેમ કોઇ ઇચ્છા ન કરે તેમ તેની સાથે ભોગની ઇચ્છા ન કરવી.' એ પ્રમાણે વિચારીને ભોગની વાંછા તથા ઈંગિત આકાર ગોપવીને રાણી પાસે ગયો. રાણીએ વિનય પૂર્વક ઊઠીને આદર સત્કાર આપ્યો. રાજા ક્ષણેક શય્યા ઉપર બે-સી વાતચીત કરી ઊઠી ગયો. એમ નિરંતર રાજા તેની પાસે જાય, થોડી વાર બેસી વાર્ત્તાલાપ કરે પણ ભોગની વાત કરે નહિ. ત્યારે રાણીએ વિચાર્યું કે રાજા મંદ સ્નેહી થયા જ-ણાય છે, કારણ કે સહજવાર આવીને ચાલ્યા જાય છે. તેનું શું કારણ હશે તે જાણવાને શબ્દના અક્ષર લઇને ચૂડામણિ ગ્રંથનો ઉપયોગ દીધો, તેથી જણાયું કે એ સર્વ પરિવ્રાજિ-કાનો વિલાસ છે.

સજ્જનો કોઇ પોતાનું વાંકુ બોલે, કોઇ પોતાનો બગાડ કરે અથવા કોઇ પોતાની ઉપર દ્વેષ કરે તો-પણ તેની ઉપર લેશ માત્ર ગુસ્સે થતા નથી, પ-રંતુ સર્વ પ્રાણિ કર્મને વશ છે એમ વિચારી આનંદ માને છે. પરિવ્રાજિકાએ પોતાની ઉપર કલંક ચઢાવ્યું છે અને તે-થી રાજા પોતાની ઉપર મંદસ્નેહી થયો છે એવું જાણ્યા છ-

તાં પણ ચંપકમાલાએ તેની ઉપર લેશમાત્ર ખેદ ધર્યો નહિ તેણીએ જાણ્યું કે મારે છ મહિના સુધી ભોગાંતરાય કર્મ ભોગવવાનું છે તે કાઢવાને એ નિમિત્તભૂત થઇ છે. વળી વિચાર્યું કે એમાં અંતરાય પણ શો છે? અજ્ઞાની જીવ મોહવશે અનાદિકાળથી એ અભ્યાસ સેવે છે માટે એમાં કાંઈ નથી. વિશેષે કરીને ધર્મને વિષે ઉદ્યમ કરવો ઘટે છે કારણકે ધર્મ એ સકળ સુખનું કારણ છે. જો પૂર્વે રૂડી રીતે ધર્મસાધન થયું હોય તો દ્વેષ કરનાર અથવા વિપરીત બોલનારનું કાંઇ ચાલતું નથી. એમ ધારી પોતે ધર્મસાધન કરવામાં તત્પર રહી કોઇ દિવસ મધુર કંઠે સઝ્ઝાય કરે, કોઇ દિવસ સુગંધી પુષ્પે દેવપૂજા કરે. કોઇ દિવસ સંસારનું સ્વરૂપ વિચારે, કોઇ દિવસ દેવગુરૂના ગુણગાન કરે અને કોઈ દિવસ ધર્મચર્ચા કરે; એમ પોતાનો સઘળો વખત ધર્મકાર્યમાં નિર્ગમન કરવા માંડયો. સખી સમૂહની સાથે સામાયિક પ્રતિક્રમણ કરે અને નિરંતર આનંદમાંજ રહે. કોઇ દિવસ તેના ચિત્તમાં રાજાના સ્નેહને માટે કે ભોગ સુખને માટે દિલગિરિ થતીજ નહિ. એક દિવસ પ્રતિક્રમણ કરીને ઉઠયા પછી મહર્ધિક સખીએ પુછયું કે બેન! તમારા ઉપર રાજાનો મંદસ્નેહ કેમ જણાય છે? ચંપકમાલાએ કહ્યું—'ચંદ્રકળાની પેઠે આને ભર્તારનો સ્નેહ વધે પણ ખરો. અને ઘટે પણ ખરો. હે સખિ! વિષયના સુખ તો કિંપાકવૃક્ષના ફળની જેમ દેખીતા રૂડા પણ અંતે પ્રાણના હરનાર છે તો તે સ્વયમેય ન સમજે તેમાં શું અયુકત છે? જે સ્ત્રીઓ નિરંતર વિષયમાંજ રાચી તેને માટે કુકૃત્યો અને કુવિકલ્પ કરે છે તેને ધિક્કાર હો.'

સખીએ કહ્યું કે એમજહો. તમારૂં કહેવું સત્ય છે પરંતુ લોકોમાં પરપુરૂષનો સંગમનો અપવાદ ચાલ્યો છે તે સાંભળી સજ્જનોના હૃદય બળે છે.

ચંપકમાલા બોલી કે—'લોકોમાં શી રીતે વાત ચાલે છે?

સખીએ કહ્યું—'કોઇ વિદ્યાધર નિરંતર તમારી સાથે ગુપ્ત રીતે રમે છે એવો અપવાદ લોકોમાં ચાલ્યો છે.'

ચંપકમાલા—તમે સાચુ કહ્યું મેં પણ ચુડામણિ ગ્રંથના ઉપયોગે એમજ જાણ્યું છે. લોકોમાં એવી અપકીર્તિ પેલી પરિવ્રાજિકાએ કરી છે. તથાપિ હવે તેનો એવો ઉપાય કરશું કે જેથી તમારા સરખા સજ્જનોના મુખ ઉજ્વળ થશે.

એ પ્રમાણે વાત કરીને સખી ઉઠી ગઈ. એવામાં રાજા ત્યાં આવ્યો; તેવારે ચંપકમાલા બોલી-રાજન્ ! તમે પુરૂષમાં ચુડામણિરત્ન સરખા છો. તમારા ગુણનું વર્ણન કોઇ પણ કરી શકે તેવું નથી; કારણ કે તમે મારો પ્રત્યક્ષ દોષ દેખીને પણ મારી ઉપર આવો સ્નેહ રાખ્યો છે. શય્યાને વિષે મારી સાથે રમતો પુરૂપ તમે દીઠો અને લોકમાં મારી તેવી અપકીર્તિ પ્રસરી છે એ સર્વે ચૂડામણિ ગ્રંથના જ્ઞાનવડે મેં જાણ્યું છે. હવે લોકોની સમક્ષ તમે મને આકરૂં ધીજ કરાવો જેથી મારો અપયશ ટળે.'

રાજા—શું ધીજ કરશો અને કયારે કરશો?

ચંપકમાલા—પ્રભાતે નગરના મહર્ધિક લોકો કહેશે તે પ્રમાણે ધીજ કરશું.

રાજાએ હા પાડી અને ત્યાંથી ઊઠી ગયો. પોતાને સ્થાનકે જઇને સુઇ રહ્યો. પાછલી રાત્રે જાગ્યો ત્યારે વિચારવા લાગ્યો કે રાણી ધીજ કરશે અને કદાચિત શુદ્ધ નહિ થાય તો બમણી અશાતા થશે. એમ હૃદયમાં જુદા જુદા પ્રકારના સંકલ્પ વિકલ્પ થવા માંડયા તેવામાં પ્રભાતકાળ થયો એટલે ઉઠીને રાજસભામાં આવ્યો. રાણીને તેની મરજી પ્રમાણે કરવા દેવું એમ નિશ્ચય થયો એટલે તરતજ પરિજનને તથા નગરના લોકોને તેડાવ્યા. અને તેઓની સમક્ષ રાજાએ કહ્યું કે ચંપકમાલા કુશીલણી છે એવો પ્રતિઘોષ લોકોમાં ચાલ્યો છે તે તેણીએ સાંભળ્યો હવે કહે છે કે હું નગરજનોની સમક્ષ આકરૂં ધીજ કરીને શુદ્ધ થઇશ ત્યારપ

છી ભોજન કરાશ. માટે તમે માષનું ધીજ કરાવવાનો વિ-
ચાર થયો.છે. તમે તે સંબંધી સર્વ સામગ્રી તૈયાર કરો. તે
સાંભળી લોકોએ કહ્યું કે પામર લોકોના વચન ઉપરથી એ-
વું કરવું ઘટિત નથી. સુવર્ણને શ્યામતા લાગતીજ નથી.

રાજાએ કહ્યું-તે વાત ખરી પણ જે અવર્ણવાદ વિસ્તર્યો
તે મોટા પુરૂષનો મહિમા હણે. વળી ગામને મુખે ગરણું ન
બંધાય માટે નિર્મળ થવું એ વધારે ઠીક છે.' એવું સાંભ-
ળી સર્વેએ કબુલ કર્યું એટલે રાજાએ સર્વની સાથે એક દિ-
વ્ય સ્થાનકે જઇ રાણીને તેડવા માણસ મોકલ્યા રાત્રે રા-
જાની સાથે વાત થયા પછી પૌષધ કર્યો હતો તે પારી વિ-
ધિપૂર્વક દેવપૂજા કરી શિબિકામાં બેસીને ચંપકમાલા ત્યાં
આવી. દુલ્લહદેવી પ્રમુખ સર્વ અંતઃપુર જવનિકાને અતરે
આવીને બેઠું. નગરમાં ચોતરફ કોલાહલ થઈ રહ્યો કે દેવી
આજે શુદ્ધ થશે. લોકોનો ટોળે ટોળાં ત્યાં આવવા લાગ્યાં
અને થોડીવારે તે સ્થળ લોકોથી ભરાઈ ગયું.

પછી સેવકજનોએ જાજ્વલ્યમાન અગ્નિ તૈયાર કરી તે
ઉપર તેલની કઢા ચઢાવી. તે જ્યારે અગ્નિમય થયું તેવારે
તેમાં માષ ( અડદ ) નાંખ્યા એટલે સહસાત્કારે પ્રલયકાળ-
ના અગ્નિ સરખી અનલજવાળા ઊઠી. તડતડાટ શબ્દથી
આકાશ વિવર પુરાઇ ગયું, ખડ ખડાટ કરતા પ્રસાદના શિ-
ખરો તુટી પડ્યા અને લોકો ભયભીત થઇ ચોતરફ નાસવા-
લાગ્યા. કોઇ પોકાર કરે, કોઇ વિલાપ કરે અને કોઇ હાહા-
કાર કરે 'હવે અમારી શી ગતિ થશે, અમનેરાખો રાખો!
એવા લોકોના શબ્દ વિસ્તાર પામ્યા. એવામાં આકાશે રહી
શાસન દેવતાએ કહ્યું કે-'ભોલોકો! હજીએ થોડું છે કારણ કે
ચંદ્રકળા સરખી નિર્મળ ચંપકમાલાનો અપયશ બોલનારા
તમે તમારાજ આત્માના વૈરી છો., માટે જુઓ હવે શું થા-
ય છે! એવું સાંભળીને લોકો ભયથી કંપવા લાગ્યા અને ચં-
પકમાલાને પગે લાગીને બોલ્યા-હે દેવિ-બળતી એવી આ

અનાથ નગરીનું તું રક્ષણ કર! અવિનીત લોકોની પણ મહ-
ત્જનો ઉપેક્ષા કરતા નથી. કહ્યું છે કે-

उपजीविकेषु विमुखाः सुजनानभवंति दुर्विनीतेषु ।

वत्सव्यथितेप्युरसि सुरभि न संहरेत् क्षीरं ॥

પોતાને આશ્રયે જીવનારા દુર્વિનીત મનુષ્યોથી પણ સ-
જ્જનો વિમુખ થતા નથી, જેમ વાછડાએ ઉદરમાં પીડા ક-
ર્યા છતાં પણ ગાય દુધનું સંહરણ કરતી નથી. હે દેવિ ત-
મે પણ તેવાજ પ્રકારના ઉત્તમ ગુણોએ શોભિત છો. માટે
અમોએ આપનો જે અવિનય કર્યો છે તેને માટે ક્ષમા કરી
અમારો ઉદ્ધાર કરો.

રાજાએ કહ્યું-'હે ચંપકમાલા! સ્ફટિક સરખું ઉજ્વળ
તારૂં શીલ તેને મૂઢ લોકોએ કલંક ચઢાવ્યું તેજ પાપરૂપ
વિષ વૃક્ષના ફળ તેઓ અનુભવે છે; પરંતુ સાંપ્રત તે-
ઓને તારા શિવાય બીજા કોઇનું શરણ નથી માટે એ અ-
નાથજનો ઉપર કરૂણા આણવી ઘટિત છે.

તે સમયે સર્વે લોકોને શાંત પાડી ઉંચા હાથ કરી ચં-
પકમાલા બોલી કે-' જો અરિકેશરી રાજા શિવાય બીજો કો-
ઇ પણ પુરૂષ મારા મનમાં ન વશ્યો હોય તો આ અગ્નિ
ઓલવાઇ જાઓ, લોકો ભય રહિત થાઓ અને નગર સર્વ
સ્વસ્થ થાઓ! એ પ્રમાણે કહ્યું એટલે શાસન દેવતાએ તે-
મજ કર્યું. બીજા જે દેવતા કૌતુકને.લીધે ભક્તિભાવથી આ-
વ્યા હતા તેઓએ જયજયારવ કર્યો, કુસુમની વૃષ્ટિ કરી
દેવ દુંદુભિ વગાડી અને આકાશમાં દેવાંગનાઓ નાટક ક-
રવા લાગી. નગરજનોએ આખા નગરમાં પૃથ્વી ઉપર કું-
કુમના છાંટા દેવરાવ્યા, ચંદનમાલાના તોરણ બંધાવ્યા ઘ-
રેઘરે ઉત્સવ વર્તાવ્યો અને બાળ, વૃદ્ધ, સ્ત્રી પુરૂષ સર્વે એ-
મ કહેવા લાગ્યા કે-'ચંપકમાલા ચિરકાળ પર્યંત જીવતી રહો.'
વૈરિની ઉપર વૈર વાળવું અથવા પોતાને કરેલા નુકશા-

નનો બદલો આપવો એ સજ્જનતા નથી. સજ્જનો પોતાની ઇર્ષા કરનારા ઉપર પણ મિઠી નજરથી જુએ છે અને અપકારને બદલે ઉપકાર કરવાની આકાંક્ષા રાખે છે. આથી અપકૃત્ય કરનાર પોતાની ભુલ દેખે છે અને પોતાના દુષ્કૃત્યને માટે પસ્તાય છે. એજ પ્રમાણે ઉપરનું અદ્દ્ભુત કૌતુક જોઇને પરિવ્રાજિકા મનમાં ભય પામી અને વિચારવા લાગી કે—અહો! આ સર્વ અનર્થનું મૂળ હુંજ છું માટે મારે તો હવે મરણનુંજ શરણ છે. અગણિત પાપની કરનારી એવી હું પાપિણીને હવે લાખોગમે દુઃખ સહન કરવા પડશે. એ મહાપાપના વિસ્તાર તો જીન મતના નિપુણ પુરૂષો અપ્રતિષ્ઠાન નગર કહે છે ત્યાં જઊં ત્યારે થાય પરંતુ તે પહેલાં મારૂં દુષ્ચરિત્ર લોકોની સમક્ષ પ્રકટ કરીને એ મહાસતીના ચરણ કમળને પગે લાગું એમ કરતાં પાપભરે ભરાણી એવી હું કાંઇક હલકી થઇશ અને પછી ત્યાં કદાચિત્ મારૂં મૃત્યુ થશે તો પણ રૂડું. એમ વિચારી ધૈર્યનું અવલંબન કરી પરિવ્રાજિકા તે દિવ્ય ભૂમિકાએ આવી અને વેગળેથી ભૂજા દંડ ઊંચા કરીને બોલી કે-'જીનશાસન જયવંતુ વર્ત્તો! આ મહાસતીને પ્રભાવે દિવ્ય પ્રતિહાર્ય આજે પણ પ્રત્યક્ષ દેખાય છે.' પછી ચંપકમાલાને પગે લાગીને બોલી કે-દેવિ! તારૂં શીલ જયવંતુ વર્ત્તો તું સમકિતને વિષે નિશ્ચળ છો. તારે પસાયે મને પણ આજથી નિર્મળ સમકિત થાઓ. હવેથી તારા દેવ તે મારા દેવ અને તારા ગુરૂ તે મારા ગુરૂ. એ પ્રમાણે સમકિત અંગીકાર કરીને ચંપકમાલાનું કલંક વિશેષ રીતે ટાળવાને પોતાનું સઘળું દુશ્ચરિત લોકોની સમક્ષ કહી બતાવ્યું અને છેવટે કહ્યું કે-'ઓ લોકો! એ દેવી સતીઓમાં શિરોમણિ છે. મેં પાપિણીએ વિદ્યા શક્તિવડે એની સાથે રમતો પુરૂષ દેખાડયો હતો. અને મેંજ નગરના સર્વ લોકોમાં એનો અપયશ પ્રવર્ત્તાવ્યો હતો.'

એ સાંભળીને રાજાએ તેને પુછયું કે-'એવું કાર્ય તારે

શા માટે કરવું પડયું.'?

પરિવ્રાજિકાએ કહ્યું:-'કૂડકપટની ભંડાર હું જ છું એમા બીજું કાંઇ કારણ નથી.

રાજાએ કહ્યુ-'જેવી રીતે તેં તારૂં દુષ્કૃત્ય કહ્યું તેવી રીતે તેનો હેતુ પણ કહે નહિ કહે તો તારો વિનાશ થશે.'

પરિવ્રાજિકા બોલી:-'એથી કેટલું દુઃખ થશે? મારે તો આગળ નરકના આકરા દુઃખ સહન કરવાના છે.'

તેના તેવા વચન સાંભળી રાજાએ ક્રોધાતુર થઇ હુકમ કર્યો કે-'ભો સુભટો! એ પાપી પરિવ્રાજિકા ઉપર ઊષ્ણ તેલ સીંચો.' રાજાના હુકમથી તે કામ કરવાને સુભટો ઊઠયા એટલે ચંપકમાલા વચ્ચે પડીને બોલી-સ્વામીનાથ! વારો! વારો! એઓને એવું કામ કરવાની આજ્ઞા ન કરો! તમારા સરખા દયાવંત પુરૂષને એવું કામ કરવું ન ઘટે. એ પરિવ્રાજિકા પોતાના પ્રાણ ત્યાગે કરીને પણ પરના પ્રાણ ઉગારે છે. વળી પોતાનું દુષ્કૃત્ય લોકો મધ્યે પ્રત્યક્ષ રીતે કહેવું તે પણ દુઃષ્કર છે. એ સઘળું જેના ચિત્તમાં જીન વચન ઉપર પ્રીતિ થઇ હોય તેજ કરી શકે. એણે એ પ્રમાણે કર્યું છે. માટે એની પૂર્વાવસ્થા તો ગઇ. હવે તો એ તમારી સાધર્મિક થઇ માટે તમારે એનું વાત્સલ્ય કરવું ઘટે છે. કહ્યું છે કે—

साधर्मिकवत्सलता कल्पलतासंपदां प्रसवे ।
यस्मात्तस्मात्तत्रैव कृतधियः कुर्वते यत्नम् ॥

સાધાર્મિક વત્સલતા સંપત્તિનો પ્રસવ કરવામાં કલ્પલતા સમાન છે માટેજ બુદ્ધિમાન્ મનુષ્યો તેને વિષે યત્ન કરે છે.

રાજાએ કહ્યું-એ યુક્તાયુક્ત સર્વ તમે જાણો. અમે તો તમે કહો તેમ કરીએ. તમારા કહેવાથી તેને છોડી મુકું છું.' પછી રાજા ચંપકમાલા સહિત પોતાને ઘરે આવ્યો. પરિવ્રા-

જિકા પણ શાંત થઇ અને ચંપકમાલાની અપકાર ઉપર પણ ઉપકાર કરવાની પ્રશંસનીય ટેવ જોઇ ઊત્તમ જનોની તેવી ઊંચ બુદ્ધિની અનુમોદના કરતી અને પોતાના દુષ્કૃત્યને માટે પશ્ચાત્તાપ કરતી નિરંતર ચંપકમાલા પાસે જઇ ગૃહસ્થને યોગ્ય ધર્મ સાંભળવા લાગી.

દુલ્લહ દેવીએ આ સર્વ બનાવ જોઇ પોતાનો પ્રાણ ત્યાગ કરવાનું ધાર્યું. તે વાત ચૂડામણિ ગ્રંથના બળે ચંપકમાલાએ જાણી અને ત્યાં જઇ તેણીને પુછવા લાગ્યા કે-'તમે આ શું કામ કરો છો?'

રાણીએ કહ્યું:—'તમારાથી શું અજાણ્યું છે?'

ચંપકમાલા બોલી-'એ અપયશનો એ પ્રતીકાર નથી. હમણા તમે ધર્મ કાર્યમાં દિવસ નિર્ગમન કરો. પછી અવસરે તેનો ઊપાય હું તમને બતાવીશ.'

દુલ્લહદેવીએ કહ્યું-'હે અપકારી પર ઉપકારિણિ! છિદ્રની ઢાંકનારિ કુલવતિ! તમને મારો નમસ્કાર થાઓ! તમેજ આ જગતમાં ધન્ય છો. સતીઓને વિષે તમે મુકુટ સમાન છો, ઉત્તમ જનોમાં તમે અગ્રેસર છો અને દયાવંતમાં તમે શ્રેષ્ટ છો' એમ બોલી વળી તેના ચરણ કમળમાં મસ્તક નમાવી કહેવા લાગી-હે દેવિ! હવે મારે તમારા ચરણ તેજ શરણ છે કહ્યું છે કે-

निर्गुणेष्वपि सत्वेषु दयां कुर्वंति साधवः ।
नहि संहरते ज्योत्स्नां चंद्रश्चंडालवेश्मम ॥

નિર્ગુણી પ્રાણિઓ ઉપર પણ સાધુજનો દયા કરે છે જેમ ચંદ્ર પોતાની જ્યોત્સનાને ચંડાળના ઘરમાંથી પણ સંહરતો નથી.

પછી ચંપકમાલાએ તેને સારી રીતે ધીરજ આપી નિરંતર ધર્મકાર્યમાં ઉદ્યમ કરવાનો ઉપદેશ કર્યો. દુલ્લહદેવી પણ ચંપકમાલા ઉપર અત્યંત પ્રીતિ ધરતી રહે. તે જોઇ રા-

જા મનમાં ચમત્કાર પામ્યો અને વિચારવા લાગ્યો કે ચંપકમાલા રત્ન નીવડી છે. માટે એની ઉપર કોઈએ પણ મત્સર કરવો ઘટિત નથી. કારણ કે કહ્યું છે કે—

वरं ज्वालाकुले वन्हा वन्हाय निहितं वपुः ।
न पुनर्गुण संपन्ने कृतः स्वल्पोपि मत्सरः ॥

જાજવલ્યમાન અગ્નિને વિષે શરીર નાખવું સારૂં પણ ગુણવાન મનુષ્ય ઉપર લેશમાત્ર મત્સર કરવો સારો નહિ.

ગુણીજનો પોતાની ઉપર કોઇ મત્સર ધારણ કરે તો તે વિષે કાંઈ મનમા લાવતા નથી અને દુર્જનોના તેવા કૃત્યથી તેઓને કાંઇ નુકશાન પણ થતું નથી પરંતુ મત્સર કરનારને તેનો બદલો તરત મળે છે માટે ગુણીજનો ઉપર કોઇએ પણ મત્સર ન કરવો એજ હિતકારી છે. એમ વિચારતો રાજા ચંપકમાલાના ગુણોનું બહુમાન કરે અને દિવસે દિવસે વિશેષ રીતે ધર્મસાધન કરે.

ગામેગામ અને શહેરે શહેરને વિષે જીનેશ્વરના દેરાં કરાવ્યાં તેમાં પણ પોતાના દેશમાં વિશેષ કરાવ્યા. સુવિહિત મુનિની ભક્તિ બહુમાન અને વસતિ પ્રદાનાદિક કરે, ઘણાં સ્વામી વત્સલ કરે, શ્રદ્ધાપૂર્વક સિદ્ધાંત સાંભળે સઘળે અમારી પડહ વજડાવે, શ્રાવકલોકના વ્યાપારમાં દાણ મુકીદે અને રાજય કાર્યમાં અનવદ્યપણે વર્ત્તે એમ કરતા શુભ લગ્ને ચંપકમાલાએ એક પુત્ર પ્રસવ્યો. વધામણી લાવનાર પ્રિયંવદા દાસીને મુકુટ શિવાય અંગના સર્વ આભૂષણ આપી તેનું દાસપણું ટાળ્યું જીનેશ્વરની પુજા રચાવી નગરમાં ઘરે તોરણો બંધાવ્યા અને નિત્ય ગીતગાન કરાવ્યા; એમ એક માસ પર્યંત કરી તે બાળકનું ભુવનાનંદ એવું નામ પાડયુ સર્વકળા અભ્યાસ કરી પ્રવીણ થયો એટલે યુવરાજપદે સ્થાપ્યો. અનુક્રમે કરસિંહ નામે બીજો પુત્ર થયો અને જયસુંદરી નામે એક પુત્રી થઇ.

એવી રીતે સુખમાં કાળ નિર્ગમન કરતા એક દિવસ ચંપકમાલાએ ભર્ત્તારને કહ્યું–'સ્વામિનાથ! હવે આપને મહોટા પુરૂષોનો માર્ગ આદરવો ઘટે છે.'

રાજાએ કહ્યું–તમે યુક્ત કહ્યું પણ હજી કર્મવશે કરીને હું તમારૂં મુખકમળ જોવાને તૃષ્ણાવંત છું.'

બીજી અજ્ઞાન સ્ત્રીઓતો પુરૂષ ધર્મની અથવા વૈરાગ્યની વાતો કરે તો તેને હસી કાઢે અને કર્મ માર્ગમાં પ્રવર્ત્તાવવા ઊદ્યમ કરે પણ ચંપકમાલાએ તો પોતેજ ભર્ત્તારને ઉપદેશ આપવા માંડયો એ જ્ઞાનની બલીહારી સમજવી. રાજાએ જ્યારે એવી રીતે કહ્યું ત્યારે તે બોલી–રાજન્! તમે એમ ન કહો તમે એકાંતે બેસી પોતાના આત્માને શિખામણ આપો કે–હે ચેતન તું દુર્લભ એવો મનુષ્ય જન્મ પામીને સ્ત્રીને વાસ્તે શા માટે હારી જાય છે! સ્ત્રીના શરીરમાં તું શી મનોહરતા દેખે છે? જો આ શરીરની બહાર છે તે માંહે કરીએં અને માંહે છે તેને દેખાવમાં બહાર આણીએ તો આ શરીરને કાગડા કૂતરા ચૂંથે એવું છે. સ્ત્રીનું શરીર ચર્મ, હાડ, રૂધિર, મૂત્ર અને વિષ્ટામય મહા દુર્ગંધી છે તો તેને વિષે તું શું સ્નેહ ધરે છે? જેવું તારૂં ચિત્ત સ્ત્રીને વિષે રંગાણું છે તેવું જો જિનધર્મને વિષે રંગાય તો તું તેજ ભવે સંસારનો ક્ષય કરે. વળી તે સ્ત્રીઓનો સ્નેહ વીજળી પેઠે ચપળ છે કારણ કે ગમે ત્યારે પણ તે ત્રુટવાનોજ છે. માટે તે પુરૂષની રેખા ભૂંશી નાખો, તે પંડિતની જીવ્હા શતખંડ થાઓ અને તે પુરૂષોને ચંપા પુરૂષ સરખા જાણો કે જેઓ સ્ત્રીને વર્ણવે છે. માટે હે આત્મા! તુજને વધારે શું કહીએ પણ તું મહા કષ્ટે આ જીનશાસન પામ્યો છે તે ફોકટ હારી ન જા. તું મદોન્મત્ત હસ્તીની પેઠે વિષયને વિષે રાચે છે. સુશીલરૂપ વનરાજીને ભાંગે છે. જિનવાણી રૂપ અંકુશપ્રહાર માનતો નથી તે સર્વ અજ્ઞાનતાનો અને મોહનો પ્રભાવ છે. ધિક્કાર પડે તારી મહોટાઇને તથા તારી કલાના

હિમાને કે તું વિવેક પામીને પણ વિષય સુખ વાંછે છે! જી-
વિત તો ઇંદ્ર ધનુષ્ય સરખું ચંચળ છે, કાળ માથે ફર્યા કરે
છે અને જરા ડોકીઆ કરી રહી છે તોપણ તને વિષયની તૃ-
ષ્ના કેમ રહે છે? હવે નિરંતર ભવસ્વરૂપ વિચાર કે જેથી
જન્મ જરા અને મરણના દુઃખને હરનાર એવો સંવેગ ર-
સાયન પ્રાપ્ત થાય.

એવા ચંપકમાલાના વચન સાંભળીને રાજા સંવેગ રસે
ભાવિત થયો અને ચંપકમાલાને સ્નેહથી કહેવા લાગ્યો કે
તે મારો મિથ્યાત્વ રૂપી કાદવમાંથી ઉદ્ધાર કર્યો. જેથી આ
ભવ અને પરભવને વિષે સુખનું કારણ જે ધર્મ તેને વિષે
ઉદ્યમ કરવાને હું સમર્થ થયો. રાજ્યભાર ધરવાને સમર્થ એ-
વા બે પુત્ર રત્ન થયા છે તોપણ હું પૂર્વભવના અભ્યાસથી
રાગ દાવાનળે વિધુર થયો હતો તે હવે તારા કહેવા પ્રમા-
ણે આત્માને શિખામણ આપવાથી શાંત થયો છું અને હવે
સત્વર આત્મહિત કરવાને ઉદ્યમવંત થયો છું.

એવી રીતે દંપતી વૈરાગ્યરસને ભાવતા છતા કાળ નિર્ગ-
મન કરે છે તેવામાં ચાર જ્ઞાનના ધરનાર શ્રુતજલધિ નામે
આચાર્ય બહુ શિષ્યે સહિત તે નગરના ઉપવનમાં સમોસ-
ર્યા. ઉદ્યાન પાળકે રાજાને વધામણી દીધી. રાજાએ તેને પ્રી-
તિદાન આપ્યું. પછી મંત્રીશ્વર, રાણી, કુંવરો અને બીજા સ-
ર્વ પરિવારે પરિવૃત રાજા ગુરૂ મહારાજાને વંદન કરવાને ચા-
લ્યો. પંચાભિગમન સાચવતો આચાર્ય પાસે પહોંચ્યો. ગુરૂ
મહારાજાને વંદન નમસ્કાર કરી ઉચિત સ્થાનકે બેઠો એટ-
લે આચાર્યે ગંભીરસ્વરે દેશના દીધી. તે ભવ સ્વરૂપ સંબં-
ધી દેશના સાંભળીને રાજાએ હસ્ત જોડી વિનંતિ કરી કે
સ્વામિન્! મુજને દીક્ષારૂપ નાવાએ ભવ સમુદ્રનો પાર પમાડો.

ગુરૂએ કહ્યું કે-'ધર્મ કાર્યમાં વિલંબ ન કરવો.'

પછી રાજાએ ભુવનાનંદ કુંવરને સર્વે મંત્રી સામંતાદી-
ની સમક્ષ રાજ્યાસને બેસારી તેઓને કહ્યું કે આ ભુવના

નંદ કુંવરને મારી પેઠે જાણજો. પછી પોતાના કંઠમાંથી હાર ઉતારી કુંવરના કંઠમાં નાખ્યો અને તેને કહ્યું કે જેમ પ્રજા અને પરિવારને આટલા દિવસ સુધી મેં રાખ્યો તેમ તમે રાખજો. પ્રજાને ખુશી રાખે તેજ ઉત્તમ રાજા કહેવાય છે. પછી પરિજન વર્ગને કહ્યું કે જેમ તમે મારી આજ્ઞા મસ્તકે ચડાવતા તેમ હવે ભુવનાનંદ કુંવરની આજ્ઞા પ્રમાણે વર્તજો.

રાજા એ પ્રમાણે બોલી રહ્યા એટલે ચંપકમાલા બોલી—હે પુત્ર! એ રાજ્ય પામીને તેનો સમ્યક્ રીતે નિર્વાહ કરજો. હે વત્સ! લૌકિક શાસ્ત્રમાં ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થ કહ્યા છે તેમાં ધર્મથીજ અર્થ અને કામ પ્રાપ્ત થાય છે, પરમાર્થે મોક્ષનું કારણ પણ ધર્મ છે તથા અર્થ કામ સેવ્યા થકા ભવદુ:ખના હેતુ છે અને ધર્મ સેવનથી ભવ દુ:ખ ટળી સુખ પામવાનો વખત આવે છે માટે અર્થ અને કામ તે પુરૂષાર્થ નહિ પણ ધર્મ એજ પુરૂષાર્થ છે એમ રાગદ્વેષ રહિત એવા જીનેશ્વર ભગવંતે કહ્યું છે; માટે અપ્રમાદી થઇને આત્માને ધર્મને વિષે પ્રવર્ત્તાવજો. પ્રજાજનોને પણ જિનધર્મને વિષે પ્રવર્ત્તાવજો. અગર જો કે તું સકળ કળામાં કુશળ છે તોપણ અપત્ય સ્નેહને લીધે હું તુજને જૈનધર્મનો ઉપદેશ આપુંછું તે અંત:કરણમાં ધારણ કરી રાખજે.

ભુવનાનંદ રાજાએ માતા પિતાનો ઉપદેશ અંગીકાર કરી ઉઠીને તેમને પ્રણામ કર્યો અને કહ્યું કે હું તમારી આજ્ઞા પ્રમાણેજ વર્ત્તીશ. માતા પિતા ગમે તેવી આજ્ઞા કરે તો તે પુત્રે ઉઠાવવીજ જોઇએ. જે પુત્રો માતા પિતાની એક પણ આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તે કુપુત્ર સમાન છે. તેમાં પણ તમારી આજ્ઞા, તમારી શિક્ષા અને તમારો ઉપદેશ તો હિતકારીજ છે માટે તે હું સારી રીતે પાળીશ. પછી ચંપકમાલા પ્રમુખ રાણીઓએ સહિત રાજાએ ચારિત્ર અંગિકાર

કર્યું. પેલી પરિવ્રાજિકાએ પણ ગુરૂ ચરણે ચારિત્ર લીધું. આચાર્યે ચંપકમાલા પ્રમુખ સાધ્વીઓને આનંદશ્રી નામે આર્યાને સોંપી દીધી. ભુવનાનંદ રાજા મુનિ મહારાજાને વંદન કરી હર્ષવિષાદ સહિત ઘરે પહોચ્યો.

જગતમાં માતા પિતાનો પુત્ર ઉપર અપ્રતિમ સ્નેહ હોય છે અને તેથી જ્યારે તેઓનો વિરહ થાય છે ત્યારે પુત્રને બહુજ ઓછું લાગે છે. કુપુત્ર હોય તેને પણ માતા પિતાનો વિરહ થયે તેઓના ગુણ સાંભરે છે તો સદ્‌ગુણી પુત્રને માટે તો શું કહેવું! જે નગર જે પ્રદેશ અને જે પ્રાસાદો માતા પિતાથી શોભિત હતા તે સર્વે માતા પિતાથી રહિત જોઇને ભુવનાનંદ રાજા શોકાતુર થયો. પ્રધાન વગેરેએ સારી રીતે શિખામણ આપીને સમજાવ્યો. કાલાંતરે શોક છાંડી રૂડી રીતે રાજ્ય પાળવા લાગ્યો. સર્વે શત્રુઓને ત્રાસ પમાડી પોતાની આણ વર્ત્તાવી. માતા પિતાની આજ્ઞા પ્રમાણે સારી રીતે ધર્મકાર્યો કરવા માંડ્યા.

અરિકેસરી રાજર્ષિ સારી રીતે સૂત્રાભ્યાસ કરી અનુક્રમે ગીતાર્થ થયા. આચાર્યે તેમને આચાર્ય પદે સ્થાપ્યા અને પોતાના સાધુ સાધ્વીઓનો જે પરિવાર હતો તે સર્વ તેમને પરિવારપણે સોંપ્યો. રૂડી રીતે ચારિત્રનું આરાધન કરી અનુક્રમે ઘાતી કર્મનો ક્ષય કરી રાજર્ષિ અરિકેશરી કેવળજ્ઞાન પામ્યા. ઘણાં ભવ્ય જીવને પ્રતિબોધ આપી, શૈલેશી કરણ કરી આયુષ્યાંતે પરમપદ પામ્યા—અવ્યાબાધ સુખી થયા.

સર્વ સાધ્વીઓએ પરિવૃત્ત ચંપકમાલા પણ અગીયાર અંગ ભણ્યા. ગુરૂણીએ પ્રવર્ત્તિની પદે સ્થાપ્યા. વિવિધ પ્રકારની તપસ્યા કરતા પૃથ્વીમાં વિચરવા લાગ્યા. ઘણા ભવ્ય પ્રાણીઓને ઉપદેશ આપી તેઓના નરકના દુઃખનું નિવારણ કરી, ગુરૂ સેવા વૈયાવચ્ચાદિકે અપૂર્વ કરણ કરી, ક્ષપક શ્રેણીઆરોહી, દુસ્તર મોહ સમુદ્રને તરી કેવળજ્ઞાન પામ્યા. પ્રાંતે એક માસનું અનશન કરી સિદ્ધિપદ વર્યા.

જ્ઞાન એજ સર્વ સુખનું સાધન છે અને જ્ઞાનથીજ સઘળા સદ્ગુણો પ્રાપ્ત થાય છે. ચંપકમાલાએ સારી રીતે જ્ઞાન સંપાદન કર્યું હતું તો તેઓ ઉજ્વળ કીર્ત્તિને પામ્યા, ધર્મમાં દ્રઢ શ્રદ્ધાવાળા રહ્યા, પતિને ઉપદેશ પામી જૈનધર્મ પમાડયો, અપકાર કરનાર ઉપર પણ દયાદ્રષ્ટિથી જોયું અને પોતે મોક્ષ સુખ પામ્યા એ સર્વ તેના ગુણ જ્ઞાનને આશ્રીનેજ હતા એમ ધારી સર્વે સ્ત્રીઓએ ઉત્તમ પ્રકારનું જ્ઞાન મેળવવું-તેની પ્રકારે સમકિતમાં દ્રઢ રહી નિરંતર ધર્મસાધનમાં વખત ગાળવો એજ આ વાર્त्તાનો સાર છે.

---

## રાજસિંહ.

વસુંધરા રૂપી સ્ત્રીને ક્રીડા કરવાને પુષ્કર સમાન પુષ્કરાર્દ્ધ દ્વીપના ભરતક્ષેત્રમાં સિદ્ધાવટ નામે ગામ હતું. કષાયાગ્નિથી દહન થયેલ વિશ્વરૂપ ઉપવનને વરસાદના જેમ દેશના જળથી સીંચતા સુવ્રતાચાર્ય નામે આચાર્ય મહારાજા એક દિવસ તે નગરની સમીપે આવ્યા. તે સમયે વિયોગી જનને પીડિત વર્ષાઋતુ આવી. ભમરાના ટોળેટોળાં કેતકી અને કુટજના પુષ્પને ચુંબન કરવા લાગ્યા. કાળી, પુષ્ટ અને [1]પયપૂર્ણ-મેઘમાલા આકાશમાં-મહિષીઓ પૃથ્વી ઉપર જયાં ત્યાં ફરવા લાગી. તે વારે પૃથ્વીને જળમય, નવા અંકુરાવાળી અને ત્રસ જીવોથી વ્યાપ્ત જોઇને તે કૃપાસાગર આચાર્યે મુનિઓને કહ્યું કે સાંપ્રત સમયે મુનિસિંહોને વિહાર કરવો યુક્ત નથી માટે આપણે આ ગામમાંજ ચતુર્માસ રહીએ. એમ કહી પરિવાર સાથે તેઓએ તે ગામમાં પ્રવેશ કર્યો. આગમ જ્ઞાનને વિષે ધુરંધર એવા તે આચાર્યે ગામના મુખ્ય મનુષ્યોને, સાધુને શય્યા-વસતિ વગેરે આપવાનું ફળ કહી બતાવી તેઓની પાસે વસતિની યાચના કરી ત્યાં રહ્યા. કે

---

[1] મેઘમાળા પક્ષે પય-પાણિ-મહિષી પક્ષે પય-દુધ.

ટલાક મુનિઓએ એક માસના, કેટલાકે બે માસના, કેટલાકે ત્રણ માસના અને કેટલાકે ચાર માસના ઉપવાસ કર્યા. દુર્દમ અનંગને દમન કરવાને તત્પર એવા દમસાર નામે એક મુનિ ગુરૂ મહારાજાને પુછીને સમીપના પર્વત ઉપર ગયા અને તેઓ સ્વાધ્યાયમાં ધ્યાન પ્રવર્ત્તતા તે પર્વતની ગુફામાં સ્થિર મનથી ચતુર્માસ રહ્યા. તે અરસામાં એક વખત આમ તેમ ભમતું એક [૧]પુલિંદ્ર મિથુન ત્યાં આવ્યું જેના પાપ વિપાક તે મુનિના દર્શનથી ક્ષણમાં નાશ પામ્યા. યોગ્ય ઉપદેશને જાણનારા દમસાર મુનિએ તેને યોગ્ય જાણીને પરમેષ્ઠિ મંત્રનો પાઠ આપ્યો. સ્વચ્છ મનવાળા તે દંપતિએ તે પાઠ શ્રદ્ધા પૂર્વક ગ્રહણ કર્યો. પછી પરોપકાર કરવાની ઇચ્છાવાળા મુનિએ તેઓને કહ્યું કે—આ નવકાર મંત્ર પરમ મંગલ છે માટે તમારે સર્વ પાપને હરણ કરનાર તે મંત્રનું હમેશાં ત્રણે કાળ સ્મરણ કરવું તેઓ નિરંતર તેમ કરવા લાગ્યા. વર્ષાકાળ પૂર્ણ થયે મુનિ મહારાજા ગચ્છની સાથે બીજે વિહાર કરી ગયા. તે દિવસથી કોઇ પણ પ્રકારનું પાપ નહિ કરનાર તે સ્ત્રી પુરૂષ મુનિના ઉપકારને સ્મરણ કરતા અનુક્રમે મૃત્યુ પામ્યા

તે સમયે આ ભરતક્ષેત્રમાં મણિમંદિર નામે નગર હતું. તે નગર શરદના મેઘ જેવી કાંતિવાળા ઘણા જિન મંદિરોએ કરીને શોભિત હતું. ત્યાંના લોકો દાનને વિષે વ્યસની, યશ મેળવવામાં લોભી, અકૃત્ય કરવામાં ભીરૂ, ગુણ ગ્રહણ કરવામાં અસંતોષી, પર દ્રવ્ય હરણ કરવામાં પાંગળા, પરસ્ત્રીના દર્શનમાં આંધળા, પારકા દોષ બોલવામાં મુંગા અને પરની યાચના કરવામાં અજ્ઞ હતા. તે નગરને વિષે ચંદ્રની જેવો જનપ્રિય રાજમૃગાંક નામે રાજા હતો પરંતુ શત્રુઓને વિષે તે કલ્પાંતકાળના સૂર્ય જેવો હતો. તે રાજાને વિજયા નામે રાણી હતી તે એવી સૌંદર્યવાન હતી કે નિમેષ દૃષ્ટિવાળા દેવતાઓ તેને જોવાથીજ અનિમેષ દૃષ્ટિવાળા થઈ

૧ પુલિંદ્ર મિથુન-ભિલ્લનું જોડલું અર્થાત્ ભિલ્લ ભિલડી.

ગયા હોયની એમ જણાતું. ગુફામાં જેમ કેસરીસિંહ આવે તેમ સિંહસ્વપ્ને કરીને ગુણ સમૂહને સૂચવતો પુલિંદનો જીવ તે રાણીના ગર્ભને વિષે ઉત્પન્ન થયો. જ્યારે પુત્રનો જન્મ થયો ત્યારે રાજાએ હર્ષથી જન્મોચ્છવ કર્યો અને સ્વપ્નને અનુસારે તેનું રાજસિંહ એવું નામ પાડ્યું. યોગ્ય વય થઈ એટલે ગુરૂ સમીપે ભણવા મુકયો ત્યાં બુદ્ધિના પ્રૌઢ ચાતુર્યથી તેણે વિના કલેશે બહોંતેર કલાનો ટુંકી મુદતમાં અભ્યાસ કર્યો. મતિસાર નામે મંત્રીનો મતિમાન્ અને કલા કૌશલ્યમાં પ્રવીણ સુમતિ નામનો પુત્ર તે કુંવરનો મિત્ર થયો.

અનુક્રમે તે કુમાર લાવણ્યરૂપી કમળાનું[1] સ્થાન અને લલનાઓના લોચનરૂપી ભ્રમરને કમલ સમાન તારૂણ્યને (યુવાવસ્થા) પામ્યો. તેનું દર્શન કરવામાં ઉત્સુક સ્ત્રીઓ માર્ગને વિષે જોતી થતી નીલકમલ સમાન પોતાના નેત્રોથી તેને ઉપહાર[2] આપવા લાગી. તેના દર્શનની તૃષ્નાવાળી સ્ત્રીઓના ગવાક્ષમાંથી નીકળતા મુખવડે આકાશ જાણે લાખો ચંદ્રમાવાળું હોય એવું જણાવા લાગ્યું. ઘણી સ્ત્રીઓ તેની સ્તુતિ કરે છે, ઘણી તેના ગીત ગાય છે અને ઘણી તેને જોયાં કરે છે પરંતુ તે મુનીંદ્રની જેમ કોઇને વિષે મન કરતો નથી અથવા કોઇની સામી દ્રષ્ટિ કરતો નથી. એક દિવસ તે રાજસિંહ કુમાર મિત્રની સાથે ક્રીડા કરવાને નગર બહાર નીકળ્યો. ત્યાં ઘણી વાર સુધી ઘોડા ખેલાવીને પછી વિશ્રામ લેવાને એક વૃક્ષ નીચે બેઠા. ત્યાં કોઇ પથિકને જતો જોઇને કુમારે તેને બોલાવ્યો અને પુછ્યું કે–"તું કયાંથી આવ્યો, કયાં જાય છે અને તેં કાંઇ આશ્ચર્યકારી જોયું છે.?"

તે વારે કુમારને નમસ્કાર કરી તેની પાસે બેસી પ્રસરતા દાંતના કિરણોથી જાણે હાસ્યસમુહને વેરતો હોય તેમ તે પથિક વિનય પૂર્વક બોલ્યો–હે કુમાર! રૂડા પંડિતોથી જે શોભિત છે, જીતેંદ્રિય મુનિ સમુહના ચરણકમળથી જે પવિત્ર

1. કમળા લક્ષ્મી. 2. પૂજા–ભેટ

થયેલ છે, જ્યાંના લોકો નિરંતર દાન આપનારા છે, જ્યાંનો સ્ત્રી સમૂહ સૌંદર્યવાન છે, ભયના નાશથી જ્યાં નિરંતર હર્ષ વ્યાપી રહ્યા છે, જ્યાં મદજળ ઝરતા ઉત્તમ હસ્તિઓ છે, જેનું અજીત સુભટોથી રક્ષણ થયેલું છે, જ્યાંના લોકો [૧]ક્ષત અને રોગથી વર્જિત છે, જ્યાં અરિહંતના દેવળમાં મહોત્સવો થઇ રહ્યા છે—એવું પદ્મપુર નામે એક શ્રેષ્ટ નગર છે. ત્યાંથી હું આવું છું અને યુગની આદિમાં કષાયરૂપી હસ્તિનું ખંડન કરવાને પુંડરીક સમાન પુંડરીક ગણધરના નિર્વાણ પામવાથી જે તીર્થ પવિત્ર થયેલું છે, અનેક જિનેશ્વરોએ જે તીર્થનો સ્પર્શ કર્યો છે, ઘણા મહર્ષિઓ જ્યાં સિદ્ધિપદ પામ્યા છે, સિદ્ધિક્ષેત્રના નામથી જે પ્રખ્યાત છે, સર્વ તીર્થોમાં જે શ્રેષ્ટ છે—એવા શત્રુંજય તીર્થ પ્રત્યે નમસ્કાર કરવાને હું જઊં છું. હવે જે આશ્ચર્યકારી જોયું છે તે સાંભળો—

તે પદ્મપુર નગરમાં ઘણા પંડિત જનોથી સેવાતો પદ્મ નામે રાજા છે. નિરતર જય પામતી સેનાવડે એ પૃથ્વીનો ઇંદ્ર ગણાય છે. તેનો પ્રતાપરૂપી સૂર્ય જગતમાં એટલો વિસ્તાર પામેલો છે કે તે કદી પણ શત્રુઓની સ્ત્રીઓના મુખ કમલની શોભાને સહન કરતો નથી. રાજહંસીની જેમ તેના હૃદય કમળમાં શયન કરનારી અને ઉભય[૨] પક્ષની નિર્મળતાથી શોભતી હંસી નામે એ રાજાની રાણી છે. તેની કુક્ષિને વિષે સ્ત્રીઓને વિષે રત્ન સમાન રત્નવતી નામે એક પુત્રી થઇ છે. મુક્તામાળાની પેઠે રૂડા [૨]ગુણો અને સત્કિરણો વડે તે અત્યંત શોભેછે. તેનુ વામાંગ એવું સુંદર છે કે આખા જગતની સ્ત્રીઓની સૌંદર્યતા એકત્ર કરે ત્યારે તેનું દક્ષિણાંગ તેની બરોબર થાય. બુદ્ધિના પ્રકર્ષથી તે બાળાએ સર્વે કળાનું સુખે અધ્યયન કર્યું. અનુક્રમે કામદેવને ક્રીડા કરવાને

૧ ઘા. ૨—રાણી પક્ષે ઉભયપક્ષ—પિતા તથા સાસરાનો, પક્ષ હંસીપક્ષે—બે પાંખો.

૨ મુક્તામાળા પક્ષે—ગુણ—દોરી—રાજપુત્રી પક્ષે—ગુણ.

ઉપવન સમાન યૌવન પ્રાપ્ત થયું. હવે એ વિવાહ યોગ્ય થઈ છે એમ મ્હારી માતાએ તેને એક વખત રાજા આગળ મોકલી. ત્યાં તે બાળા પિતાને પ્રણામ કરીને સમીપે બેઠી એટલે તેને અત્યંત રૂપવંત અને ગુણવંત જોઇ રાજાએ પ્રધાનને કહ્યું કે આ કુંવરીને યોગ્ય વર હશે કે નહિ હોય એમ મને સંશય રહે છે. તે સમયે મંત્રીએ કહ્યું કે એના સુકૃતથી એને યોગ્ય વર હશેજ અને તેને તે સુકૃતોજ જ્યાં હશે ત્યાંથી ખેંચી લાવશે. એવામાં નટ લોકોએ રાજાની પાસે સંગીત કરવા માંડ્યુ તેમાં તેઓને પુલિંદના વેષથી નાચતા તે બાળાએ જોયા. તેને તેવા વેશવાળા જોઇ તે બાળા મૂર્છા પામી. પિતાએ સ્વસ્થ કરી એટલે તે બોલી, 'કે મને આજે જાતિસ્મરણ થયુ. પૂર્વ ભવે હું પુલિંદ્રી ( ભીલડી ) હતી મારો પ્રિય પુલિંદ્ર (ભીલ) હતો તે મને પ્રાણથી પણ પ્રિય હતો. હવે પણ જો તેજ વર મળશે તો પરણીશ અન્યથા નહિ.'

પથિકના મુખથી એ પ્રમાણેનું વૃત્તાંત સાંભળતા રાજસિંહને મૂર્છા પ્રાપ્ત થઇ, જાતિસ્મરણ ઉત્પન્ન થયું અને શીત વાયરાથી સ્વસ્થ થયો તેણીને પૂર્વની પ્રિયા જાણી અત્યંત રાગ ઉત્પન્ન થયો અને આગળ શુ બન્યું છે તે જાણવાની જિજ્ઞાસા જણાવી એટલે પથિકે પોતાની વાત આગળ ચલાવી– 'પછી પોતાની પુત્રીની દ્રઢ પતિજ્ઞા જાણીને પદ્મરાજાએ તેનો પૂર્વપતિ કેમ જણાય એ વિષે વિચાર કરવા માંડ્યો. એ વૃત્તાંત સાંભળીને તેને પરણવાની ઇચ્છાથી ઘણા રાજકુમારો ત્યાં આવી પોતે પૂર્વભવે પુલિંદ્ર હતા એમ જણાવવા લાગ્યા. પરંતુ તે સર્વેને તે બાળા એમ પુછવા લાગી કે તમે પૂર્વભવે શું સુકૃત કર્યું હતું જેથી આવી લક્ષ્મીને પામ્યા. તે વૃત્તાંતને નહિ જાણનારા અને અસત્ય બોલી પુલિંદ્ર પણુ ધારણ કરનારા તેઓની તે બાળાએ પુલિંદ્રની જેમ ઉપેક્ષા કરી. પછી પુરૂષો સર્વે અસત્ય બોલનારાજ હોય છે

એમ ધારનારી તે કુંવરી પુરૂષ દ્વેષિણી થઇ અને નિરંતર સ્ત્રી સમુહથી વીંટાયેલી રહેવા લાગી. વિધાતાએ પુરૂષ રત્ન તમને અત્રે ઊત્પન્ન કર્યા; અને તે સ્ત્રી રત્નને ત્યાં ઉત્પન્ન કર્યું, જો તમારો બેનો યોગ થાય તો વિધિની કૃતાર્થતા થાય.'

પાંથના મુખથી એવો અદ્ભુત વૃત્તાંત તથા ઇષ્ટ જનની વાર્ત્તા સાંભળી રાજસિંહ અત્યંત તુષ્ટ થયો અને તેને પોતાના અંગના સર્વ આભૂષણ ભેટ આપ્યા. પછી તેને વિદાય કરીને પોતે ઘરે આવ્યો. રત્નવતીને મળવાના નાંના પ્રકારના ઉપાય વિચારવા લાગ્યો. એવામાં પુરજનોએ રાજા પાસે એકાંતે આવીને નિવેદન કર્યું કે—રાજસિંહ કુમાર ક્રીડાને અર્થે નગરમાં જ્યાં જ્યાં ભમે છે ત્યાં ત્યાં તેના સૌભાગ્યથી મોહ પામીને પુરસ્ત્રીઓ, સર્વ કાર્ય તથા પોતાના બાળકને તજીને તેની પાછળ દોડે છે માટે તેને નગરમાં જ્યાં ત્યાં ફરતો અટકાવવો એવું સાંભળી તે કૃપાળુ રાજાએ વેત્રીદ્વારા કુમારને કહેવરાવ્યું કે—' કલાનો અભ્યાસ કરનાર જે તું તેણે નિરંતર આવાસમાંજ રહેવું કારણ કે બહાર ફરનારા પુરૂષોની સર્વેકલા વિકલ થઇ જાય છે ' એવું સાંભળીને કુમાર ચિંતામાં પડયો કે પિતાએ આવી આજ્ઞા શામાટે કરી હશે. તેવામાં પૂર્વે જેણે સર્વ વૃત્તાંત જાણ્યો છે એવા સુમતિમિત્રે તે સંબંધી સર્વ ભેદ જણાવ્યો. તેવારે કુમારે કહ્યુંકે પિતાની આજ્ઞા મને અતિ દુષ્કર છે અને મારૂં મન પદ્મરાજાની પુત્રીને જોવાને કૌતુકી છે. હે મિત્ર! પુણ્યશાળીપણું, ગુણની સ્ફુર્ત્તિ, ભાષાદિને વિષે કુશળતા એ સર્વે દેશાંતરવિના પ્રાપ્ત થતું નથી માટે હું હવે દેશાંતર જવાની ઇચ્છાવાળો છું. સુમતિએ કહ્યું કે—સ્વામિન્! હું તે કામમાં તમને સહાયકારી છું માટે જેમ ઇચ્છિત હોય તેમ કરો. એ પ્રમાણે ચારકાને ગુપ્ત વિચાર કરીને તે બંનેજણાં રાત્રીએ એ નગરમાથી બહાર નીકળ્યા. પૃથ્વીને વિષે ફરતા એક દિવસ તેઓ એક અરણ્યમાં કોઇ દેવના મંદિરમાં સૂતા હતા તે-

વામાં તેઓએ કોઇ પુરૂષનો આર્ત્તસ્વર સાંભળ્યો હાથમાં ખડ્ગ, લઇ તે દયાળુ કુમાર તે તરફ ચાલ્યો એટલે તેણે કાખમાં કોઇ પુરૂષને લીધેલો એક રાક્ષસ જોયો. તેને કહ્યું કે હે શિષ્ટાત્મન ! તું એ સાધકને મુકીદે. એણે તારો શું અપકાર કર્યો છે તે કહે અને ક્રોધથી શાંત થા.

રાક્ષસે કહ્યું-મને વશ કરવાની ઇચ્છાવાળા આ માણસ પાસે સાત દિવસનો ક્ષુધાર્ત્ત જે હું તેણે માંસની પ્રાર્થના કરી. મને માંસ આપવાને અસમર્થ એવા તે પુરૂષને ભુખના દુઃખથી હું મારવાને ઉદ્યુક્ત થયો છું. હે નીતિજ્ઞાનમાં કુશળ ! તમે કહો કે હું મારા ભક્ષ્યને કેમ છોડું !

રાજસિંહ બોલ્યો 'હે રાક્ષસ ! તું એને મુકીદે. તારી ઇચ્છા પ્રમાણે માંસ હું તને આપું છું.'

તે સમયે રાક્ષસે તે પુરૂષને છોડી દીધો અને રાજસિંહને કહ્યું કે તું મારી ઇચ્છા પ્રમાણે આપ. 'તેજ માણસ દયાળુ ગણાય કે જે લોકોને દુઃખથી નિવારે.' પછી સત્વવંત કુમાર હાથમાં તરવાર લઈ પોતાનું અંગ છેદી માંસ આપવાને તૈયાર થયો તેટલે હર્ષ પામતો તે રાક્ષસ બોલ્યો-હે નૃપનંદન! પરને માટે પ્રાણ આપવાના તારા સત્વથી હું તુષ્ટમાન થયો છું માટે હે વીર ! તું કાંઇક વર માગ.

રાજસિંહે કહ્યું-'તું જો મારી ઉપર તુષ્ટમાન થયો છે તો એ સાધકની ઇચ્છા પૂર્ણ કર.'

તારા કહેવાથી એ પ્રમાણે કરીશ પણ દેવદર્શન મોઘ[1] નહોય,' એમ કહી કુમારને એક ચિંતામણિ રત્ન આપી તે રાક્ષસ અંતર્ધ્યાન થયો કુમારે મિત્ર પાસે જઇ સઘળો વૃત્તાંત નિવેદન કર્યો અને રાત્રી પૂર્ણ થયે બંનેજણા આગળ ચાલ્યા. ચિંતામણિ રત્નના અનુભાવે નીના પ્રકારના સુખ ભોગવતા તેઓ રત્નપુર નગરે પહોંચ્યા. તે નગરના પ્રાસાદો રત્નમય હતા અને જગાએ જગાએ રત્નના ઢગલા પડેલા હતા તેથી રોહણાચળ તેની આગળ અવકર[2] કૂટ જેવો લાગતો.

૧ મોઘ-નિષ્ફળ. ૨ અવકર ઊકરડો.

ત્યાં તેઓએ એક ઊંચુ સુવર્ણમય અરિહંતનું ચૈત્ય જોયું તે જાણે તેને જોવાની ઇચ્છાથી મેરૂપર્વતનું શિખર ત્યાં આવ્યું હોયની એવું જણાતું હતું. તે ચૈત્યમાં પ્રવેશ કરી અરિહંત મહારાજાની રત્નમયી પ્રતિમાને નમસ્કાર કરી ઉલ્લાસ પામતા હૃદયે સ્તવના કરી. પછી તે દેવળમાં ચોતરફ જોઇ આશ્ચર્ય પામી પૂજારાને પુછ્યું કે આ દેવળ કોણે બંધાવ્યું છે?

તેણે કહ્યું-"આ મણિપીઠ ઉપર જેની મૂર્ત્તિ સ્થાપન કરેલી છે તે યશોભદ્ર નામે શ્રેષ્ટિ ઊત્તમ શ્રાવક હતો. તેનો શિવકુમાર નામે પુત્ર ઘૂતાદિ વ્યસનમાં રક્ત થયો. પિતાએ ઘણી શિખામણ આપી પણ તેનું મન ધર્મ કાર્યમાં લાગ્યું નહિ.. તેને એક દિવસ શેઠે આજ્ઞા કરીકે જ્યારે તારે માથે અસહ્ય વિપત્તિ આવી પડે ત્યારે તારે પંચપરમેષ્ટિ મંત્રનુ સ્મરણ કરવું. શેઠના અત્યંત આગ્રહથી શિવકુમારે તે વાત અંગીકાર કરા. આયુષ્ય પૂર્ણ થયે શેઠ તે મંત્રનું આરાધન કરતા મૃત્યુ પામી સ્વર્ગે સિધાવ્યા. જુગારી, મદ્યપાન કરનારા અને બીજા દુર્વ્યસન સેવનારા મિત્રોની સાથે ફરતો શિવકુમાર પિતાનું સર્વ દ્રવ્ય ઊડાવવા લાગ્યો. જ્યારે સર્વ દ્રવ્ય નાશ પામ્યું ત્યારે જ્યાં જાય ત્યાં તેને કણના તુષની જેમ કોઇ સ્થાન આપે નહિ અને કોઇ આદર સત્કાર આપે નહિ. એક દિવસ તે એક સ્થળે બેઠો હતો ત્યાં કોઇ ત્રિદંડી આવીને બેઠો. શિવકુમારને નિર્ધન જાણી જાણે કૃપાવંત હોય તેમ તે ત્રિદંડી તેને કહેવા લાગ્યો-'વત્સ! તું ખેદ પામેલ જણાય છે તેનું શું કારણ છે?' તેણે ઊત્તર આપ્યો કે મારી પાસે દ્રવ્ય નથી.

પરિવ્રાજકે કહ્યું-જો મારા કહ્યા પ્રમાણે કરે તો લક્ષ્મી તારા ઘરની દાસી થઇને રહે તેવું કરી આપીશ.

શિવકુમારે કહ્યું—હું નિશ્ચય તમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તિશ. તમારી પ્રસન્નતાથી નિર્ધનતા ભલે જાઓ.

પછી તે ત્રિદંડીએ શિવને કોઇ સ્થળેથી એક શબ લાવ-

વાનું કહ્યું તે ઉપરથી તે કોઇ વૃક્ષે બાંધેલું અખંડ શબ લઇ આવ્યો. પછી કૃષ્ન ચતુર્દશીની રાત્રીએ શિવ તે શબ લઇને અને ત્રિદંડી પુષ્પ વિગેરે બીજી સામગ્રી લઇને સ્મશાને ગયા. ત્રિદંડીએ ત્યાં પ્રકાશમાન દીપકનું મંડલ કર્યું અને તેમાં શબને હાથમાં તીક્ષ્ણ ખડ્ગ આપી સ્થાપન કર્યું. શિવકુમારને તે મૃતકના ચરણતલ ઘસવાનો હુકમ કર્યો અને દુષ્ટ બુદ્ધિવાળો તે પોતે નિશ્ચળ મનથી મંત્ર સ્મરણ કરવા બેઠો. તે સમયે શિવકુમારે મનમાં વિચાર્યું કે દૈવયોગે હું મહાન્ આપત્તિમાં આવી પડ્યો છું. આ ઘણા ઉપદ્રવવાળું સ્મશાન, ભયંકર રાત્રી, ક્રૂર કર્મ કરનારો કપાલી, મૃતકના હાથમાં ઉઘાડું ખડ્ગ આ સર્વે મને મારવાનો આરંભ જણાય છે. હવે અત્રેથી નાશી જવાને હું સમર્થ નથી ત્યારે મારે શું કરવું અને આ મારી વિપત્તિની વાત કોને કહેવી? કોને મારૂં રક્ષણ કરવાને બોલાવું? કોણ અહીં મને મદદ કરશે? એ પ્રમાણે મનમાં ભયભીત થયો અને છુટવાનો બીજો કાંઈ પણ ઉપાય ન હોવાથી પિતાનો આદેશ સાંભરી આવ્યો. પછી સર્વ આપત્તિ ભંજન કરનાર અને નાના પ્રકારની સંપદા પ્રાપ્ત કરાવનાર પરમેષ્ઠિ મંત્રનું એકાગ્ર ધ્યાને સ્મરણ કરવા માંડ્યું. થોડીવાર થઇ એટલે તે ત્રિદંડીના મંત્ર બળથી તે મૃતક ચાલ્યું અને કાંઇક ઉઠીને પાછું તેજ પ્રમાણે પડ્યું. ત્રિદંડી મૃતકને પાછું પડેલું જાણી વિશેષ રીતે સ્થિર ચિત્તવાળો થઇ મંત્રનું વારંવાર સ્મરણ કરવા લાગ્યો. છેવટે તેજ પ્રમાણે મૃતક ઉઠીને પાછું પડયું એટલે ત્રિદંડીએ આશ્ચર્ય પામીને શિવકુમારને પુછ્યું કે તું કાંઇ મંત્ર જાણે છે? તેણે કહ્યું કે હું કાંઈ જાણતો નથી. પરંતુ પોતે ધ્યાન કરે છે તે નમસ્કાર મંત્રનું કાંઇ ફળ થયું છે એમ મનમાં વિચાર્યું અને વિશેષ યત્નથી તેનું સ્મરણ કરવા લાગ્યો. ત્રિદંડીના મનમાં દગો હતો. તેણે શિવકુમારને મારવાનો ઘાટ રચ્યો હતો પણ નમસ્કાર મંત્રના યોગથી તે શિવનું કાંઇ

પણ અમંગલ કરવાને શક્તિમાન્ થયો નહિ. મૃતકમાં પ્રવેશ કરેલ વેતાલ ક્રોધ પામ્યો એટલે તરતજ તે મૃતક ઉઠયું અને તેણે ક્ષણમાં તે લિંદડીનું મસ્તક છેદીને તાલદ્રૂમના ફળની જેમ ભૂમિ ઉપર પાડયું. મંત્રાધિષ્ટિત ખડ્ગથી છેદાયેલ તેનો દેહ તે વારે સુવર્ણ પુરૂષ થઇ પડયો. 'મંત્રનો અદ્ભુત મહિમા છે!'

શિવકુમારે તે સુવર્ણ પુરૂષ ત્યાં ભોંયમાં દાટયો અને સૂર્યોદય થયો ત્યારે સ્ફુરાયમાન પુણ્યોદયવાળો તે ઘરે ગયો. સર્વ વૃતાંત નગરના ભૂપતિને જણાવ્યો અને પછી તેના આદેશથી સુવર્ણ પુરૂષ પોતાને ઘરે લાવ્યો. હંમેશા તે સુવર્ણ પુરૂષના અંગોપાંગ છેદન કર્યા કરે છે તોપણ પુષ્પની જેમ પાછા તે તેવાજ થઇ જાય છે એથી એ મોટા શેઠીઓ થઇ પડયો. આ સર્વ ધર્મનું ફળ જાણી ઘણું દ્રવ્ય દાનમાં, વ્યય, કરવા માંડયું, ઘણું બીજા ધર્મકાર્યમાં ખર્ચવા માંડયું અને ઉત્તમ પ્રકારે ભોગ ભોગવવા લાગ્યો. તેજ દ્રવ્યથી તેણે આ મનોહર ચૈત્ય બંધાવ્યું છે."

પૂજારીના મુખથી શિવકુમારની આવી અદ્ભુત વાર્ત્તા સાંભળીને રાજસિંહ આનંદ પામ્યો અને પોતાના મિત્રને કહ્યું કે નમસ્કાર મંત્ર આ ભવને વિષે પણ વિપત્તિનો નાશ કરે છે અને આવો વૈભવ પ્રગટ કરે છે.

પછી તે બંને મિત્રો ત્યાંથી ચાલ્યા તે પોતનપુર નગરે પહોંચ્યા. કૌતુક જોવાની ઇચ્છાવાળા તે મિત્રો નગરમાં અવલોકન કરતા જ્યાં ત્યાં ફરે છે તેવામાં તેણે એક શેઠના ઘરમાં મહોત્સવ થતો જોયો. ત્યાં ચોતરફ મોતીના સ્વસ્તિકો રચેલાં હતાં, સર્વ ભૂતલ સુગંધિ કેસરથી છંટાયેલું હતું, અખંડ અને શંખ જેવા શુભ્ર અક્ષતથી ભરેલા હજારો સુવર્ણ સ્થાળો તે ઘરમાં પેસતાં દેખાતા હતા, નાના પ્રકારના શૃંગાર ધારણ કરેલી સૌભાગ્યવતી સ્ત્રીઓ મ્હોટા સ્વરથી ધવલ મંગલ ગાતી હતી, યાચક લોકોને અનેક પ્રકારના દાન અ-

પાતા હતા અને સ્વધર્મી મનુષ્યોની વિશેષ પ્રકારે ભક્તિ થતી હતી. આવો મહોત્સવ થઈ રહયો હતો પણ તેમાં વિવાહાદિ કાર્યના લક્ષણ જણાતા નહોતા તેથી આશ્ચર્ય પામી કુમારે નગરના કોઇ મનુષ્યને પુછયું કે આ ઘરમાં આ પ્રમાણે મહોત્સવ થવાનું શું કારણ છે?

તે માણસે કહ્યું—"આ ચમત્કારિ વૃત્તાંત છે તે તમે ધ્યાન દઇને સાંભળો. આ નગરમાં ગુપ્તેંદ્રિય અને શ્રાદ્ધ ધર્મ સંબધી આચાર વિચારમાં રૂડા આશયવાળો ગુપ્ત નામે મોટો શ્રેષ્ટિ વસે છે. જાણે રૂપાંતર ધારણ કરનારી શ્રી હોયની તેવી શ્રીમતી નામે તે શેઠની પુત્રી છે. આગમનો સારી રીતે અભ્યાસ કરવાથી તે બાલા શુદ્ધ ધર્મને ધારણ કરનારી થઈ. આ નગરના કોઇ મિથ્યાદ્રષ્ટિ શેઠના રૂપવંત અને ભાગ્યવંત કુમારે એક દિવસ તે બાળાને જોઇ.તેના સ્વરૂપથી મોહ પામી તેના પિતા પાસે પ્રાર્થના કરી કોઈ પણ રીતે તે કન્યાને તે પરણયો અને તેણીને પોતાને ઘરે લાવ્યો. તે ઘરમાં રહેતી શ્રીમતી ત્યાંના સર્વ કૃત્યો કરતાં પણ તેના મનમાં મિથ્યાત્વની લેશ માત્ર અસર થઇ ન હતી. તેતો પરમ આર્હતીજ રહી હતી. ધીમે ધીમે નણંદ વગેરે ઘરના સર્વ માણસો જૈનધર્મ ધારણ કરનારી શ્રીમતી ઉપર પગલે પગલે કોપ કરવા લાગ્યા. પરંતુ કર્મની વિચિત્રતા ચિંતવનારી તે મનથી જરા પણ ચળી નહિ અને પોતાના સ્વાર્થમાં શિથિલ થઈ નહિ. 'સ્વાર્થમાં ભ્રષ્ટ થવું તે મૂર્ખતાછે'

પોતાની પ્રિયા શિલાદિ ગુણે કરી યુક્ત હતી તોપણ શ્રીમતીનો પતિ ક્ષુદ્ર દ્રષ્ટિને લીધે તેનાથી વિરક્ત થયો."દ્રષ્ટિ રાગ દુઃત્યજ છે.' પછી બીજી સ્ત્રી પરણવાની ઇચ્છાથી તેણે શ્રીમતીને મારી નાખવાનું ધાર્યું. એક દિવસે એક ઘડામાં સર્પ નાખી તેનું મોઢું બાંધી લઇ તે ઘડો ઘરમાં મૂકયો. પછી વિલશાળામાં બેસીને તેણે શ્રીમતીને હુકમ કર્યો કે ઘરમાં ઘડો મૂકયો છે તેમાંથી પુષ્પ લાવ. પતિની આજ્ઞા-

શ્રી શ્રીમતી તત્કાળ ઉઠી અને નમસ્કાર મંત્રનું સ્મરણ કરતી ઘરમાં પેઠી. ભયસ્થાનમાં પણ નહિ બ્હીનારી, અને જ્ઞાનવડે પ્રકાશિત હૃદયવાળી શ્રીમતીએ ઓરડામાં જઇ જરા પણ સંકોચ પામ્યા વગર ઘટમાં પોતાનો હાથ નાખ્યો. તે સમયે નમસ્કાર મંત્રના પ્રભાવથી તુષ્ટ થયેલ શાસન દેવતાએ ઘટમાંથી સર્પનું હરણ કરી સુગંધી પુષ્પ મુક્યા હતા. શ્રીમતીએ તેમાંથી પુષ્પ લાવીને પોતાના પતિના હાથમાં આપ્યા. તે આશ્ચર્ય પામી ત્યાં જઇ જોવા લાગ્યો તો જે ઘટમાં પોતે સર્પ મુકયો હતો તે ઘટમાં સર્પને બદલે સુગંધી પુષ્પ જોયાં. પછી લોકોને એકત્ર કરી તે વૃત્તાંત સવિસ્તર જણાવ્યો. તે પોતે ધર્મનો એવો પ્રભાવ જોઈ બોધ પામ્યો અને શુદ્ધ મનવાળો થઇ શ્રીમતીને પગે પડી પોતાના સર્વ અપરાધને માટે વારંવાર ખમાવવા લાગ્યો. શ્રીમતીએ કહ્યું-મારે તે સબંધી જરા પણ ક્રોધ નથી પરંતુ તમે મારી વાણીથી આત્મહિતને જાણો એટલે હું સંતોષ પામીશ. એમ કહી તેણીએ પોતાના પતિને તથા બીજા મળેલા લોકોને આર્હત ધર્મની સમજુતી આપી. તે ઉપરથી તેઓ પોતપોતાના કર્મની હલકાશ પ્રમાણે બોધ પામ્યા: સુધર્મની પ્રાપ્તિથી સંતોષ પામેલું તે કુટુંબ આજે તે કારણથી આ મહોત્સવ કરે છે."

શ્રીમતી શ્રાવિકાનું એવું અદ્ભુત ચરિત્ર સાંભળીને રાજસિંહ કુમાર અત્યંત હર્ષ પામ્યો અને નવકાર મંત્રનું આવું પ્રત્યક્ષ ફળ છે એવું પોતાના મિત્રને સમજાવવા લાગ્યો. પછી ધન, યશ અને સુખ એ સર્વે નમસ્કાર મંત્રરૂપી વૃક્ષનાજ ફળ છે એમ માની નિરંતર નમસ્કાર મંત્રનું સ્મરણ કરનારા તે મિત્રોએ આગળ પ્રયાણ કર્યું. કેટલેક દિવસે તેઓ ક્ષિતિપ્રતિષ્ઠિત પુરે પહોંચ્યા. ત્યાં આખા નગરને આનંદમય જોઇ આશ્ચર્ય પામેલ કુમારે કોઇ નગરવાસી મનુષ્યને પુછયું-અહીંઆં સર્વે સ્થળે ઉલ્લાસના સુંદર વિલાસ

દેખાય છે, દરેક ઘર ઉપર ઉંચી પતાકાઓ ફરકી રહી છે, જ્યાં ત્યાં સુવર્ણ સ્તંભો સ્થાપન કરેલા છે, ઠેકાણે ઠેકાણે મણિના તોરણ બાંધેલા છે, સ્થળે સ્થળે દધિ, દુર્વા અને અક્ષતવડે મંગલિક રચેલા છે અને આખું નગર અત્યંત પ્રમુદિત જણાય છે તેનું શું કારણ છે?

પુરવાસી મનુષ્ય બોલ્યો—"બલદેવનો જાણે નાનો ભાઇ હોય તેવો બળવાન અને શત્રુના બલને વિનાશ કરનારો બલ નામે આ નગરનો રાજા છે. એક દિવસ વરસાદ આવ્યા પછી નગરના સર્વ લોકો નદીમાં પુર આવેલું તે જોવા ગયા. ત્યાં નદીના પુરમાં તણાતું એક બીજોરાનું સુંદર ફળ નગરના કોટવાળે જોયું. તેવારે તેણે નદીના વેગમાં પડતું મુકી તે ફળ લીધું અને નગરમાં જઇ રાજાને ભેટ આપ્યું. તેના વર્ણ અને ગંધથી ખુશી થઇ રાજાએ તે પુષ્ટિકારક અને સ્વાદિષ્ટ ફળનું ભક્ષણ કર્યું. તેથી અત્યંત સંતોષ પામી કોટવાળને આદર સત્કાર આપી પુછ્યું કે આ ફળ ક્યાંથી મળ્યું? તેણે જણાવ્યું કે નદીના પુરમાંથી તે ફળ મળ્યું છે. તેવારે રાજાએ હુકમ કર્યો કે એ ફળનું મૂળ જલદી શોધી લાવો.

રાજાની આજ્ઞાથી કોટવાળ નદીને ઉપર કાંઠે તે ફળના મૂળની શોધ કરતો કરતો ચાલ્યો. થોડે દૂર ગયા પછી તેણે બીજપૂરકના ફળનું વન જોયું. તેની અંદર પ્રવેશ કરવા જાય છે તેવામાં સમીપના ગોવાળીઆઓએ કહ્યું-ભો સત્પુરૂષ! જે એ વનમાં પ્રવેશ કરી ફળ લાવે છે તે અવશ્ય મૃત્યુ પામે છે. તેવું સાંભળી ત્યાંથી પાછા ફરી સર્વ સમાચાર રાજાને નિવેદન કર્યા. રાજા ફળનો લોલુપી થયો હતો તેથી તેને કૃત્યા કૃત્યનું ભાન રહ્યું નહિ. તેણે એકદમ કોટવાળને હુકમ કર્યો કે નગરમાંથી એક એક માણસને મોકલી ત્યાંથી નિરંતર એક ફળ મંગાવવું. તે ઉપરથી કોટવાળે નગરના સર્વ લોકોના નામ ચીઠીઓમાં લખ્યા અને તે ચીઠીઓ એક ઘટમાં નાખી કુમારી કન્યા પાસે તેમાંથી દરરોજ એક કઢા-

વવાનો ઠરાવ કર્યો. કાળની દૂતીકા સરખી એ ચીઠીમાં જેનું નામ નિકળે તે માણસ એ ફળ લેવાને જાય અને કોટવાળ તેની પાસેથી ફળ લઇ રાજાને અર્પણ કરે. નગરના ઘણા માણસ રાજાની એવી નિર્દયતાથી મૃત્યુ પામ્યા અને આખું નગર શોકમય થઇ ગયું. એક દિવસ જિનદાસ નામે શ્રાવકની ચીઠી નિકળી એટલે ગૃહચૈત્યની ભક્તિ પૂર્વક પૂજા કરી સર્વ કુટુંબને ક્ષમાવી સાગારી પચ્ચખાણ કરી તે નિર્વિકારી ગનવાળો શ્રાવક બીજોરાનું ફળ લેવાને તે વન પ્રત્યે ગયો. રૂડીબુદ્ધિવાળો તે જીનદાસ શ્રાવક ઉંચે સ્વરે નમસ્કાર મંત્ર ગણતો તે વનમાં પેઠો. વનનો અધિષ્ટાયક કોઇ ક્ષુદ્ર વ્યંતર દેવતા હતો તેને નમસ્કાર મંત્રના શ્રવણથી પૂર્વભવ વિરાધિત કરેલ તે સાંભરી આવ્યું અને તે પ્રતિબોધ પામ્યો. તરતજ પ્રત્યક્ષ થઇ હાથ જોડી તે શ્રાવકને નમસ્કાર કરી ગુરૂ ભક્તિથી તે દેવ બોલ્યો—ધર્મબોધ કરવાથી તું મારો ગુરૂ થયો છે. તું નિરંતર મારે આરાધ્ય છો માટે તું સુખે ઘેર જા હું નિરંતર એક ફળ તારે ઘરે પહોંચાડીશ. પોતાને કૃતકૃત્ય માનતો તે શ્રાવક ત્યાંથી પાછો ફર્યો અને સર્વ વાત રાજાને નિવેદન કરી. હમેશા વ્યંતરનું આણી આપેલું એક ફળ તે રાજાને આપવા લાગ્યો. આ ઉપરથી રાજા અત્યંત સંતોષ પામ્યો અને જીનધર્મ અંગીકાર કરી જિનદાસ શ્રાવકની સ્તુતિ કરવા લાગ્યો. નગરના સર્વ લોકો એ આશ્ચર્યથી જૈનધર્મી થયા અને પોતાની ઉપરની આપત્તિનો નાશ થવાથી આજે સર્વે નગરવાસી જનો હર્ષ અને ઉત્સવમાં પ્રવર્તે છે."

એ પ્રમાણે નમસ્કાર મંત્રનું ફળ જાણી બંને મિત્રો હર્ષ પામતા આગળ ચાલ્યા એટલે તેઓ વસંતપુરનગરે પહોંચ્યા. ત્યાં નગરના સર્વે લોકોને નમસ્કારમંત્રના ધ્યાનમાં તત્પર જોઇ રાજકુમારે સુમતિ મિત્રને તેનું કારણ પુછ્યું, એટલે તેણે કોઇ માણસને પુછી માહીતગારી મેળવી

જણાવ્યું કે—આ નગરનો જિનશત્રુ નામે રાજા હતો. ભદ્ર- ગુણે યુક્ત ભદ્રાનામે તેની સ્ત્રી હતી. એવા સમયમાં એક ચંડપિંગલ નામે ચોર નગરમાંથી વારંવાર ચોરી કરી લોકોને અત્યંત પીડા કરવા લાગ્યો. એક દિવસ તે ચોરે રાજાનો ભંડાર ફાડીને તેમાંથી નક્ષત્રની શ્રેણિવાળો સુંદર હાર હતો તે ગ્રહણ કર્યો. તે હાર તેણે નગરમાં રહેનારી અત્યંત કલાવાન કલાવતી નામે ગણિકાને આપ્યો. તે કાંઇક શ્રાદ્ધ ધર્મની શ્રદ્ધા વાળી હતી. તેણી તે વખતથી તેની સાથેજ ભોગ ભોગવતી. એક દિવસ કાંઇક પર્વ આવ્યું તેથી નગ- રની સર્વે સ્ત્રીઓ નાના પ્રકારના આભુષણ પહેરીને નગર બહાર ક્રીડા કરવાને ગઇ. કલાવતી પણ તે હાર પહેરીને જા- ણે પોતાના રૂપથી—કામદેવની સ્ત્રી રતિને પણ જીતતી હોય એવી થઇને બહાર નીકળી. રાણીની દાસીઓએ તે હાર જોયો અને ઓળખીને રાણી પાસે આવી વાત કરી. રાણી- એ તે વાત રાજાને નિવેદન કરી. રાજાએ વેત્રીને હુકમ ક- ર્યો કે આજકાલ કલાવતી કોની સાથે રમે છે તે ખબર લાવો.

વેત્રીએ તપાસ કરી નિવેદન કર્યુ કે કલાવતીના ઘરમાં હમણાં ચંડપિંગલ ચોર રહે છે. તે સમયે રાજાએ કલાવ- તીનું ઘર એકદમ વીંટી લઇ ચંડપિંગલને પકડયો અને તેને શૂળીએ ચડાવવા લઈ ગયા. તેને શૂળીએ ચડાવ્યો એ સ- માચાર સાંભળીને કલાવતી અત્યંત ખિન્ન થઇ અને વિચા- રવા લાગી કે મારા પ્રમાદથી એની આ દશા થઇ. હવે હું તેને બીજી મદદ કરવાને શક્તિવાન્ નથી પરંતુ ત્યાં જઇને એને પરમેષ્ઠિમંત્ર સંભળાવું. એમ વિચારી તે બુદ્ધિશાળી ગણિકા ત્યાં ગઇ અને તેને નમસ્કારમંત્ર આપ્યો. મંત્રની પરીક્ષાને માટે તે ગણિકાએ એ નમસ્કારમંત્રના પ્રભાવથી રાજાનો પુત્ર થાય એવું નિદાન કરાવ્યું. એ દુષ્કર્મી ચોર ત્યાંથી મરીને રાજાની રાણીના ગર્ભને વિષે પુત્રપણે ઉત્પન્ન થયો. નિશ્ચયે નમસ્કારમંત્ર કામધેનુ સમાન છે.

જ્યારે જન્મ થયો ત્યારે રાજાએ મ્હોટો ઉત્સવ કર્યો અને તેનું પુરંદર એવું નામ પાડયું. કલાવતીએ ચોરના મૃત્યુ દિવસથી ગર્ભ દિવસ ગણી વાળ્યા અને મનમાં નિશ્ચય કર્યો કે આ મારો પ્રિયજ જન્મ્યો છે. પછી તે હમેશા રાજપુત્રને રમાડવાને જાય અને જ્યારે તે રૂદન કરે ત્યારે ચંડપિંગલના નામથી બોલાવે. કુમાર તે નામ સાંભળીને ઊંચા કાનવાળો થઇ તેની સામું જુવે અને પોતાનો પૂર્વભવ સંભારે. અનુક્રમે તે મોટો થયો. હમણા જીતશત્રુ રાજા મૃત્યુ પામ્યો અને પુરંદરકુમાર ગાદીએ બેઠો છે. અન્ય પુરૂષનો જેણે સંગ તજી દીધો છે એવી કળાવતીને તેણે પોતાના આવાસમાં રાખી છે. પોતે રાજપુત્ર થયો એ સર્વે પરમેષ્ઠિ નમસ્કારનું ફળ છે એમ જાણી જિનધર્મમાં દ્રઢ શ્રદ્ધાવાળો થયો અને નિરંતર પરમેષ્ઠિમંત્રનું ધ્યાન કરે છે. આ ઉપરથી નગરના સર્વે લોકો પણ પરમેષ્ઠિમંત્રના ધ્યાનમાં તત્પર રહે છે. કહ્યું છે કે "यथा राजा तथा प्रजा"

સુમતિમિત્રના મુખથી એવો વૃતાંત્ત શ્રવણ કરીને રાજપુત્ર અત્યંત ખુશી થયો અને નમસ્કારમંત્ર પરભવમાં આ પ્રમાણે ફળદાયી થાય છે એમ કહી વારંવાર અનુમોદના કરવા લાગ્યો. પછી બંને મિત્રોએ ત્યાંથી પ્રયાણ કર્યું. કેટલેક દિવસે તેઓ મથુરા નામની નગરીમાં પહોચ્યા. ત્યાં તેઓએ એક યક્ષનું દેરૂં જોયું જેમાં એક તરફ કોઈ ચોરને શૂળીએ ચડાવેલો અને પાસે એક શ્રાવક નમસ્કારમંત્ર સંભળાવતો ઉભેલો એવી મૂર્તિ જોઇ. એવું અપૂર્વ આશ્ચર્ય જોઇને રાજસિંહે ત્યાંના પૂજારીને તે સબંધી વૃતાંત પુછયો એટલે તે બોલ્યો-શત્રુનું મર્દન કરનારો, શિષ્ટ જનોને હિતકારી અને શઠ પુરૂષોને કૃતાંત સમાન આ નગરનો શત્રુમર્દન નામે રાજા છે; કૃપાનો સમુદ્ર, સત્વરત્નનો ભંડાર અને શ્રાવકને વિષે શિરોમણિ જીનદત્તનામે શ્રાવક આ નગરમાં રહે છે હુંડિક નામનો ચોર કોઇ સ્થ-

બેથી આવીને આ નગરમાં ચોરી કરવા લાગ્યો. ઘણી ચોરી કરવાથી તે આખા નગરમાં પ્રખ્યાત થયો. એક દિવસે તેણે કોઇ શ્રીમત્ શેઠના ઘરમાં ખાતર પાડી સુવર્ણ લીધું. તેવામાં તેના ઘરના સર્વે માણસો જાગી ઉઠયા અને એકદમ પોકાર કર્યો. એટલે કોટવાલે આવીને તે ઘર ઘેરી લીધું અને ચોરને પકડયો. સૂર્યોદય થયો એટલે તે સર્વે સમાચાર કોટવાળે રાજાને નિવેદન કર્યા રાજાએ હુકમ કર્યો કે તેને અનેક પ્રકારે વિડંબના પમાડી શૂળીએ ચડાવો. આ ઉપરથી તેને લજ્જાયમાન વેશ પહેરાવી, ગધેડે બેસારી અનેક પ્રકારની વિડંબના પમાડતો કોટવાળે આખા નગરમાં ફેરવ્યો અને સ્થળે સ્થળે થાળી પીટાવી કે-ભો લોકો! આ હુંડિક નામે ચોર જે નગરમાં ચોરી કરતો હતો તેની આવી અવગણના કરી શૂળીએ ચડાવવામાં આવે છે માટે હવે પોતાનું હિત ઇચ્છનારા કોઇ પણ મનુષ્યે ચોરી કરવી નહિ, જે ચોરી કરશે તેને આવું દુઃખ સહન કરવું પડશે. રસ્તે તેને જોઇને નિર્દય મનુષ્યો લાકડી વગેરે હથિયારોથી મારવા લાગ્યા, સજ્જન મનુષ્યો તેની ઉપર કૃપા દ્રષ્ટિથી જોવા લાગ્યા, મશ્કરાઓ પગલે પગલે તેની હાંસી કરવા લાગ્યા અને યોગીઓ કર્મના આવા વિપાક છે માટે કોઇએ પાપ કાર્ય કરવા નહિ એમ વિચારવા લાગ્યા એ પ્રમાણે અનેક પ્રકારની વિડંબના પૂર્વક આખા નગરમાં ફેરવી નગરના છોકરાઓએ વીંટેલ તે ચોરને સ્મશાનભૂમિએ લાવ્યા. ત્યાં કોટવાળની આજ્ઞાથી ચરપુરૂષોએ તેને શૂળીએ ચડાવ્યો. શરીરમાંથી લોહી ઝરી જવાથી અને ગ્રીષ્મ ઋતુની ગરમીથી તે ચોરને અત્યંત તૃષા લાગી. અહો! આવી દશામાં પણ તૃષાએ તેને છોડયો નહિ!

હવે રસ્તે જે માણસો નીકળે છે તે સર્વેની પાસે શૂળી ઉપર રહેલો અને મરણની અણી ઉપર આવેલો તે ચોર પાણી માગે છે પરંતુ રાજાની બીકથી કોઇ તેને પાણી આ-

પે નહિ. તેવામાં જીનદત્ત શ્રાવક તે રસ્તેથી નીકળ્યો. ચોરે તેની પાસે પણ પાણીની યાચના કરી. તે વારે ચોરની પાસે જઇ તેણે કહ્યું—હું પાણી લાવીને તને પાઇશ પણ તેટલી-વાર તું પરમેષ્ટિમંત્રનું સ્મરણ કર જેથી તને સુગતિ પ્રાપ્ત થાય. કહ્યું છે કે-

हिंसावाननृतप्रियःपरधनाहर्त्तापरस्त्रीरतः
किंचान्येष्वपिलोकगर्हितमहापापेषुगाढोद्यतः
मंत्रेशंसयदिस्मरेदविरतंप्राणात्ययेसर्वथा
दुष्कर्मार्जितदुर्गदुर्गतिरपिस्वर्गीभवेमानवः

હિંસા કરનાર, અસત્યવાદી, પરધન હરણ કરનાર, પર સ્ત્રીમાં રક્ત અને લોકોને વિષે નિંદિત એવા બીજા પાપકારી કાર્યોમાં ઉદ્યુક્ત એવો માણસ પણ જો પ્રાણાંતે પરમેષ્ટિ મંત્રનું સ્મરણ કરે તો તે પોતાના દુષ્કૃત્યથી દુર્ગતિ ઉપાર્જન કરેલી હોય તોપણ સ્વર્ગવાસી થાય છે.

એવું સાંભળીને તે ચોર બીજી સર્વ વેદના અને સર્વ મોહ છાંડીને તે શ્રાવકે કહ્યા પ્રમાણે નમસ્કાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યો. જીનદત્ત શ્રાવક ઘરે જઇ હાથમાં જળ લઇ ત્યાં આવ્યો તે અગાઉ તે ચોર મૃત્યુ પ્રામ્યો અને મહર્દ્ધિક યક્ષોમાં દેવપણે ઉત્પન્ન થયો કહ્યુંછે કે " अंते या मतिःसा गतिः"

ગુપ્ત પુરૂષોએ આ સર્વ વૃત્તાંત રાજાને નિવેદન કર્યો તે ઉપરથી રાજાએ જીનદત્ત શ્રાવકને મારી નાંખવાનો હુકમ કર્યો. પછી જેવામાં કોટવાળે તેને રાસભ ઉપર બેસારી વિડંબના પમાડવાનો આરંભ કર્યો તેવામાં તે યક્ષે પોતાના ગુરૂની અવધિજ્ઞાનવડે એવી દશા થતી જોઇ નગર ઉપર એક પર્વત બનાવ્યો અને બોલ્યો કે-રે રાજા વગેરે અધમજનો! આ પર્વતવડે તમને સર્વેને હું હમણાં ચુરી નાંખીશ.

કારણ કે મારા ગુરૂ, જગતવાસી સર્વે મનુષ્યના હિતકારી અને દયાના સમુદ્ર એવા આ જીનદત્ત શ્રાવકને તમોએ આ પ્રમાણે વિડંબના કરવાનો આરંભ કર્યોછે. એવી આકાશવાણી સાંભળી રાજાએ સર્વે નગરજનો તથા સર્વ પરિકર સહિત તે યક્ષની પુષ્પાદિવડે પૂજા કરવા માંડી અને છેવટે વિનંતિ કરી કે-સ્વામિન્! અજ્ઞાનતાને લીધે કરેલા આ અપરાધની અમને ક્ષમા કરો. સંતપુરૂષો શરણે આવનાર મનુષ્યો ઉપર વત્સલ ભાવવાળા હોય છે.

યક્ષે કહ્યું-તમે આં શ્રાવકને શરણે જાઓ. પૂર્વદિશાને વિષે એક મ્હોટું મારૂં દેવળ કરાવો અને તેમાં બનેલી-હકીકત પ્રમાણે સ્થાપના કરો.

પછાં રાજાએ તે જીનદત્ત શેઠને હસ્તિ ઉપર બેસારી ઊત્સવ સહિત નગરમાં પ્રવેશ કરાવ્યો અને તેની પાસે વારંવાર માફી માગી. યક્ષના કહ્યા પ્રમાણે આ ચૈત્ય રાજા એ કરાવ્યું અને તેમાં બનેલી હકીકત પ્રમાણે શૂળી ઉપર ચડાવેલ ચોર અને પાસે નમસ્કાર મંત્ર સંભળાવનાર શ્રાવકની મૂર્ત્તિ સ્થાપન કરેલી છે.”

એવું સાંભળીને હર્ષ પામેલો રાજપુત્ર, મિત્ર પ્રત્યે કહેવા લાગ્યો કે-હે મિત્ર! નમસ્કાર મંત્રનું સ્મરણ કરવાથી જેમ આ ચોર યક્ષરાજ થયો તેમ પૂર્વ ભવમાં પુલિંદ્ર એવો હું પણ નમસ્કાર મંત્રના સ્મરણથીજ રાજકુળમાં ઉત્પન્ન થયો છું. માટે પરમેષ્ટિમંત્ર આ ભવ અને પરભવમાં કેવો સુખદાયી થાય છે તે તું જો.

તેવારે સુમતિ મિત્રે વિનય પૂર્વક પુછયું કે-હે સૌભાગ્ય સુંદર! પૂર્વ ભવે કેવી રીતે તમારી પલ્લિપતિતા હતી તે સર્વે વૃત્તાંત કહો. પછી કુમારે પોતાનો પૂર્વભવ સંબંધી સર્વ વૃત્તાંત કહી બતાવ્યો એટલે સુમતિ હસીને બોલ્યો કે ત્યારે તમે પૂર્વ જન્મની પત્ની રત્નવતીને પરણવાને માટેજ પ્રયાણ કર્યું જણાય છે! પરંતુ પુરૂષ વેષ ઉપરજ દ્વેષ ધરનારી તે

બાળાનું દર્શન પણ દુર્લભ છે ત્યારે સંભાષણ શી રીતે થશે?

કુમારે કહ્યું-મિત્ર! વિધિ સર્વ કાર્યમાં સાવધાન છે ત્યારે કોઇ પણ કાર્યમાં ચિત્તને સંતાપ કરાવનારી ચિંતા આપણે શામાટે કરવી જોઇએ. એમ ધારી વારંવાર નમસ્કાર મંત્રનું સ્મરણ કરતા તે બંને મિત્રો આગળ ચાલ્યા. કેટલેક દિવસે તેઓ એક અરણ્યમાં પહોંચ્યા. ત્યાં ગરમીથી તૃષાતુર થયેલા અને પરિશ્રમથી થાકી ગયેલા તેઓએ એક સરોવર જોયું. વિકાશ પામતા કમળોથી સંકીર્ણ અને નિર્મળ જળથી ભરેલું તે સરોવર જાણે તારા ગણથી વ્યાપ્ત આકાશે ભૂમિતળમાં વિશ્રામ લીધો હોય તેવું જણાતું હતું. પછી તે સરોવરમાં સ્નાન કરીને વિશ્રામ લેવાને રાજપુત્ર એક આંબાના વૃક્ષ નીચે સુઇ ગયો. સુમતિ મિત્ર પુષ્પ વીણે છે તેવામાં તેણે દૂરથી આકાશમાં કોઈ વિદ્યાધરને આવતો જોયો. તે વિદ્યાધર જ્યારે કુમાર સમીપે આવ્યો ત્યારે તેનું દેવકુમાર સદૃશરૂપ જોઇને તેણે વિચાર્યુ કે પાછળ મારી સ્ત્રી આવે છે તે આ રૂપવંત કુમારને જોઇને મોહ પામશે. એમ વિચારી તેણે એક લતા ગુચ્છમાંથી ઔષધિ લઇ પાણીવડે તેના લલાટ ઉપર છાંટી તેને સ્ત્રી રૂપ બનાવી દીધો. વિદ્યાધરના ગયા પછી તેની સ્ત્રી આવી તેણે સ્ત્રીરૂપ કુમારનું અદ્‌ભુત સ્વરૂપ જોઇ વિચાર્યુ કે આને જોવા માટેજ મારો ભર્ત્તાર આ રસ્તે નીકળ્યો હશે અને હવે પછી તે એની ઉપર મોહ પામશે. એમ ધારી તેણીએ બીજા લતા મંડપમાંથી ઔષધિ લઇ પાણી સાથે તેના લલાટ ઉપર છાંટી તેને પુરૂષ રૂપ કરી ચાલી ગઇ. દૂર રહેલા સુમતિમિત્રે આ બંને ઔષધિ જોઇ. જ્યારે રાજપુત્ર જાગ્યો ત્યારે બંને ઔષધિ બતાવી સુમતિમિત્રે સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. પછી તે બંને ઔષધિ સાથે લઇ તે બંને મિત્રોએ આગળ પ્રયાણ કર્યું. કેટલેક દિવસે તેઓ પદ્મપુરે પહોંચ્યા. એક સુંદર પ્રાસાદ લઈ ચિંતામણિ રત્નના પ્રભાવથી નાના પ્રકારના સુખ ભોગવતા તે-

ઓએ ત્યાં સુખે નિવાસ કર્યો.

હવે રત્નવતી સર્વ પુરૂષના ગયા પછી પોતાની સખીઓ ની સાથે નિરંતર જીનમંદિરમાં પૂજા કરવાને જાય છે. એક દિવસ તે બંને મિત્રો ઔષધિના પ્રભાવથી સ્ત્રી રૂપ ધારણ કરી તે દેવળમાં પ્રથમથી જઈને બેઠા. જીનેશ્વરના પ્રતિમા-ની ભક્તિ પૂર્વક પૂજા કરી રાજપુત્રી પાછી વળી તેવામાં તેની દ્રષ્ટિ સ્ત્રીરૂપ ધારણ કરનાર રાજપુત્ર ઉપર પડી. તેનું મનો-હર સ્વરૂપ હર્ષ પૂર્વક ઘણીવાર સુધી જોઇ છેવટે રત્નવતીએ પુછયું-'તમે કયાંથી આવ્યા છો?

મિત્ર સ્ત્રીએ કહ્યું-'મારી સખી અન્યસ્થળેથી હમણાંજ અત્રે આવેલ છે.'

રાજપુત્રી બોલી-'ચંદ્રજ્યોત્સ્ના જોવાથી જેમ સમુદ્ર ઉ-લ્લાસ પામે તેમ તારી સખીને જોઇ હું અત્યંત ઉલ્લાસ પા-મું છું માટે તમે મારા મહેલમાં ચાલો.'

રાજપુત્રીએ એ પ્રમાણે કહ્યું એટલે તે કૃત્રિમ સ્ત્રીઓ તે-ની સાથે તેના મહેલમાં ગઇ. ત્યાં રાજપુત્રીએ તેનો ઘણો સ-ત્કાર કર્યો. ખુશીથી ત્યાં રહેતા તેઓ હમેશાં નાના પ્રકાર-ના વાર્ત્તાલાપ કરે છે. એક દિવસ કથાંતરે કુમાર સ્ત્રીએ રા-જપુત્રીને કહ્યું-'હજી સુધી તારોને પુલિંગજાતિ જણાયો નથી! સુવર્ણના સંબંધવિના જેમ મણિ શોભે નહિ તેમ મનોહર સ્ત્રીઓ યોગ્ય પતિવિના શોભતી નથી માટે સ્વયંવર મંડપ કરી તેમાં આવેલા રાજપુત્રો માંહેના કોઇ ઉત્તમ રાજપુત્ર સાથે વિવાહ કરવાને તું યોગ્ય છે.'

રત્નવતી બોલી-'પૂર્વભવના પ્રિય શિવાય સ્વર્ગપતિને પણ હું પતિપણે નહિ કરૂં.'

કુમાર સ્ત્રીએ કહ્યું-ત્યારે અરણ્યમાં રહેલી માલતીની ક-ળીની જેમ ભોગવિના તારૂં યૌવન વૃથા જશે.'

રત્નવતીએ કહ્યું-'ચિત્તની વિશ્રાંતિ માટે પતિ કરવામાં

આવે છે, મારા ચિત્તની વિશ્રાંતિ તારાથી થાય છે તો હવે બીજાનું શું કામ છે?'

કુમાર સ્ત્રીએ કહ્યું-'હે મૃગાક્ષિ! એ તારો પુલિંદ્ર ભર્ત્તાર કયા લક્ષણથી ઓળખાય તે કહે'

રત્નવતી-મારૂં પૂર્વે કરેલું સુકૃત જે જણાવે તે નિશ્ચયે મારો ભર્ત્તાર.'

કુમાર સ્ત્રીએ કહ્યું-' દમસાર ઋષિએ કહેલા પરમેષ્ઠિ મંત્રનું નિરંતર સ્મરણ કરી ત્યાંથી મરી તેના પ્રભાવથી તું અત્રે રાજપુત્રી થઇ.'

એવું સાંભળીને રત્નવતી અત્યંત આશ્ચર્ય પામી અને પોતાની ચંદ્રલેખા નામે સખી પ્રત્યે બોલી—'આ સ્ત્રી મારો પૂર્વ વૃત્તાંત પોતાથી જાણે છે કે બીજા કોઇના મુખથી જાણે છે?'

તે બોલી-એ પોતેજ તારો વૃત્તાંત જાણે છે. એની ઉપર તારો ચિત્તનો રાગ અને એની વચનાદિકની ચેષ્ટા એ સર્વેથી એ પુરૂષ હોય એમ જણાય છે. કામ શાસ્ત્રમાં સ્ત્રીને પ્રિય સમાગમથી જે વિકારો થવાનું કહ્યું છે તે કામવિકારો એને દેખવાથી તારામાં સ્ફુરાયમાન થાય છે. કોઈ પણ કારણથી એ તારો પૂર્વ જન્મનો ભર્ત્તા પુરૂષ મૂર્ત્તિ ગુપ્ત રાખી કૃત્રિમ સ્ત્રીપણું ધારણ કરીને અત્રે આવેલ છે.'

એવું સાંભળી રત્નવતીએ કરેલી સંજ્ઞાથી ચંદ્રલેખા કુમાર સ્ત્રી તરફ જોઇને બોલી-'સ્વામિન! અમારી ઉપર પ્રસન્ન થઈ તમારૂં સ્વાભાવિક રૂપ પ્રકટ કરો.'

જાણે યોગથી સિદ્ધ થયેલા હોય તેમ ચંદ્રલેખાના તેવા વચન સાંભળી તેઓએ બીજી ઔષધના યોગથી જગતવાસી મનુષ્યના નેત્રને આનંદકારી પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું. તે સમયે કુમારનું ઉપમાને ઉલ્લંઘન કરનારૂં રૂપ જોઇને રાજપુત્રીને ત્રણ જગતમાં સમાય નહિ તેટલો હર્ષ થયો.

પછી ચંદ્રલેખાએ કહ્યું-'હે નાથ! જેવી રીતે પ્રસન્ન થઇને સત્ય સ્વરૂપ પ્રકટ કર્યું તેવી રીતે આપનું કુળ, નગર, દેશ વગેરે કહેવાનો અનુગ્રહ કરો.'

તેવારે રાજસિંહની આજ્ઞાથી સુમતિમિત્રે તેનું નગર જાતિ, કુળ, દેશ, પાંથજને કહેલો પ્રબંધ, અને તે ઉપરથી કુમારને થયેલ જીજ્ઞાસા વગેરે સર્વે હકીકત સવિસ્તર કહી બ-

તાવી. આ સર્વ સમાચાર પદ્મ રાજાએ જાણ્યા એટલે તે અત્યંત ખુશી થયો અને રત્નવતી રાજસિંહ કુમારને આપી. ઉત્કૃષ્ટ આનંદને ધારણ કરનાર રાજસિંહે બીજે દિવસે શ્રીપતિ જેમ શ્રી ( લક્ષ્મી ) નું પાણિગ્રહણ કરે તેમ તે રાજકુંવરીનું પાણિગ્રહણ કર્યું. કરમોચનમાં હસ્તિ વગેરે ઘણી સમૃદ્ધિ આપી રાજાએ તેની ભક્તિ કરી. રત્નવતીની સાથે દેવ સમાન સુખ ભોગવતો કુમાર ત્યાં ઘણા દિવસ રહ્યો. એક દિવસ પિતાએ મોકલેલ પ્રતીહારે ત્યાં આવી કુમારને નમસ્કાર કરી તેના પિતાએ આપેલો પત્ર તેને આપ્યો. તે લઈ તેણે હર્ષ પુર્વક વાંચ્યો. તેમાં લખેલું હતું કે—

લક્ષ્મીના મંદિરથી પણ રમ્ય એવા મણિમંદિર નગરથી રાજમૃગાંક રાજા શ્રીમત પદ્મપુર નગરે કુમારતિલક રાજસિંહ કુમારને આલિંગન કરીને હર્ષપૂર્વક આજ્ઞા કરે છે કે-તારા વિયોગ રૂપી વિષથી પીડાયેલ અમે અમૃત સદૃશ તારૂં દર્શન કરવાને ઉત્કંઠિત છીએ. વળી વૃદ્ધિ પામતી વયને લીધે ધર્મ બુદ્ધિ પણ વૃદ્ધિ પામવાથી અમે વ્રત ગ્રહણ કરવાની જીજ્ઞાસાવાળા છીએ માટે હવે તારે આવીને આ રાજ્ય ગ્રહણ કરવું. '

પત્ર વાંચી પદ્મનૃપતિની રજા લઇ ચતુરંગ સેનાએ યુક્ત રાજસિંહ કુમાર પોતાના નગર તરફ ચાલ્યો. ત્યાં પહોંચ્યો. એટલે ઇંદ્ર જેમ ઇંદ્રાણીની સાથે હસ્તિ ઉપર બેસી પોતાના નગરમાં પ્રવેશ કરે તેમ રત્નવતીની સાથે કુમારને હસ્તિ ઉપર બેસારી તેના પિતાએ નગરમાં પ્રવેશ કરાવ્યો ઘરે આવી ભકિત પુર્વક પૃથ્વીતળ ઉપર મસ્તક લગાવી પિતૃપાદમાં નમસ્કાર કરતા પુત્રને આશીર્વાદ આપી પિતાએ અભિનંદન આપ્યું.

રાજ મૃગાંક ભૂપતિ મનમાં ચિંતવન કરે છે કે હવે પુત્રને રાજ્યે બેસાડી હું ધર્મસાધન કરીશ. તેવામાં ઉદ્યાનપાળકે આવી નમસ્કાર કરી વિજ્ઞાપના કરી કે રાજન્ દેવોદ્યાનને વિષે આજે ગુણસાગર નામે આચાર્ય પધાર્યા છે. તે સાંભળી આજે મારા ભાગ્યનો ઉદય થયો કે યોગ્ય સમયે ગુરૂ મહારાજા પધાર્યા એમ વિચારી રાજાએ રાજસિંહને રાજ્યપાટ બેસાર્યો. પછી દીન પુરૂષોને દાન આપી, જીનચૈત્ય

માં અર્ચા કરી રાજસિંહ કુમારની સાથે હસ્તિ ઉપર બેસી પરિવાર સહિત રાજા ગુરૂ સમીપે આવ્યો. ત્યાં જઇ ગુરૂમહારાજાને નમસ્કાર કરી વિનય પૂર્વક વિજ્ઞાપ્તિ કરી કે-સ્વામિન્! મને દીક્ષા રૂપ નાવા આપી ભયંકર ભવ સમુદ્રથી તારો. એટલે ગુરૂ મહારાજાએ વિધિ પૂર્વક દીક્ષા આપી. ઘણા પ્રકારના તપતપી રાજમૃગાંક રાજર્ષિ સુગતિને પ્રાપ્ત થયા.

રાજસિંહ કુમાર અને રત્નવતી ગુરૂમહારાજા પાસેથી ગૃહસ્થ ધર્મ અંગીકાર કરી ઘરે આવ્યા; ધર્મ અર્થ અને કામ એ ત્રણ વર્ગને સાધતા રાજસિંહ રાજાએ ચિરકાળ પર્યંત પ્રાજ્ય સામ્રાજ્ય ભોગવ્યું પછી પોતાને ગ્લાનત્વ પ્રાપ્ત થયેલ જાણી ભવથી ભય પામેલો અને સ્વાર્થ સાધવાની ઇચ્છાવાળો રાજા પોતાના પ્રતાપસિંહ નામના પુત્રને ગાદીએ બેસારી ધર્માચાર્ય સમીપે ગયો. ગુરૂ મહારાજાને વંદન કરી અંજલિ જોડી વિનંતિ કરી-'ભગવન્! મને સમયોચિત આજ્ઞા કરો.'

ગુરૂ મહારાજ બોલ્યા—મહા ભાગ! સર્વ પ્રકારની આશંસા છોડી કોટિ જન્મમાં દુર્લભ એવી આરાધના સમ્યક્ પ્રકારે કરો.

તે સમયે પૂર્વ દિશા તરફ મુખ રાખી પર્યંકાસને બેઠેલા રાજાને ગુરૂ મહારાજાએ આ પ્રમાણે આરાધના કરાવવા માંડી.

'જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પાંચ આચારમાં જે અતીચાર લાગ્યા હોય તે કહીને મિથ્યા દુષ્કૃત આપો, વ્રત ગ્રહણ કરીને વિરાધ્યા હોય તે યાદ લાવી આલોચના કરી ફરી આદરો પૃથ્વીકાય, અપ્યકાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, બેંદ્રિય, તેંદ્રિય, ચઊરેંદ્રિય, નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવ-એ સંબંધી ચોરાશી લક્ષ જીવાયોનિને ક્ષમાવો; પ્રાણિઘાત, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ, અરતિ, માયામૃષાવાદ અને મિથ્યાત્વ શલ્ય-એ અઢાર પાપસ્થાનક વર્જો; ત્રણ જગતમાં પોતાના જન્મવડે મન વચન અને કાયાથી જે દુષ્કૃત્યો કર્યા હોય, કરાવ્યા હોય અને અનુમોદ્યા હોય તેની નિંદા કરો;

વિધિ સહિત દાન શીલ અને તપ વગેરે સુકૃત્યો મન વચન કાયાથી કર્યાં હોય અનેબીજા પાસે કરાવ્યા હોય તેની અનુમોદના કરો, જીનેશ્વર ભગવંત, સિદ્ધ મહારાજા, મુનિ અને કેવલી ભાષિત ધર્મ એ ચારનું શરણ કરો, ચાર પ્રકારના આહારનો ત્યાગ કરો, નમસ્કાર મહા મંત્રનું સ્મરણ કરો, અને હું કોઇનો નથી, કોઇ મારૂં નથી એમ વિચારી આ દેહને વિષે પણ નિર્મમત્વ ધારણ કરીબીજા સર્વ પ્રકારની આશંસા દૂર કરી-નિરંતર જિનેંદ્રના ચરણ કમળમાં મારી મતિ અને ગતિ થાઓ એવી પ્રાર્થના કરો.'

ગુરૂ મહારાજાના કહ્યા પ્રમાણે સમ્યક્ રીતે આરાધના કરી સમાધિમાં મૃત્યુ પામી-રાજસિંહ નૃપત્તિ દશ સાગરોપમને આયુષ્યે બ્રહ્મદેવલોકે દેવતા થયા. રત્નવતી પણ તેજ પ્રમાણે આરાધના કરી તેજ દેવલોકે ગઇ. ત્યાંથી ચવી તેઓ અંને સિદ્ધિપદ પામશે.

પરમેષ્ઠિ મંત્ર એ સર્વ મંત્રમાં ઊત્કૃષ્ટ મંત્ર છે, સર્વ મંગલમાં ઊત્કૃષ્ટ મંગલ છે અને મનુષ્ય દેવ અને મોક્ષ સંબંધી સંપત્તિ આપવાને નમસ્કાર આ કથા મધ્યે આવેલી અવાંતર કથા મંત્રજ ઊત્કૃષ્ટ સાધન છે; આ કથા મધ્યે આવેલી અવાંતર કથાઓ માંહેના શિવકુમાર, શ્રીમતિ, જિનદાસ, ચંડપંગલ અને હુંડીક એ સર્વે એ મંત્રના પ્રભાવથીજ આ ભવ અને પરભવમાં સુખનાં ભોક્તા થયા હતા; અને પુલિંદ્રના ભવમાં નમસ્કાર મંત્રનું સ્મરણ કરવાથીજ રાજસિંહ તથા રત્નવતી ઊત્કૃષ્ટ સંપત્તિને પામ્યા એમ જાણી સ્વશ્રેય વાંછક જનોએ નિરંતર નમસ્કાર મંત્રનું સ્મરણ કરવું એજ આ વાર્તાનો સાર છે.

इत्याकर्ण्यपुलिंद्र वृत्त मतुलंनृस्व• शिव श्रीप्रदं ।
ज्ञात्वापंच नमस्कृति स्मृति फलंज्ञातिषुशेषेषुच ॥
तद्भव्याभवभाव भीति भिदुरंभव्येनभावेनभो ।
नित्यंध्यायतपंच मंगल महामंत्रंसदासौख्यदं ॥

સમાપ્ત.